સને ૧૮૮૬ ની સાલમાં છાપ્યો.

# हिंदुस्ताननो करार बाबतनो आकट.

## સન ૧૮૭૨નો આકટ ૯મો.

એક વિદ્વાન વકીલની મદદથી

ટીકા સાથે.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

કસ્તુર વિરચંદ.

અમદાવાદ—આર્યોદય પ્રેસમાં છાપ્યો.

સંવત ૧૯૪૨. સન ૧૮૮૬.

આ કાયદો વલંદાની હવેલી સામે તથા પંચભાઇની પોળ પાસે ફીકાભટની પોળમાં કસ્તુર વીરચંદ પાસેથી મળશે.

# હિંદુસ્તાનનો કરારનો આકટ.

કરારો વિશેના કાયદાના કેટલાએક ભાગનાં લક્ષણો બાંધવા, તથા તે સુધારવા યોગ્ય છે. માટે નીચે લખ્યા મુજબ આ ઉપરથી ઠરાવવામાં આવે છે.

**પ્રથમના વિષય.**

ન્હાનું નામ. આકટ કયાં લાગુ છે. તે કયારે અમલમાંઆવશે. ૧. આ આકટને "સન ૧૮૭૨ નો હિંદુસ્તાનનો કરારનો આકટ" એવું નામ આપ્યું છે તે તમામ બ્રીટીશ ઈંડીયાને લાગુ છે, તથા તે તારીખ પેહેલી સપટેમ્બર સને ૧૮૭૨ ને રોજ અમલમાં આવશે.

કયા કાયદા રદ કરયા. આ આકટને જોડેલા *પરીશીષ્ટમાં કહેલા કાયદા તેના ત્રીજા કોષ્ટકમાં જેટલા બતાવ્યા છે તેટલા રદ કરયા છે; પરંતુ કોઈ પણ સ્ટાટયુટમાંના, આકટમાંના, અથવા કાયદામાંના જે ઠરાવ આ આકટ ઉપરથી સ્પષ્ટ રીતે રદ કરયા ન હોય તેને, તથા વેપારનો કોઇ પણ ચાલ કિંવા શીરસ્તો, કિંવા એકાદ કરારની કોઇ પણ અનુસંગીક વાત, આ આકટના ઠરાવની વિરૂદ્ધ ન હોય તો તેને, આ આકટના કાંઇ પણ મજકુરથી બાધ થનાર નથી.

ટીકા—બ્રીટીશ હિંદુસ્થાનમાં અગર બ્રીટીશ ઈન્ડીઆ બહાર થએલા કરારો બ્રીટીશ ઇન્ડીઆ બહાર કેવી રીતે પાળવા તે વિશે અને તેવા બીજા કરારો બાબત નિચેના હકીકત ઉપર ધ્યાન આપવું એ અવશ્યની વાત છે.

કરારથી ઉત્પન્ન થતા ફરજ કેવી રીતે પળાવવી તે જે કોરટમાં દાવો આણવામાં આવ્યો હોય તે કોરટના ધારા ઉપર આધાર રાખે છે અને કરાર કેવી રીતનો હતો એ સમજવાને માટે જે ઠેકાણે કરાર કરવામાં આવ્યો હતો તે જગ્યાના કાયદા મુજબ ચાલવું અને કરાર કોઇ અમુક ઠેકાણે પાળવાનો હોય તો તે ઠેકાણાના કાયદા મુજબ કરારનો અમલ થાય.

અમુક કરાર સબંધીના દાવાની બાબતમાં કયા કરારનો કાયદો લાગુ પાડવો તે નકી કરવું એ કાંઈ સહેલું કામ નથી. જ્યાં આગળ કરાર કરવામાં આવ્યો હોય તે દેસના ધારા પ્રમાણે તો એ કરાર મંજુર રહેવા લાયક હોય પણ જ્યાં એ કરાર અમલમાં લાવવા દાવો કરવામાં આવ્યો હોય તે દેશના કાયદાનું અનલંઘન થતું હોય તે દેશની રઇયતના હક અને ફરજો ઉપર હુમલા થતા હોય, જે કરારો નિતી અગર ધર્મ વિરૂધ અગર સાર્વજનિક હક વિરૂદ્ધ હોય તે કરારો અને એવા બીજા કરાર નિરરથક છે તેથી તે કરાર સબંધી દાવા ચાલી શકતા નથી. સ્ટોરીસ કોન્ફલીકટ ઓફ લા.

આ કરાર આકટ જે કરારો તા૦ ૧ લી સપટેમ્બર સન ૧૮૭૨ ના પહેલાં થયા હશે તેને લાગુ નથી એમ જસ્ટીસ બર્ક સાહેબે ઠરાવ્યું છે. ૧૨ બેં. લા. રી. ૪૫૮.

આ ધારા ઉપરથી કાઢેલો વારટન સાહેબ નીચે પ્રમાણે ખુલાસો આપે છે "જે કરાર જે જગાએ થયો હોય તે જગાના રીવાજ પ્રમાણે તે કરાર પરીપુર્ણ કરવો જોઈએ તથા જે જગાએ તે પુરો કરવાનો હોય તે જગાના કાયદા પ્રમાણે તે પુરો કરવો જોઇએ પણ કયારે અને કેવી રીતે આવા પરરાજના કાયદાઓ પસંદ કરવા એ કોરટનો કાયદો નકી કરે છે. અને ઉપર નીરદીષ્ટ કરેલા ન હોય એવા બધા પ્રસંગે તે કાયદો લાગુ કાય-

દાનું કામ સારે છે." (વારટન્સ કોનફ્લીકટ ઓફ લૉજ પા. ૪૦૧. )

પ્રથમ તો જે જગામાં તે કરાર થયો હોય તે જગાના કાયદા પ્રમાણે જેટલી જરૂરીઆતો જોઇતી હોય તેટલી જરૂરીઆતો હરેક ઠેકાણે તેના કાયદેસરપણાને માટે પૂરતી તથા જરૂરની છે. જેમકે જો કોઇ પરરાજમાં થએલા કરાર ઉપર સ્ટાંપ ન હોવાને લીધે તે ત્યાં નીરથક હોય તો તેનો અહીં અમલ કરી શકાય નહીં. (બ્રીસ્ટો વી. સેકવેવીલ, લા. રીપો. એકસચેકર વા. ૫ પા. ૨૭૫) તો પણ જે કરારમાં કોઈ જરૂરીઆત નહીં હોવાથી કાયદાઓ (સ્ટાટયુટો) પ્રમાણે તે રદ થાય છે તે અને જે કાયદાઓથી કોઈક જરૂરીઆત પૂરી પાડયા શિવાય દાવો લાવવાનો અથવા પુરાવો લેવાનો અટકાવ થાય છે તેઓ વચે ભેદ રાખવો જોઇએ. પણ આ બીજી જાતના કાયદા કોરટના કાયદાનો ભાગ હોય તોજ તે અમલમાં આવે. જે પરરાજમાં જે દસ્તાવેજ થયો હોય તે રાજના કાયદા પ્રમાણે સ્ટાંપ ન હોવાથી દસ્તાવેજ મજકુર પુરાવામાં અંગીકાર કરવા જોગ ન હોય તો પણ ઇંગ્રેજી કોરટ તેને અંગીકાર કરશે. (જેમ્સ વી. કાથરવુડ ડાઉલીંગ એન્ડ રાયલાન્ડસ કેસીસ. વા. ૩ પા. ૧૯૦) અને જ્યાં ઇંગલીશ કાયદા (સ્ટચાટયુટ) જેવો કે કપટ વિશેનો કાયદો (સ્ટાટયુટ) જેમાં એમ ઠરાવે છે કે અમુક જાતના કરારો લેખી ન હોય તો ફરીયાદ ચાલે નહીં ત્યાં ઇંગરેજી કોરટ આ કરાર લેખી ન હોવા ઉપરથી લાવેલી ફરીયાદ સાંભળશે નહીં જો કે એ કરાર જે જગાએ થએલો તે જગાના કાયદા મુજબ તે લખીતવાર કરવાની જરૂર નહોતી (લેઇન વી. વાઈટ હેવન; હાઉસઓફ લારડેનસ કેસીસ વા- ૩ પા. ૧ )

અરથ. ૨. વાકયના તથા વીષયના સબંધ ઉપરથી જુદો અરથ થવાનો સંભવ હોય તો તે શિવાય બીજે પ્રસંગે આ આકટમાં વાપરેલા નીચે લખેલા શબ્દો તથા શબ્દ પ્રયોગોનો અરથ નીચે મુજબ સમજવો.

નોટ—કેટલીક વખતે દરખાસ્ત યાને સુચના જાહેર ખબરની મારફતે કરવામાં આવે છે અને આવી સુચના યાને દરખાસ્તથી સુચના કરનાર એક અમુક સખસ જો કે બંધાય છે એમ નથી પરંતુ જે જે સખસોના હાથમાં એ જાહેરખબર હોય અને એ જાહેર ખબરની સરત પ્રમાણે એ સુચના જે જે સખસ મંજુર રાખે તે તમામ સખસોની સાથે એ સુચના મંજુર થયાની ખબર મળે કે તુરતજ એ કરાર થાય અને પછી બંને તરફેણોને એ કરાર પાળવાનો ફરજ ઉત્પન્ન થાય છે રેલવેનાં ટાઇમટેબલો પણ તે મુજબ સુચનાઓ છે અને તેમાં બતાવ્યા મુજબ જો કોઇ સખસ રેલવેમાં જવાનું ઈત્યાદિ કામ કરવાનુ પસંદ કરી પોતાની ઇચ્છા જણાવે તો પછી રેલવે કંપની સાથે એ સખસે કરાર કર્યો એમ થાય છે.

(અ) જ્યારે કાંઇ એક વસ્તુ કરવામાં અથવા ન કરવામાં બીજા સખસની સંમતી મેળવવાના હેતુથી એકાદ સખસ તે વસ્તુ કરવાની કિંવા ન કરવાની પોતાની ખુશી છે એવું સદરહુ બીજા સખસને જણાવે ત્યારે તે સુચના કરે છે એમ કહેવું.

(બ) જે સખસને સુચના કરી હોય તે જ્યારે તેમાં પોતાની સંમતી જણાવે, ત્યારે તે સુચના તેણે સ્વીકારી એમ કહેવું. સુચનાનો સ્વીકાર થયો એટલે તે સૂચના વચન થયુ એમ સમજવું.

(ક) જે સખસ સુચના કરે તેને "વચન આપનાર" કહેવો અને જે સુચના સ્વીકારે તેને 'વચન લેનાર કહેવો.'

ટેનડર લેવાની જાહેરખબરનું પણ તેજ રીતે છે. જાહેર ખબર કાઢનારને સુચના કરવામાં આવે તેનું મોટામાં મોટુ ટેનડર સ્વીકારવાને તે બંધાએલો નથી ( સ્પેનસર વી. હારડિંગ. લા રીપારટસ કોમનપ્લીઝ વા. ૫ પા. ૫૬૧ )

(ડ) જયારે વચન આપનારની ઇચ્છાથી વચન લેનારે કીંવા બીજા કોઈ માણસે એ કાંઈ વસ્તુ કરી હોય કે ન કરી હોય અથવા તે વસ્તુ મજકુર કરે, કીંવા ન કરે અથવા વસ્તુ મજકુર કરવાનું કે ના કરવાનું વચન આપે, ત્યારે એ પ્રમાણે કરવું, અથવા ન કરવું અથવા વચન આપવું, એ તે વચનનો અવેજ છે એમ સમજવું.

એક એવો કરાર કરવામાં આવ્યો હતો કે અમુક નાણાં લેઇ ખેડાણ અને પડતર જમીન ઉપર સરકારનું મહેસુલ ઓછું કરાવી આપવું અને તેમ જો ન થાય તો લાધેલા પઇશા પાછા આપવા આ કરારની રૂઈએ પ્રતિવાદીને આપેલા પઈશા પાછા લેવા દાવો કરયો તે કામમાં એમ ઠરાવવામાં આવ્યું કે ગેરકાયદેસર કરારનો અવેજ છે એમ ગણી કરાર નામુકર ઠરાવી શકાતા નથી. ૨ મદ્રાસ હા. કો. રી. ૨૪૩.

"અવેજની વ્યાખ્યામાં એમ બતાવ્યું છે કે અવેજ એટલે વાદીનું કોઇ પણ કામ જેમાંથી પ્રતીવાદીને અથવા કોઈ ત્રાહિત સખસને લાભ અથવા ફાયદો થાય છે અથવા વાદીએ વેઠેલી કાંઇ પણ તરદી, નુકશાની, અથવા અડચણ; પછી તે નુકશાની અથવા અડચણ ગમે તેટલી થોડી હોય તોપણ જો વાદીએ પ્રતીવાદીની સ્પષ્ટ અથવા ગર્ભીત સંમતીથી અથવા કોરટની ભાષામાં કહીએ તો પ્રતીવાદીના વિશેશ કહેવાથી અથવા માગણીથી આવું કૃત્ય કરયું હોય અથવા અડચણ વેઠી હોય તો" ( લેપો આર્પ. વી બ્રાયટ સ્કોટ વા. ૩ પા. ૨૫૦ )

(ઈ) પ્રત્યેક વચન તથા વચનોનો પ્રત્યેક જોડબંધ સમુદાય જયારે એક બીજાનો અવેજ હોય ત્યારે તે વચનને તથા સમુદાયને કબુલાત કહેવી.

(ફ) જે વચનો એક બીજાનો અવેજ કિંવા એક બીજાના અવેજનો ભાગ હોય તે વચનોને એવું નામ આપ્યું છે.

(ગ) જે કબુલાયતને કાયદાના જોરથી અમલમાં લાવી શકાતી નથી તેને નીરરથક કબુલાત એવું નામ આપ્યું છે.

(હ) જે કબુલાયત કાયદાના જોરથી અમલમાં લાવી શકાય છે. તેને કરાર કહે છે.

(આઇ) જે કબુલાયત તેના એક કીંવા અધીક પક્ષકારની ઇચ્છા ઉપરથી કાયદા મુજબ અમલમાં આણી શકાય, પણ બીજા એક કીંવા અધીક પક્ષકારની ઇચ્છા ઉપરથી અમલમાં લાવી શકાતો નથી, તે કબુલાયતને નીરરથક થવા યોગ્ય કરાર કહેછે.

(જ) જે કરારને કાયદાના જોરથી અમલમાં લાવી શકાતો બંધ થાય તે કરાર જે વખતે સદરહુ મુજબ અમલમાં લાવી શકાતો બંધ થાય તે તે વખતે નીરથક થાય છે.

ટીકાઃ—નીરરથક અને નીરરથક થવા યોગીય કબુલાત વચ્ચે મોટો તફાવત છે નીરરથક કબુલાત કદાપી કાયદેસર છેજ નહીં ને તેટલા માટે તે મંજુર રાખી શકાતી નથી નીરરથક થવા યોગ્ય કબુલાત એજ કે જે પક્ષકારથી તે રદ થઇ શકે છે તે પક્ષકારે તે રદ કરી નથી ત્યાં સુધી તે કાયદેસર ગણાય છે (એસ્ટર ફીલ્ડ. વી. જાનસેનવાઇટ એન્ડ ટયુડરસ ગણાય છે (એસ્ટર ફીલ્ડર. વી. જાનસેનવાઇટ એન્ડ ટયુડરસ લીડીંગ કેસીસ વા. ૭ પા. ૫૪૧. ઓકસ. [illegible] ટરકવાન્ડ; લા રીપોરટસ હાઉસઓફ લોરડસ કેસીસ. વા. ૨ પા. ૩૨૫. )

# બાબ ૧ લો.

## સુચના જણાવવી, સ્વીકારવી, તથા રદ કરવી એ વિષે.

સુચના જણાવવી સ્વીકારવી તથા રદ કરવી.

૩. જે કૃત્ય કરીને કીંવા ન કરીને સુચના કરનાર, કીંવા સ્વીકારનાર, કીંવા સુચના અથવા સુચનાનો સ્વીકાર રદ કરનાર પક્ષકાર અનુક્રમે સદરહુ સુચના કરયાની, કીંવા તે સ્વીકારયાની, કીંવા તે સુચના અથવા સુચનાનો સ્વીકાર રદ કરવાની વાત જણાવવાનો ઇરાદો કરે અથવા જે કૃત્ય કરવાનું, કીંવા ન કરવાનું પરીણામ એવું હોય કે તે ઉપરથી વાત મજકુર જણાય, તેવું હરકોઇ કૃત્ય કરવાથી કીંવા ન કરવાથી સદરહુ મુજબની સુચના કરવાની તથા સુચનાનો સ્વીકાર કરવાની તથા સુચના તથા સ્વીકાર રદ કરવાની વાત જણાવાયછે એમ સમજવું.

જણાવવું કયા રેપુરૂ થાયછે.

૪. જે સખસને કાંઇ સુચના કરી હોય તેને તે સુચના જ્યારે જાણ્યામાં આવે ત્યારે તે સુચનાનું જણાવવું સમાપત થયું એમ સમજવું.

સુચનાનો સ્વીકાર જણાવવાને સારૂં કાંઈ કૃત્ય કરવાની કીંવા ન કરવાની વાત સુચના કરનાર તરફ જ્યારે એવી રીતે રવાના થાય કે તે સ્વીકારનારના અખત્યારમાં રહે નહીં, ત્યારે તે સ્વીકારનું જણાવવું સરદહુ સુચના કરનારની વીરૂદ્ધ સમાપ્ત થયું એમ સમજવું.

અને તે વાત સુચના કરનારના જાણ્યામાં આવે ત્યારે સ્વીકાર કરનાર વીરૂદ્ધ તે સમાપ્ત થયું એમ સમજવું.

રદ કરયું એ જણાવવા માટે કાંઇ કૃત્ય કરયાની કીંવા ન કરયાની વાત જે સખસને તે જણાવવાનું છે તે સખસ તરફ એવે પ્રકારે રવાના થાય કે તે રદ કરનારના અખત્યારમાં રહે નહીં ત્યારે રદ કરયું એ જણાવવું સદરહું રદ કરનાર વીરૂદ્ધ સમાપ્ત થયું એમ સમજવું.

અને જે સખશને તે જણાવવાનું હોય તે સખસના જાણ્યામાં તે આવે ત્યારે જણાવવું સખસ મજકુર વીરૂધ શમાપ્ત થયું એમ સમજવું.

**દ્રષ્ટાંત.**

(અ) કંઇ એક કીંમત લઇને એક ઘર વેચીશ, એવી અ પત્રદ્વારે બ ને સુચના કરેછે બ ને તે પત્ર પોહોંચે ત્યારે તે સુચનાનું જણાવવું સમાપ્ત થાયછે.

(બ) અ ની સુચના બ પત્રદ્વારે સ્વીકારીને તે પત્ર ટપાલ મારગે મોકલે છે.

એમાં સ્વીકારનું જણાવવું પત્ર ટપાલમાં નાંખે ત્યારે અ વીરૂધ અને તે પત્ર બને પોહોચે ત્યારે બ વીરૂધ સમાપ્ત થયું.

(ક) અ પોતાની સુચના તાર મોકલીને રદ કરેછે.

તાર રવાના થાય ત્યારે રદ કરવું અ વીરૂધ સમાપ્ત થયું; બ ને તાર પોહોચે ત્યારે બ વીરૂધ સમાપ્ત થયું.

બ પોતાનો સ્વીકાર તાર મોકલીને રદ કરેછે. તાર રવાના થાય ત્યારે બ નું રદ કરવું બ વીરૂધ સમાપ્ત થયું, અને તાર અ ને પોંહોચે ત્યારે અ વીરૂધ સમાપ્ત થયું.

સુચના તથા

૫. કોઈ સુચનાના સ્વીકારનું જણાવવું સુચના કરનાર વીરૂધ સમાપત

સ્વીકાર રદકરવા બાબત. — થયાની અગાઉ તે સુચના કોઇ પણ વખતે રદ કરી શકાયછે પણ ત્યારપછી તે રદ કરી શકાતી નથી.

કાંઇ સ્વીકારનું જણાવવું સ્વીકારનાર વીરૂધ સમાપત થયાની અગાડીતે સ્વીકાર કોઇ પણ વખતે રદ કરી શકાયછે. પણ ત્યાર પછી તે રદ કરી શકાતો નથી.

**દ્રષ્ટાંત.**

**અ** પોતાનું ઘર બ ને વેચવાને પત્રદ્વારે સુચના કરેછે અને તે પત્ર ટપાલ મારગે મોકલે છે.

**બ** પત્રદ્વારે સુચના સ્વીકારે છે અને તે પત્ર ટપાલ મારગે મોકલેછે.

**બ** એ સ્વીકારનું પત્ર ટપાલમાં નાખ્યું તેના પહેલાં ગમે તે વખતે કીંવા ટપાલમાં નાખે તે ક્ષણે, અ પોતાની સુચના રદ કરી શકે છે પણ ત્યાર પછી તે રદ કરી શકતો નથી.

**બ** ના સ્વીકારનું પત્ર અ ને પોંહોચ્યાની પેહેલાં ગમે તે વખતે કીંવા પોહોચે તેક્ષણે. બ પોતાનો સ્વીકાર રદ કરી શકે છે પણ ત્યારપછી તે રદ કરી શકાતો નથી.

સરકારે એક જાહેરનામુ કહાડી એક વખતે એ સખસને બક્ષીસ આપી ત્યારબાદ તે બક્ષીસ બીજુ જાહેરનામુ કહાડી રદ શરી શકાતી નથી. ૮ મુ. હા. કો. રી. ૧

કેટલીક વખત સુચના કરનાર સામા પક્ષકારને સ્વીકાર કરવાને માટે અમુક મુદત આપેછે પણ તેમ કરવાથી તે સુચના કરનાર સ્વીકાર પોતાના વીરૂધ પુરો થતા પેહેલાં કોઇપણ વખતે પોતાની સૂચના રદ કરવાનો અખતીઆર ખોતો નથી. આ નીયમનું ધોરણ એછે કે સ્વીકાર કરતાં સૂધી સ્વીકાર કરનાર ઉપર કાંઇ વાતનું બંધન થતું નથી, અને તેટલા માટે સૂચના કરનાર ઉપર કાંઇ વાતનું બંધન થવું ન જોઈએ. (કુક. વી ઓકવલી ટર્મ રીપોર્ટ વા. ૩ પા. ૬૫૩.)

જ્યાં એક પ્રતીવાદીએ વાદીને કેટલું ઉન વેચાતી આપવાનું કહ્યું અને તેની હા નાના જવાબ સારૂ ત્રણ દીવસની મુદત આપી હતી. અને ત્રણ દીવશની અંદર વાદીએ સૂચના કબુલ રાખવા સારૂ પ્રતીવાદી પાસે ગયો તે વખતે પ્રતીવાદીએ વાદીને કહ્યું કે ઉન બીજા માણસને વેચાતી આપી ચુકયોછું આ કામમાં એમ ઠરાવવામાં આવ્યું કે જ્યારે વાદીએ પોતાનો સ્વીકાર બતાવ્યો તે વખતે પ્રતીવાદીએ ના પાડી તેથી કરાર થયો નહોતો. (હેડ. વી. ડી. ગોન; મુડી એનડ રાયન વા. ૩. પા. ૯૭.)

રદકરવાનાપ્રકાર. — ૬. સુચના નીચે લખેલે પ્રકારે રદ કરાયછેઃ—

(૧) રદ કરવાની ખબર સૂચના કરનારે સામાવાળાને જણાવવાથી;

(૨) સદરહુ સૂચનામાં તેને સ્વીકારવા સારૂ નીમેલી મુદત થઈ ગયાથી; અથવા એ પ્રમાણે કાંઇ મુદત્ત નીમી ન હોય તો, યોગ્ય મુદતમાં સ્વીકાર કરયાની વાત ન જણાવ્યાથી.

**ટીકા**—સુચના કરવાનું કામ ઇઆ સૂચના રદ કરવાનુ કામ એ બેમાંનું એકે સામા માણસના જાણવામાં આવે ત્યાં સૂધી પુરૂ થતુ નથી નજદીક નહીં હોયતેવા સખસો જેમની વચ્ચે કાગળ દ્વારે ઇઆ સંદેસાથી વેહેવાર ચાલેછે. તેઓના વચેના બધા કરારોમાં એક પક્ષકારે કરેલી સૂચના જ્યાંસૂધી તે સામા માણસને જણાવવામાં ન આવે ત્યાંસુધી તે સુચના માત્ર નહીં જણાવેલો ઈરાદોછે જો ખેપીઓ અથવા કાગળ જે ઠેકાણે મોકલ્યો હોય તે ઠેકાણે આવતા પેહેલાં અટકાવવામાં આવે તો સુચના રદ થઇ શકેછે પણ તે સૂચના પેહોચે અને સ્વીકાર-

વામાં આવે અને મુખ્યત્વે કરીને તેનો અમલ કરવામાં આવે ત્યાં સુધીમાં સુચના રદ્દ કરવાનો પત્ર આવી પેહોંચે નહીં તો પછી તે રદ્દ થઇ શકતી નથી, કારણ કે સુચના રદ્દ કરવાનું સામા માણસના જાણવામાં આવે ત્યાં સુધી તે એક મનમાં ધારેલું કૃત્યછે, તે કાંઈ કરેલું કૃત્ય નથી, ને તેથી કરીને અલબત તેની અસર નહીં જણાવેલા પણ પક્ષકારના મનમાં ધારેલા ઇરાદા કરતાં જાદે નથી.

પાછલી કલમની નોટમાં લખેલાં કુક. વી. ઓકસલીના ઠરાવ ઉપરથી એમ નીકળેછે કે જો સુચના રૂબરૂની મુલાકાતમાં કરી હોય અને પક્ષકાર જુદા પડતાં સૂધી તે સ્વીકારવામાં ન આવી હોય તો તે રદ્દ કરી ગણાયછે અને પાછળથી કરેલો સ્વીકાર કામમાં આવશે નહીં. આવે પ્રસંગે યોગ્ય વખત ઘણું કરીને પક્ષકાર જુદા પડતી વખતે પુરો થાયછે.

સ્વીકાર આટલી મુદતમાં કરવો એવી રીતે જો મુદત બાંધી હોય તો ખુલું છે કેસુચના આપેલી મુદત વીત્યે બંધ પડેછે. જ્યારે સૂચના કરનાર સ્વીકારને માટે કાંઇ મુદત બાંધતો નથી ત્યારે એમ અનુમાન થાયછે કે યોગ્ય મુદતની અંદર સ્વીકાર જણાવવો એમ તેનો ઇરાદો છે. દરેક પ્રસંગે આ પ્રમાણે યોગીય મુદત કેટલી તે કોરટે કેસની હકીકત ઉપરથી નકી કરવું જોઇએ રામસગેટ હોટેલની કંપની વી. ગોલડ. સ્મીડ (લા રીપોર્ટ એકસ ચેકર. વા. ૧ પા. ૧૦૯)ના કામમાં શેરને મળવાને માટે અરજી જુનમાં કરવામાં આવી હતી અને નવેંબરમાં તે અરજીમાં કરેલી સૂચના સ્વીકારમાં આવી હતી આ અયોગ્ય મુદતમાં સ્વીકારવાનું થયું હતું એમ ઠરાવવામાં આવ્યું હતું.

પ્રતીવાદીએ વાદીને માલ વેચાતો આપવાનું પત્ર દવારે લખી જણાવ્યું હતું અને તેમાં સરનામાની ચુકથી તે પહોંચવો જોઇએ તે કરતાં બે દીવસ મોડો વાદીને પોહોચ્યો અને વાદીએ તેનો જવાબ પોસ્ટ મારફતે મોકલ્યો હતો તોપણ ઉપરના સબબથી બે દીવસ મોડો પોહોચેલો તે કામમાં ઠરાવવામાં આવ્યું હતું કે તે કરાર પુરો કરાવવાનો વાદીને હક છે (આડમા વી. લીન્ટસેલ બાર્નવેલ એન્ડ અલ્ડરસન વા. ૧ પા. ૬૮૧ આ ઠરાવવામાં મુદ્દો એ હતો કે વાદીએ ટપાલ રસ્તે સ્વાકાર કરયો અને પ્રતીવાદીની સુચના વાદીને પોહોચી એટલે પુરી થઇ એમ ગણવામાં આવ્યું હતું.

(૩) સુચના સ્વીકારવા પેહેલાં જે સરત પુરી કરવી જોઈએ તે સ્વીકારનારે પુરી ન કરયાથી; અથવા.

(૪) સુચના કરનાર મરણ પામ્યો હોય અથવા ગાંડો થયો, અને તે મરણ પામ્યો કીંવા ગાંડો થયો એ વાત સ્વીકાર કરયા પેહેલાં સ્વીકારનારને માલમ પડી હોય. તો તે મરણ કીંવા ગાંડપણથી.

સ્વીકાર વગર સરતનો હોવોજોઇએ.

૭. કોઇ સુચનાને વચનનું રૂપ આપવાને સારૂ.

(૧) તેનો સ્વીકાર બીન સરતનો તથા નીશ્ચય પુરવક હોવો જોઇએ;

**ટીકા:**—સ્વીકાર થવો જોઇએ એટલામાટે સુચના કરનાર સખસ એમ લખે કે તમારો જવાબ નહીં આવે તો મારી સુચના તમે સ્વીકારીછે એમ માનીશ તેથી પોતાનો નકાર જણાવવાનો અથવા જવાબ નહીં લખવાથી બંધનમાં આવવાનો બોજો સામા પક્ષકાર ઉપર તે સુચના કરનાર નાંખી શકતો નથી

સ્વીકાર થયો છે કે નહીં તે વિશે કેટલીક વખત બારીક સવાલ ઉતપન્ન થાય છે.

ભાષા એવી હોય કે જે ઉપરથી સ્વીકાર કરનારની અનીશ્ચિત કબુલાત નીકળતી હોય તથા સુચના કરનાર બીજી સરતો કબુલ રાખશે એવી ઇચ્છા તેને બતાવી હોય પણ જોવાની વાત એટલીજ છેકે પક્ષકારોની ભાષા તથા વરતણુંક જોતાં એકે જણે પછી ગમેતો નાખુશીથી બીજાની સુચના સ્વીકારવાનો ઇરાદો રાખેલો કે નહીં.

જ્યાં નહીં મંગાવેલા માલની સાથે એક એક બીંદડામાં ને એક ભરતીઆ સાથે મોકલવામાં આવે તો મંગાવેલા માલની એ પઈશા આપવાનું વચન થાય છે; કારણ કે તેથી એવી તકરાર થઇ શકે કે આ બાબતમાં નીશ્ચય પુરવક સ્વીકાર થયો નથી.

જે માણુસને સુચના કરવામાં આવી હોય તે માણસે સ્વીકાર કરવો જોઇએ. જ્યાં અ એ બ પાસ માલ મંગાવ્યો અને તેની સાથે તેને લેવડ દેવડ ચાલતી હતી અને ક કે જેણે બ ની ગુડવીલ[1] ખરીદ કરી તેણે આ ફેરફારની અ ને ખબર આપ્યા શીવાય માલ મોકલ્યો. તે કામમાં એમ ઠરાવવામાં આવ્યું કે અ અને કની વચે કરાર થયો નહોતો કારણ કે અ નો કની સાથે લેવડ દેવડ રાખવાનો કદી ઈરાદો નહોતો પણ તેનો ઇરાદો બ નાં સાથે રાખવાનો હતો. (બોલટન વી. જોન્સ, લા જનરલ અકસચેકર વા. ૨૭, પા.૧૧૭)

સુચનાની અને સ્વીકારની સરતો વચે જરા પણ ફેરફાર હશે તો સ્વીકાર સુચનાને વચનનું રૂપ આપી શકશે નહીં. અનીશ્ચીત સ્વીકાર ખરેખર એક નવી સુચના છે. જ્યાં તા૦ ૨૫ મી જુલાઇથી અ એ બ ના ઘરનો કબજો લેવાની સુચના કરી અને બએ કબજો તા૦ ૧ અગષ્ટથી આપવાનું કહી એ સુચના સ્વીકારી (રૂટલેજ. વી. ગ્રાનટ; બીંગહામ. વા, ૪ પનું ૬૬૦ અથવા જ્યાં બ એ ઘોડો હારનીસમાં તોફાન નહીં કરવાની ખાતરી આપવાની સરતે અએ તેનો ઘોડો રાખવાની સુચના કરી અને બ એ એવી મતલબની ખાતરી આપી સ્વીકાર કરયો કે ડબલ હારનીસથી તે તોફાન નહીં કરે (જોરડન. વી નોરટ; ગીશન એનડ વેલ્સબી. વા. ૪ પાનું ૧૫૫. આપ્લીગાય વી. જોનસન; લા. રીપોરટસ કોમનપલીઝ વા. ૯ પા. ૧૫૮ ક્રોસલી. વી. મેકોક; લા રીપોરટસ ઇકવીટી. વા. ૧૮ પા. ૧૮૦) આ બેમાંથી એકે પ્રસંગે સ્વીકાર થયો નથી એમ ઠરાવવામાં આવ્યું હતું.

જેવી કરારની ભાંજગડો પુરી થાય અને સરતો કબુલ કરવામાં આવે એટલે તે સરતોને રીત પ્રમાણે લખીતવાર કરવાનો પક્ષકારનો ઈરાદો હોય તે ઉપરથી કરારે જરાકે ઓછો બંધન કારક નથી. " જો કોઇ કબુલાતમાં બધી સરતો આવી ગઇ હોય તો તેને યોગ્ય કરારના રૂપમાં મુકવાને કોઇ શખસ ઉપર સુચના દાખલ તે મોકલવામાં આવેતો તે પ્રમાણે મોકલવું એ એક કબુલાયતમાં વધારો કરવાનો નહીં પણ માત્ર સાંકેતીક ભાષામાં તે લખવાને માટે મોકલવાનો ઈરાદો ગણાશે, અને એટલા માટે તે કબુલાયત જો પુરતી

---

૧. ટીપ 'ગુડવીલ' એ શબ્દ અંગ્રેજીછે. અને તેનો અરથ નીચે આપ્યો છે "કાંઇ ધંધો ચાલતો હોય તેમાં જે પુંજી અથવા મીલકત નાંખી હોય તેની કીંમત શીવાય હમેશા ઘરાકોની તરફથી, તે ધંધો જે ઠેકાણે ચલાવવામાં આવતો હોય તે ઠેકાણાને લીધે, કીંવા કુશળતાની અથવા દોલત મંદીની અથવા વખતસર બરોબર કામ કરવામાં આવતું હોય તેની કીરતીને લીધે, કીંવા બીજી કાંઇ આકસમીક બીનાઓને લીધે, કીંવા પ્રાચીનકાળની મેહરબાની ભરેલી નજરને લીધે ઉતેજન મળતું હોય તે ઉપરથી જે ફાયદો અથવા નફો ઉત્પન થતો હોય તેને 'ગુડવીલ' સમજવી. (વારટનના કાયદા કેસની ત્રીજી આવૃતી જોવી) વીર પ્રસાદ તાપી પ્રસાદ ખ. રૂ. ઠાનાવાળા.

કશે તો તે બંધન કારક થશે.” (ફ્રાંક્લ. વી, ફ્રીમન, વેઝી વા. ૯ પા. ૩૫૧) પણ આ ધરાએલો સામાન્ય નીયમ રીડગવે વી. વારટનના કામમાં હાઉસ ઓફ્ લેરડસમા થયેલા ફેંસલાથી ઘણો અસથીર થયોછે (હાઉસ ઓફ્ લોર્ડસ કેસીસ વા. ૬ પા. ૨૬૮; સગડણુસ વેનંડરસ એન્ડ પરચેસર્શ પા. ૧૪૧) આ કામમાં ઠરાવવામાં આવ્યું હતું કે કબુલાયતને કરારના રૂપમાં મુકવાને માટે સોલીસીટરને મોકલીએ એ એવો પુરાવોછે કે તે લખીતરવાર થાય ત્યાં સુધી પક્ષકાર પોતે બંધનમાં આવવા ઈરાદો રાખતા નથી રીડગ્વે, વી. વારટનના કામમાં લારડ ક્રાન્સવર્થ બોલ્યા કે “ જો કબુલાયત થઇછે એમ સ્પષ્ટ હોય તો પક્ષકારોએ કબુલાયત કરારના રૂપમાં લખીતવાર કરાર કરાવવાની ઇછા રાખે છે એટલાજ ઉપરથી તેઓ પેસતરની કબુલાયતથી બંધનમાં આવી શકતા નથી એમ ધારવાથી મારો મત વિરૂધ્ધ છે, પણ પેસતરની ભાંજગડ કરાર થાય એમ પક્ષકારોનો ઇરાદો નથી એમ બતાવવાને પક્ષકારો પછવાડેથી કરાર કરવાનો ઈરાદો રાખે છે એ બોના મજબુત પુરાવોછે” લોરડ સેનટલીઓડસ એ મતથી જુદા પડયા ને તેમનો મત એવો થયો કે કરાર થઈ ગયેલોછે અને સોલીસીટર કે જે તેની એકે સરત ફેરવી શકતો નથી તેને તે મોકલવા ઉપરથી તેમાં કાંઈ ફેરફાર થઇ શકતો નથી.

યોગ્ય નીયમ એ જણાયછે કે સરતોને પધતી પ્રમાણે લખીતરવાર કરવાનો ઇરાદો કેટલોક પુરાવછે જે ઉપરથી એમ જણાય છે કે પક્ષકારોએ કરાર પુર્ણ થયો એમ સમજતા નથી. ને આ ધોરણ ઉપર કેટલાક મુકરદમાના ફેંસલા ) થએલાછે. જ્યાં બે દલાલો વેચાણના કરારની સરતોમાં એકમત થયા અને તેમની વચ્ચે જે લેખ થયો તેમાં છેવટ પધતી પ્રમાણે કરાર એવા શબ્દો લખ્યા હતા. તેમાં ઠરાવવામાં આવ્યું હતું કે પદ્ધતિ પ્રમાણે કરાર લખાઈને સ્વાધીન કરવામાં આવે ત્યાં સુધી કરાર થયો નથી એવો અર્થ આ શબ્દો ઉપરથી નીકળતો નથી પણ તે ઉપરથી જાસ્તી જામીનગીરીને વાસ્તે એ સરતો વધારે પુરણ રીતે બતાવવાનો માત્ર ઇરાદો નીકળે છે અને તેટલા માટે આવો ઇરાદો છતાં પણ પક્ષકારોને એ કરાર બંધન કરતા છે (હેવર્થ વી. નાઇટ લા જનરલ કામન પ્લીઝ વા. ૩૩. મા. ૨૯૮) પક્ષકારની સરતોને એક પધતી પ્રમાણે આકારમાં લાવવાની ખુશી હોય તેટલીજ વાત ઉપરથી એમ ગુમાન કરવું કે આ શરતોથી પોતે બંધાએલાછે એમ માનવા તેમનો ઇરાદો નથી એ ગેરવ્યાજબી જણાય છે પણ જો સરતો નકી ન થઇ હોયતો કબુલાયત થતી નથી એ ખુલ્લુંછે કારણ કે પાછળથી નકી કરવાની કબુલાયત વચન વીરૂદ્ધ થાયછે (હનીમેનવી. મારીઆત હાઉસ ઓફ્ લારડસ કેસીસ વા. ૧ પા. ૧૧૨) કંઇક મીલકત વેચવાની સૂચના કોઇ માણસને મળી જેના જવાબ માં તેણે લખ્યું કે મારા સોલીસીટર અને તમારી વચ્ચે કરારની જે સરતો થાય તે લાગુ રાખીને તમારી સુચના હું સ્વીકારૂં છું. તેમાં એમ ઠરાવામાં આવ્યું કે કરાર થયો નથી. (વુડ. વી. મીડનેલોઠી જેકસ માકનાગટન એનડ ગોરડન વા. ૫ પા. ૪૧ )

(૨) તે સૂચના અમુક રીતે સ્વીકારવી જોઈએ એવું તેમાં ન બતાવ્યું હોય તો, તેનો સ્વીકાર કોઈ હમેશ મુજબની તથા યોગ્ય રીતે બતાવેલો હોવો જોઈએ. સુચના મજકુર કેવી રીતે સ્વીકારવી જોઈએ તે તે સૂચનામાં બતાવ્યું હોય, અને તે રીતે તેનો સ્વીકાર થયો ન હોય, તો સૂચના કરનારને સ્વીકાર મજકુર જણાયા પછી પોતાની સૂચના તેમાં બતાવેલી રીતેજ સ્વીકારવી જોઇએ બીજી રીતે સ્વીકારવી જોઇએ નહીં, એવો આગ્રહ સૂચના કરનાર મજકુર યોગ્ય મુદતમાં બતાવી શકે છે પરંતુ તે જો એ પ્રમાણે ન કરે તો તેણે તે સ્વીકાર માન્ય કરયો એવું સમજવું.

ટીકા—જેની સૂચના સ્વીકારવામાં આવી છે પણ તે ફરમાવેલી રીત પ્રમાણે સ્વીકારવામાં આવી નથી તે સુચના કરનાર ઉપર આ ઠરાવ સદરહુ સ્વીકાર ઉપર ફરમાવેલી રીતે કરાવવાનો બોજો નાંખે છે; 'કેવી રીતે સુચના સ્વીકારવી જોઇએ' એ શબ્દોનો અર્થ આગળ પાછળના સબંધ ઉપરથી ખુલી રીતે એવો થાયછે કે કેવી રીતે સ્વીકાર દર્શાવવો જોઇએ. આ કલમની પેહેલી રકમથી જે અનીશ્ચીત સ્વીકાર સ્પષ્ટ રીતે નામંજુર થાય છે તેવો અનીશ્ચીત સ્વીકાર આ રકમથી મંજુર થઇ શકતો નથી. દરેક પ્રસંગે સ્વીકાર બીન શરતનો તથા નિશ્ચય પુર્વક હોવો જોઇએ. અને જો તે સ્વીકાર સુચનામાં દર્શાવ્યો હોય તેથી જુદી રીતે કરવામાં આવ્યો હોય એટલે કે લખીતવાર હોવાને બદલે મુખજુબાનીથી અથવા સ્ટાંપના કાગળનેબદલે સાદા કાગળ ઉપર કરવામાં આવ્યો હોય તો સુચના કરનારને એ સ્વીકાર બીજી કોઇ રીતે નહી કરતાં સુચનામાં બતાવેલી રીતે કરાવવાનો યોગ્ય મુદત સુધી હક છે. જો તે તે વીશે કાંઇ બોલે નહી તો સ્વીકાર કરવાની રીત તેને કબુલ છે એમ ગણવું અને તેને બંધનકારક છે.

એક કેસમાં સુચનાની સરતોમાં તાર કરવામાં ચુક થઇ હતી. જેને સુચના કરવામાં આવી હતી તેણે એ સુચનાનો ઇરાદો પોતાને સમજાયો તે અર્થમાં તેણે તે સુચનાનો સ્વીકાર કર્યો પણ એકજ સરતોમાં સમંતી નહોતી થઇ તેથી કરાર ઉત્પન્ન થયો નહોતો (હેનકલ વી. પેપ લો રીપોર્ટસ એકસચેકર વા. ૬ પા. ૭ આપ્લીબાય. વિ. જાનસન; લો રીપોર્ટસ કોમન પ્લીઝ વા. ૯ પા. ૧૯૮.)

એક કરારની રૂઇએ દાવો કરવામાં આવ્યો હતો તેમાં ઠરાવવામાં આવ્યું કે ઇગ્રેજી "લા" પ્રમાણે હાંશીયામાં લખવાથી તેમાં કાંઇ ફેરફાર થયો એમ થતુ નથી. ફેરફાર થવાને એવું જોઇએ કે તે ઉપર સહી થયેલી જોઇએ અગર તે દસ્તાવેજના રૂપમાં તેથી કાંઇ ફેરફાર થવો જોઇએ. એ. ડી. વિ. કયાંપેનાથ ઇ. લા. રી. ક. વા. ૩. પાનુ ૨૨૦

સરતો પુરી કીધાથી કિંવાઅવેજ લીધાથી સ્વીકાર થાયછે.

૮. સુચનાની સરતો પુરી કરવાથી, અથવા પરસ્પર વચનનો કાંઇ અવેજ આપવાનું સૂચના સાથે જણાવ્યું હોય તે અવેજ લીધાથી, સૂચના સ્વીકારી એમ થાય છે.

ટીકા—પક્ષકારો વચે પરસ્પર લખાવટ ચાલ્યા વગર સુચના સ્વીકારી શકાય. પરંતુ જે સખસ સરત પુરી કરે તેને સુચના જણાવ્યા વગર તે સખસનું કૃત્ય સ્વીકાર થશે નહીં. જ્યાં એક કામમાં એક જાહેરખબરના જવાબમાં પ્રતીવાદીએ વાદીઓને જોઇતો સામાન "કંપનીનો કોઠારી વખતો વખત જેટલો સામાન મંગાવે તેટલો સામાન" પુરો પાડવાનું ટેંડર મોકલ્યું. અને કંપનીએ તે ટેંડર સ્વાકાર્યું તે કામમાં એવો વાંધો લેવામાં આવ્યો હતો કે પ્રતીવાદીના વચનને સારૂ કાંઇ અવેજ નહોતો કારણ કે વાદીઓ માલ મંગાવવાને બંધાએલા નહોતા. આ વાંધો રદ કરતાં જસ્ટીસ બ્રેટ બોલ્યો કે "ઘણાક કરારો એકજ ફરીયાદીને લાગુ થાય છે. જો હું સામાને એમ કહું કે 'જો તમે યોર્ક જશોતો હું તમને સો પૌંડ આપીશ' આ અમુક અર્થમાં એક તરફી કરાર છે. તેણે યોર્ક જવાનું વચન આપ્યું નથી. પણ જો તે જાય તો બેશક સો પૌંડ મેળવવાને હકદાર થશે. મારા કહેવા ઉપરથી તેનું યોર્ક જવું થાય એ મારા વચનને માટે પુરતો અવેજ છે. એવી રીતે એક સખસ બીજા સખસને કહે કે 'જો તમે મારી પાસેથી લોખંડ અથવા બીજો સામાન મંગાવશો તો હું તમને એટેલી કીમતે સદરહુ માલ મોકલીશ.' જો માલ મંગાવવામાં આવેતો કરાર પુરો થાય છે. જે કરાર વેચનાર પુરો કરવાને બંધાએલો છે." (ગ્રેટ નોરધન રેલવે કંપની. વી. વીમાથ; લા. રીપોર્ટસ કોમન પ્લીઝ. વા. ૯ પા. ૧૯)

વચનોસ્પષ્ટ તથા ગરભિત હોય છે.

૯. કોઈ વચન પઇકીની સુચના અથવા સ્વીકાર જેટલે દરજ્જે શબ્દો વડે કરયો હોય તેટલે દરજ્જે તે વચનને સ્પષ્ટ વચન કહેવું. એવી સુચના દીંવા એવો સ્વીકાર શબ્દો શીવાય બીજી રીતે જેટલે દરજ્જે કર્યો

હોય તેટલે દરજ્જે તે વચનને ગરભીત વચન કેહેવું.

ટીકા—મુકાબલે કદાચજ અને ફક્ત ઘણા ઊંચા વરગના કામોમાંજ કોઈ વચન ઉ-આ સ્વીકાર આખો સ્પસ્ટ રીતે લખીને કરવામાં આવેછે. કેટલીક વખત કાંઇ પણ કહેવામાં આવતું નથી. કેટલીક વખત ફક્ત કરારની મુખ્ય સરતો દરશાવવામાં આવેછે. ને બાકીની પક્ષકારોની વરતણુંક ઉપરથી તથા કામના સ્વરૂપ ઉપરથી સમજી લેવી પડે છે. જો કોઈ માણસ એક દુકાનમાં પેસે અને ત્યાં વેચવા મુકેલી કોઇ જણસ ખાઈ જાય તો તેની અને એ દુકાનના માલીકની વચે પરસ્પર વચનો થાય છે પછી એકે જણ તરફથી કાંઇ પણ શબ્દ કહેવામાં ન આવ્યો હોય તો તેની ચિંતા નહી. દુકાનના માલીક તરફથી એવું વચન થાય છે કે ઘરાકને જણાવેલી કીમતે અથવા વ્યાજબી કીમતે તે જણસ આપવી. ઘરાકની તરફનું વચન એવું થાયછે કે તે જણસની કીંમત આપવી. એવીજ રીતે કોઈ માણસ કોઈ ભાડુતી ગાડીમાં બેસે તો એક તરફથી એ ગાડીના માલીકો તરફનું અમુક રીતે અને અમુક જગાએ તેને લઈ જવાનું વચન થાયછે અને બીજી તરફથી તેની કીંમત આપવાનું તેનું વચન થાયછે. આ પ્રસંગે આખું વચન ગર્ભીત છે. પરંતુ ઘણું કરીને કાંઇક લખવામાં અથવા કહેવામાં આવેછે એટલે સુધી કરાર સ્પષ્ટ છે. પણ કાંઇક વધારે ગર્ભીત રહેવા દેવામાં આવેછે. કબુલાયતો સાબીત કરવાના દસ્તાવેજોના સંબંધમાં લોર્ડ કામ્પબેલ કહેછે કે "વેપારીઓ તથા સોદાગરોને ઘણાં કામો હોવાને લીધે અને તેમની થોડી સંખ્યામાં લેવડદેવડ ચાલતી હોય ને એક બીજાને દરરોજ મળવું થતું હોય તેને લીધે થોડુંક લખી લેવાની ખાએશ રાખેછે. ને બાકીનું લખવું મુકી દેછે. જે દરેક કરારમાં તેઓ માની લેછે. જડજોના પોકાર છતાં તેઓ એ પ્રમાણે કરેજ જાયછે. અને ઘણીક વખતે તે વીશે કોરટોમાં કશી ફરીયાદ આવતી નથી. અને એ પ્રમાણે બીન હરકતે અને બીન નુકશાનીએ તેઓ કરે જાય છે. અને વખતે તેઓને ફરીયાદ કરવી પડેછે. તોપણ એકંદરે આ પ્રમાણે કામ કરવાની રીત ફાયદાકારક માલમ પડેછે." (હંફ્રે. વી. ડેલ. અલીસ એન્ડ બ્લાકબર્ન વા. ૭ પા. ૨૬૬).

ગર્ભીત કરાર શો છે તે વાત દરેક પ્રસંગે આસપાસની હકીકત ઉપરથી સમજી લેવો જોઇએ. ઘણું કરીને કાંઇક શીરસ્તો અથવા રીવાજ હોય છે જેથી કરીને પક્ષકારના ઇરાદા વિશે કંઇ પણ અંદેશો રહેતો નથી અને જ્યારે આ પ્રમાણે ન હોય ત્યારે ગર્ભીત રાખેલું વચન ઘણું કરીને કેફીયત જોતાં પક્ષકારે કેવું વચન આપ્યાનું સંભવીત માલમ પડે છે તે ઉપર વીચાર કરી સમજવું જોઇએ. જ્યાં એક સખસ બીજા સખસે પોતાને પૈશા આપવાના બદલામાં નોકરી કરવાનું કબુલ કરેછે ત્યાં એ બીજા સખસની તરફનું તેને કામે લગાડવાનું અને પૈસા મેળવવા દેવાનું ગર્ભીત વચન થાયછે (ચર્ચવાર્ડ. વી. રાણી; લો રીપોર્ટસ કવીન્સબેંચ. વા. ૧ પા. ૧૭૩ ) એવીજ રીતે જ્યાં ખરીદીના પૈશા થોડા ઘણા આયંદે ભરવામાં આવે તે પ્રમાણે નક્કી કરવાના હોય ત્યાં વેપાર ચલાવવાનો ગર્ભીત કરાર થઇ શકે. (ટેલીગ્રાફ કંપની. વી. મેકલીન; લો રીપોર્ટસ ચાન્સરી અપીલ. વા. ૮ પા. ૬૫૯)

પરંતુ ગર્ભીત કરાર એવો હોવો જોઇએ કે ગમે તે એક પક્ષકારની ધારણા અથવા ઈરાદો ગમે તેવો હોયતે એક બાજુ ઉપર રાખતાં પ્રકરણની કેફીયત ઉપરથી વ્યાજબી અને સ્વભાવિક રીતે ઉત્પન્ન થતો હોય. જે પ્રસગે કોરટે એક ગર્ભીત કરારને એક કાર્યના અર્થમાં લેવા ના પાડી તેના દાખલા સારૂ યોર્ન વી. લંડનના મેઅરનો કેસ જુઓ (લા રીપોર્ટસ એકસચેર વા. ૯ પા. ૧૬૩)

આ કલમમાં બ્યાન કરેલા ગર્ભીત વચનોની બાબતમાં એ ગર્ભીત તથા સ્પષ્ટ વચનોની તે વચે વચનો સાબીત કરી આપવાની રીતમાંજ માત્ર ફેરફારછે, સ્પષ્ટ વચનોની બાબતમાં એવું વચન દર્શાવનાર સ્પસ્ટ બોલેલા અથવા લખેલા શબ્દોનો બનેલો હોયછે. હવે ગર્ભીત વચનોની બાબતમાં પુરાવો પક્ષકારોની વર્તણુક તથા સ્થીતી જે જે એ પ્રમાણે વચન યોજેલું હતું એમ બતાવે છે તે વર્તણુક અથવા સ્થીતીને લગતી હકીકતનો બનેલો હોયછે.

વ્યાજ આપવાનો કરાર ઘણી વખત રીવાજ ઉપરથી ગર્ભીત રહેલો હોયછે પણ

આવો રીવાજ ન હોય ત્યારે વ્યાજ લેવાને સારૂ સ્પષ્ટ કરારની જરૂરછે. આ સાધારણ કાયદાનો નીયમછે. અને તે હીંદુસ્તાનની અપીલોના ફેસલાઓમાં પ્રીવી કાંઉન્સીલે લાગુ કરયો છે. (જગો મોહન ગોસ વા. કેસરીચંદ મુર્શ ઇંડીઅન અપીલ્સ. વા. ૯ પા. ૨૫૬)

હુંડી પત્રીઓ તથા વાયદા ચીઠીઓ (પ્રોમીસરી નોટ) જેવા દસ્તાવેજોમાં વ્યાજ આપવાનો વેહેપારીઓમાં શીરસ્તો હોય છે અને બીજે પ્રસંગે પણ પક્ષકારોની વચ્ચે લેવડ દેવડનો જે શીરસ્તો હોય તે શીરસ્તા ઉપરથી વ્યાજ આપવાની જવાબદારી સાબીત કરી શકાય. (બરૂસ વી. હંટર કામ્પબેલ્સ રીપોરટસ વા. ૩ પા. ૪૬૭) વળી ચક્રવૃદ્ધિ વ્યાજનો પણ એ રીતે દાવો કરી શકાય. વળી મુદ્દલ કરતાં દાવાનું વ્યાજ વધી ગયું હોય તો તેથી સને ૧૮૮૫ નો આકટ ૮ મો થયા પછી તે વ્યાજ વસુલ લેવાનો પક્ષકારનો હક જતો નથી. (આનાજી રાવ. વી. રઘુબાઈ મદ્રાસ હાઈ કોરટ રીપોરટસ. વા. ૬. પા. ૪૦૦)

કેટલીક વખતે લેણાના ભાગ તરીકે વ્યાજનો દાવો નથી કરી શકાતો પણ નુકશાન તરીકે વસુલ લેઇ શકાય છે. જ્યાં એક ગીરો લેનારે અમુક દીવસે વ્યાજ મુદ્દલ આપવાની સરત હતી પણ તે દસ્તાવેજમાં એ નીમેલા દીવસ પછી વ્યાજ આપવાનો કાંઇ કરાર નહોતો. તે કામમાં ઠરાવવામાં આવ્યું કે તે દીવસ પછી ચડેલું વ્યાજ એ કરાર ઉપરથી લેણાના ભાગ તરીકે વસુલ કરી શકાતું નથી પણ લેણું રોકયાના નુકશાન દાખલ તે અપાવી શકાય, (ગાભીનસન વી. રેડશા, સાનડર્શ રીપોર્ટ એડીટેડ બાય વુલીઅમ્સ વા. ૧ પા. ૨૦૧) પ્રથમ દર્શની એ વ્યાજનો દર એ નુકશાનોનું ધોરણ થાય પણ જો એ દર ઘણોજ હદ ઉપરાંત હોય તો તે કોરટ ધોરણ તરીકે કબુલ રાખતી નથી. (કુક વી. ફાઊલર લા રીપોરટસ હાઉસ ઓફ લોરડસ કેસીસ. વા. ૭ પા. ૨૭) જ્યાં એક ગીરો લેનારે અમુક દીવસે વ્યાજ મુદ્દલ આપવાનો કરાર કરેલો પણ તે નીમેલા દીવસ પછી વ્યાજ આપવાના કરારમાં કાંઈ પણ સરત ન હોતી. એ કામમાં ઠરાવવામાં આવ્યું કે નુકશાન દાખલ વ્યાજ વસુલ લેઇ શકાયછે. કારણ કે દસ્તાવેજ ઉપરથી પક્ષકારોનો ઇરાદો એવો જણાયછે કે લેણાની રકમ ઉપર વ્યાજ ચડતું હોવું જોઈએ. સાન્ડર્શ રીપોર્ટસ એડીટેડ બાય વુલીઅમ્સ વા. ૧ પા. ૨૦૧) વેચાણ પુરૂં નહી કરી આપવામાં કરાર તોડયા બાબત મુકેલા અનામત રકમનો ઉપયોગ નહીં થયા બાબત જમીન વેચાનાર પાસેથી વિશેષ નુકશાન વસુલ કરી શકાય (મોબરલી. વી. રોબીન્સ, ટાન્ટન. વા. ૫ પા. ૬૨૫)

---

## બાબ ૨ જો.

### કરાર, તથા નીર્થક થવા યોગ્ય કરાર તથા નીર્થક કબુલાયત વિશે.

કયી કબુલાય તો કરાર થાયછે. ૧૦. કરાર કરવાને લાયક હોય એવા પક્ષકારોની રાજી ખુશીથી આપેલી સંમતીથી કરેલી તથા કાયદેસર અવેજને માટે અને કાયદાસર ઉદેસ માટે કરેલી તથા આ આકટમાં સ્પષ્ટ રીતે નીરથક ઠરાવી નથી એવી સરવે કબુલાયતોને કરાર સમજવા.

કોઇ કરાર લખેલો અથવા સાક્ષી દારોની રૂબરૂ થવો જોઈએ એવું બ્રીટીસ ઈંડીઆમાં અમલમાં હોનારા તથા આ આકટ ઉપરથી સ્પષ્ટ રીતે રદ નહી કરેલા જે કાયદામ ફરમાવ્યું હોય તે કાયદામાં અથવા દસતાવેજ નોધવા વિશે જે કાંઇ કાયદો હોય તેમ આ આકટમાંના કોઇ પણ નીમથી કંમપેસ થતું નથી.

ટીકાઃ—આ કલમ મુજબ કોઇ કબુલાયત કાયદા પ્રમાણે અગલમાં આણી શકાય તેવી છે અથવા બીજી રીતે કહીએ તો તે કરાર છે કે નહીં તેનો વિચાર કરવામાં પક્ષકા-

રોની યોગ્યતા, રાજી ખુશીથી આપેલી સંમતી, કાયદેસર અવેજ તથા કાયદેસર ઉપદેશ એ ચાર બાબતો જોવાની છે. કલમ ૨. (હ) જે કબુલાયત આ બાબતોમાં આ આકટની જરૂરીઆતો પુરી પાડેછે તે કબુલાયત જો ખસુસ કરીને ૨૯ 'ઠરાવી ન હોય તો અમલમાં આણી શકાય છે યોગ્યતા વીશે નીચેની બે કલમોમાં ઠરાવ્યું છે; સંમતી જેને જુદી જુદી હકીકત મુજબ બાધ લાગે છે તે વિશે કલમો ૩૩ ૨૨ માં ઠરાવ્યું છે અવેજ અને ઉપદેશ વિશે ૨૩-૨૫ કલમોમાં છે. આ બાબના બાકીના ભાગમાં અમુક કબુલાયતો ખસુસ કરીને નીર્થક ઠરાવી છે તે બતાવીછે બીજી જાતની નીરરથક કબુલાયતો એટલે જે કબુલાયતો અશકયછે અથવા થાય છે અથવા જે થયા પછીથી ગેર કાયદેસર થાય છે તેમના વીશે કલમ ૫૬ માં ઠરાવ કરયો છે.

જે કબુલાયતોનું કાયદેસર પણું બતાવવાને લેખ અથવા સાક્ષીઓની અવસ્ય જરૂર હોય એવી હિંદુસ્તાનમાં થોડીજ કબુલાયતો છે. ચીફજસ્ટીસ સ્કોટલાંડ કહે છે કે" એકે પ્રસંગે હિંદુ લો એવો માલમ પડતો નથી કે જેમાં લખાણ વગર ચાલેજ નહીં. પરંતુ પુરાવા દાખલ લખાણને વધારે વજન આપનાર તથા કીંમતી ગણે છે." (માનટાના રાયાપરાઝ વી. ચુકુરી વંતરાજ, મદ્રાસ હાઈકોરટ રીપોરટસ વા. ૧ પા. ૧૦૦)

કરારકરવાને ૧૧ પોતે જે કાયદાને તાબેછે તે કાયદા મુજબ જે શખસ લાયક ઉ-કોણુલાયકછે. મરે પોહોચેલા હોય તેવા તથા જેની સાવધ બુધી હોય તેવા તથા પોતે જે કાયદાને તાબેછે તે કાયદા મુજબ જેને કરાર કરવાની અશકતતા ન હોય તેવા સરવે સખસો કરાર કરવાને લાયક છે.

કરારકરવાને ૧૨. જે શખસ કરાર કરતી વખતે તે કરાર સમજવાને તથા પોતાના શાવધબુદ્ધીનો નફા નુકશાન ઉપર તે કરારથી શું પરીણામ થશે એ વીશે કોઇ સમજદાર કોનેસમજવો માણસ માફક નીરણય કરવાને શકત છે તે શખસ કરાર કરવાના કારણસર શાવધ બુધ્ધિનો છે એમ સમજવું.

જે શખસ ઘણું કરીને હમેશાં દીવાનો રેહેતો હોય પણ કોઇ કોઈ સમયે શાવધ બુધીનો થતો હોય તે શખસ સાવધ બુધીમાં હોય તે વખતે કરાર કરી શકે છે.

જે શખસ ઘણું કરીને હમેશ શાવધ બુદ્ધિમાં હોય પણ કોઇ કોઇ સમે દીવાનો થતો હોય તે શખસ દીવાનો હોય તે વખત કરાર કરી શકતો નથી.

**દ્દષ્ટાંતો**

(અ) દીવાનાના દવા ખાનામાં રાખેલો એક દીવાનો આંતરે આંતરે સાવધ બુધીનો હોય છે એ દીવાનો સાવધ બુદ્ધીમાં હોય તે વખતે કરાર કરી શકે છે.

(બ) એક શાવધ બુદ્ધીનો માણસ તાવ આવ્યાને લીધે બેભાન થયો છે, અથવા દારૂ પીને એટલો છાટકો થયો છે કે કરારની સરતો સમજી શકતો નથી કીંવા તે કરારથી પોતાના નફા નુકશાન ઉપર શું પરીણામ થશે એ બાબત સમજદાર માણસ માફક તે નીરણય કરી શકતો નથી; એ માણસ સદરહુ બેમાંની અથવા કેફ રહે ત્યાં સુધી કોઇ કરાર કરી શકતો નથી;

ટીકાઃ—"પોતાના નફા નુકશાન ઉપર તે કરારથી શું પરીણામ થશે એ વિશે કોઇ સમજદાર માણસ માફક નીરણય કરવો" એ વાકયનો અરથ એવો છે કે સાવધ બુદ્ધિ થવાને માટે કરારની સરતો સમજવા ઉપરાંત વિશેષ સમજ હોવી જોઇએ; કરાર કરનાર પક્ષકારો ઉપર તેનો કેવો પરીણામ થશે તે ખરે ખર સમજવાને તથા એ પ્રમાણે સમજેલા પરીણામ વીશે કોઇ સમજદાર માણસની માફક નીરણય કરવાની શકતી હોવી જોઈએ.

પ્રથમ તો સાવધ બુદ્ધીનું અનુમાન થાય છે પણ સામાન્ય દીવાનગી સાબીત કરયા પછી જે પક્ષકાર ડહાપણ આવ્યાની વાત કહેતો હોય તેના ઉપર ગાંડછાના ચીન્હો બંધ પડયાં હતાં એટલુંજ સાબીત કરવાનો નહીં, પણ પોતાના કૃત્ય વીશે શુદ્ધ રીતે નીરણય કરી શકે એવા એ શખશમાં સાવધ બુધ્ધી આવેલી એમ બતાવી આપવાની સાબીતીનો બો જો રહેછે (હોલ વી. વારટન, વેસી વા. ૯ પા. ૬૧૧)

શંમતી એ હસે શું. ૧૩. બે કીંવા વધારે સખસો કાંઇ એકજ વાતનો એક સરખો અરથ સમજીને તેમ કબુલ હોય તો તે વાતમાં તેઓની સંમતીછે એમ સમજવું.

ટીકાઃ—સમંતીની અવસ્ય સરતોમાં પ્રથમ તો કબુલાયતની બાબત એકજ હોવી જોઇએ અને બીજું કબુલાયત કરનાર પક્ષકારોમાં તેનો અર્થ એકજ હોવો જોઈએ. તેઓ માત્ર એકજ જાતના શબ્દોમાં કબુલ હોવા જોઇએ એટલુંજ નહીં. પણ 'એકજ અરથ' માં કબુલ હોવા જોઈએ. એ સબબથી જ્યાં એમ માલમ પડે કે જો કે એક સરખી ભાષા વાપરેલી છે તોપણ ખરૂં જોતાં દરેક પક્ષકારે જુદી જુદી વાત વીશે કબુલાયત આપી છે તો તે સંમતી થતી નથી. જ્યાં પ્રતીવાદીએ "મુંબાઇથી ઉપડેલા પીઅરલેસ નામના વહાણમાં આવવાના સૂરતીરૂના ૧૨૫ ગાંસડીઓ" ખરીદ કરવાનો કરાર કરયો અને તેના ઉપર નહીં સ્વીકારવા બાબતનો દાવો કરવામાં આવતાં તેણે એવી તકરાર લીધી કે જે રૂ ખરીદ કરવાનો મેં કરાર કરયો હતો તે રૂ. મુબાઇથી અકટોબર મહીનામાં ઉપડેલા પીઅરલેસ નામના બીજા વહાણમાંનું હતું અને જે રૂ નહીં સ્વીકારવા બાબતમાં વાદીએ મારા ઉપર દાવો કરેલો છે તે રૂ ડીસેંબર મહીનામાં ઊપડેલા પીઅર લેડસ નામના વહાણ ઉપરનું છે તેમાં ઠરાવવામાં આવ્યું કે એકજ અરથ સમજી ને તેમની સંમતી થએલી નથી દરેક પક્ષકાર 'પીયલેસ' એ નામથી કાંઇક જુદુ જુદુ સમજયો જો કે શબ્દો ઉપર વીચાર કરતાં તેઓ એકજ વાત ઉપર કબુલ થયા તોપણ એવો એકજ અરથ સમજી કબુલ થયા નથી. (રાફ્લ્શ વી. વેચેલહોશ લા જનરલ એક્શચેકર વા. ૩૩ પા. ૧૬૦)

જ્યાં પક્ષકારોની વચમાં સમજ ફેર થવાથી તેઓ જુદા જુદા કરારમાં સંમતી આપેતો ખરેખરી પરસ્પર સંમતી થતી નથી જેમકે જ્યાં સુધ્ધ વેપારને લાયક સણના દશ ટનના વેચાણની બાબત વેચનાર સેંટ પીટરસબરગનું શણ વેચવાનું સમજ્યો હતો અને ખરીદદાર રાઇગાનું શણ જે ઉંચી જાતનું કહેવાતું હતું તે લેવાને સમજ્યો હતો ખરીદદારને શણની હકીકત કહેવામાં દલાલે ચુક કરી હતી તે કામમાં ઠરાવવામાં આવ્યું હતું કે કરાર થયો નહોતો કેમકે પક્ષકારોની સંમતી ખરેખર વેચાણની એકજ ચીજ વીશે થઇ નહોતી (થોરનટન વી. કમ્પસ્ટોર ટાન્ટન વા. ૫ પા. ૭૮૬.)

સ્મીડ વી. ટાઇડનના કામમાં પક્ષકારોએ એક દલાલની મારફતે કરાર કરયો હતો જેણે દરેક પક્ષકારની સાથે જુદો જુદો વહાણ ભાડે રાખ્યા બાબતનો કરાર કરયો હતો. ભરતીયું દરેક કરારને સરખીજ રીતે લાગુ થતું હતું તે કામમાં ઠરાવવામાં આવ્યુ હતું કે એકજ અર્થ સમજીને કરાર થયો નથી ને એટલા માટે ભરતીઆ ઉપરથી દાવો થઇ શકતો નથી (લા. રીપોરટસ કવીનસ બેંચ વા. ૯ પા. ૪૪૬)

જો પક્ષકારો જણસના બાબતમાં કબુલ થયા હોય તો નામની ચુક કાંઇ અગત્યની નથી એક વીમાના કામમાં જ્યાં વીમા ખતમાં જે વહાણમાં માલ મોકલવામાં આવ્યો હતો તે વહાણનું ખોટું નામ લખેલું હતુ ત્યાં જુદી રીતે ઠરાવ્યું કે વહાણનું નામ ગમે તે હોય તે બાબત એકે પક્ષકારને દરકાર નહોતી કારણ કે જે વહાણમાં તે માલ ખરેખર ચઢાવેલો હતો તે વહાણમાંના માલનો વીમો ઉતરાવવાનો તેમનો ઇરાદો હતો એટલા માટે ચુક છતાં પણ એ કરાર વ્યહવાર ઉપયોગી ઠરાવવામાં આવ્યો હતો. (આયેનાઇડસ વી. પાસીફીક ઇનસ્યુરન્સ કંપની; લા રીપોરટસ કવીનશ બેંચ વા. ૪ પા. ૬૭૪)

એકજ અર્થ સમજીને કબુલ કરવાને માટે એવું જરૂરનું નથી કે કરાર કરનાર

પક્ષકારોનાં મન કરારના પેટાની દરેક બાબત ઉપર એક સરખાં હોવાં જોઇએ જેમકે કોઈ માણસ એક ચીજ ખરીદ કરે. ને જે ચીજ તેને ખરીદ કરવાનો વીચાર હોય તે તેને મળેતો જે કામમાં તે આવશે એમ ધારી તે ચીજ તેણે લીધી હોય તે કામને માટે સદરહુ ખરીદ કરેલી ચીજ નકામી માલમ પડે તેથી તે એમ તકરાર નથી કરી શકતો કે મેં એ ચીજ ખરીદ કરવાની સંમતી આપી નથી (ચાન્ટર વી. હોપકીન્સ, માંશન એન્ડ વેલ્સબાય વા. ૪ પા. ૩૯૯)

જો દરેક પક્ષકાર માલની એકજ ગાંસડી ઉપર વીચાર કરતા હોય તો તેની જાત વિશે તેમની ધારણાઓ જુદી જુદી હોય તે ઉપરથી તેમની સંમતી ગેર કાયદેસર થતી નથી. જેમકે સ્મીથ. વી. હયુજીસના કામમાં એમ દલીલ કરવામાં આવી હતી કે જુના ઓટસ (એક જાતનું વીલાયતી ધાન) લેવાને પ્રતીવાદીનો ઇરાદો હતો અને વાદીનો નવા ઓટસ વેચવાનો ઇરાદો હતો તેથી કરીને એકજ અર્થ સમજીને સંમતી અપાએલી નહોતી અને તેટલા માટે કરાર થયો નહોતો. પણ ચીફ જસ્ટીસ કોકબરન બોલ્યા કે "ખરીદદાર ખરીદ કરવાને જે હેતુથી લલચાયો હતો તે હેતુને કરારની એક અવસ્ય સરતની સાથે જોડી દઈને કાઢેલા પ્રમાણને આધારે આ તકરાર કરવામાં આવી છે. બંને પક્ષકારો ઓટસની અમુક થેલાના વેચાણ તથા ખરીદીની બાબતમાં કબુલ થયા હતા. ફકત એટલુંજ કહી શકાય કે તે બંને પક્ષકારો ઓટસ કેટલા વખતના છે તે વીશે એક અર્થ સમજીને કબુલ થયા નહોતા. પણ ખરેખર તેઓ સદરહુ ઓટશની ખરીદી તથા વેચાણની બાબતમાં એક અર્થ સમજીને કબુલ થએલા હતા." (લા રીપોર્ટસ કવીન્સબેંચ. વા. ૬ પા. ૫૯૭) જો તેજ દાખલામાં ઓટસના બે થેલા હોત તેમાં એક નવાનો ને બીજો જુનાનો અને એ માંથી કીયો વેચવાનોછે તે વીશે કાંઇ જણાવ્યું નહોત ને આવે પ્રસંગે જો વાદીને નવા ઓટસ વેચવાનો ઇરાદો હોત અને પ્રતીવાદીનો ઇરાદો જુના ખરીદ કરવાનું હોતતો તેમાં સંમતી થઈ ગણાત નહીં.

રાજી ખુશીથીઆપેલી શંમતીએટલેશું

૧૪. નીચે લખેલી રીતે સંમતી ઉત્પન્ન થઇ ન હોય ત્યારે તે સંમતી રાજી ખુશીથી આપી એમ સમજવું—એટલે,

(૧.) પંદરમી કલમમાં બતાવેલાં લક્ષણો મુજબની સખતીથી અથવા.

(૨.) સોળમી કલમમાં બતાવેલાં લક્ષણો મુજબના ગેરવાજબી દાબથી અથવા,

(૩.) સતરમી કલમમાં બતાવેલાં લક્ષણો મુજબના કપટથી અથવા.

(૪.) અઢારમી કલમમાં બતાવેલાં લક્ષણો મુજબની ગેર સમજુતી કરવાથી અથવા,

(૫.) ચુકથી, પરંતુ કલમ ૨૦ મી ૨૧ મી તથા ૨૨ મી માંના ઠરાવ કાયમ સમજવા,

ઉપર લખેલી રીતે સંમતી ઉત્પન થઇ એમ કયારે સમજવું કે જ્યારે સદરહુ મુજબની સખતી કીંવા ગેરવાજબી દાબ કીંવા કપટ કીંવા ગેરસમજુતી કીંવા ચુક ન હોત તો સંમતી આપવામાં આવત નહી એવું હોય ત્યારે.

ટીકા;—આ કલમમાં લખેલી સખતાઇ તથા બીજો ઇલાજ હોય તેથી તદન ખુશીનહોતી. એમ નીકળતું નથી. એ પ્રમાણે થએલું કાયદેશર કાઢવા સરખું છે તોપણ તેટલામાટે અવસ્ય કરીને નીરર્થક નથી. હવે બાજી તરફ એવી તરેહનો બળાત્કાર અથવા દગો થઇ શકે કે જેથી ખુશીની ધારણા બાતલ થઇ શકે. અને સદરહુ કારય ફલાણા સખસે કરયું એમ કહેવામાં આવ્યું હોય તે સખસનું તે કાંઈ નથી એમ ગણું નીરરથક થઇ શકે. જેમકે કોઇ સખસ ઉપર પ્રત્યક્ષ શરીરનું જોર વાપરી કોઇ દસ્તાવેજ કરવાની તેને ફરજ પાડી હોય અથવા જ્યાં તે દસ્તાવેજ ઉપર તેની સહી બનાવી હોય તો કાંઈ ખુશી તેણે તે કરવામાં વાપરી નથી અને તેટલા માટે કાયદેસર કાર્યે થતું નથી. જે કાર્યે ત-

દન નીરરથક છે અને જે નીરરથક થવા યોગ્યછે તેની વચે ભેદ એછેકે પેહેલી જાતનું કારય મંજુર કરી શકાય નહી પણ બીજી જાતનું કારય મંજુર થઇ શકે (ફ્રોસ્ટર વી. માકોનોન. લા. રીપોર્ટસ કોમનપ્લીઝ વા. ૪ પા. ૭૦૪.)

"કાર્ય જાતે નીરરથક છેકે નહી? જોનીરરથક થવા યોગ્ય હોયતો તે મંજુર થઇ શકે નહી પણ જે કાર્ય ફકત કેફ્રીયતને લીધે નીરરથક થવા યોગ્ય હોય પછી તે કેફ્રીયત ગમેતેવી ગજબુત હોય તોપણ તે કાર્ય જે પક્ષકારને નીરરથક ઠરાવવાગાં પ્રથમ ફતેહ પામ્યો હોય તે પક્ષકારના પાછળના વિચાર પુર્વક કૃત્યથી બેશક મંજુર થઇ શકે. (ડામોન્ટમોરન્શી વા. ડેવેરોકશ કલાર્ક એન્ડ ફ્રોનલી. વા. ૭ પા. ૧૮૮ ચેસ્ટરફ્રીલ્ડ વી. જાનસેન. વાઇટ એન્ડ ટયુડસ લીડીંગ કેશીશ વા. ૧ પા. ૪૮૩)

ગેર કાયદેશર કરાર નીરરથક છે કપટથી મેળવેલો કરાર નીરરથક કરવા યોગ્ય છે.

એક લખેલો દસ્તાવેજ રજીષ્ટર થએલો હતો તેમાં પોતાના બે ભાઈઓ અવિભક્ત કુટંબના ત્રણ ભાઇઓનો હકક કબુલ કરેલો, તેના બદલાગાં એક સખસે કબુલ કરેલું કે.મારે પોતાનો હીસ્સો તમારા શિવાય બીજા કોઇને વેચવો નહી, આપવો નહી; અગર ગીરો આપવો નહી, અને જો તેની વ્યવસ્થા કરવાની મારી મરજી હોયતો, તમારી પાસેથી અમૂક રકગ લેઇ વ્યવસ્થા કરૂ. આવો કરાર છતાં તે સખસે પોતાનો હિસ્સો બીજા સખસને ગીરો આપ્યો. તેમાં ઠરાવવાગાં આવ્યું કે બીજા સખસે તે ગીરો અમલમાં લાવવાને દાવો કરેલો તેમાં શદરહુ કરાર બળવાનછે. અને તે ગીરો આપનારના ભાઇઓ વિરૂદ્ધ આપેલુ ગીરો બરોબર નથી. લખમીચંદ વિ. તોરીલાલ. ઇ. લો. રી. અ. વા. ૧ પાનુ ૬૧૮

સખતીનાં લક્ષણો. ૧૫. એકાદા ગાણુસને કાંઇ કબુલાયત કરવાની જરૂર પાડવાના ઇરાદાથી હીંદુસ્તાનના ફોજદારી કાયદામાં જે કૃત્ય કરવાની મનાઇ કરીછે તેવું કોઇ પણ કૃત્ય કરવું કીંવા કરવાની ધાસતી આપવી અથવા ગમે તે કોઇ માણસની હાની થાય એવી રીતે કોઇ પણ ગીલકત કાયદા વીરૂદ્ધ અટકાવીને રાખવી કીંવા અટકાવીને રાખવાની ધાસતી આપવી. એને સખતી કહેવી.

ખુલાસો.—જે ઠેકાણે સખતી કરવામાં આવે તે ઠેકાણે હીંદુસ્તાનનો ફોજદારી કાયદો અમલમાં છે કીંવા નથી એ વાત જરૂરની નથી.

**દ્રષ્ટાંત.**

અ મોટા સમુદ્રમાં એક અંગરેજી વાહાંણુ ઉપર બ પાસેથી એવું કૃત્ય કરીને એક કબુલાયત કરાવેછે કે, તે કૃત્ય હીંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે સાપ્રાધ ધગકી થાય.

પછી કરાર તોડયા બાબતનો દાવો અ કલકત્તામાં બ ઉપર ગાંડેછે,

અ એ કરેલું કૃત્ય ઈંગલંડનાં કાયદા પ્રમાણે ગુન્હો થતો નથી અને તે કૃત્ય કરયું તે વખતે તથા તે ઠેકાણે હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૫૦૬ અગલમાં નોહોતી તો પણ અ એ સખતી કરી એમ સગજવું.

ટીકાઃ—માલ ચોરાઇ જશે અથવા તેને નુકશાન થશે એવી ધાસ્તીથી કાયદા પ્રમાણે જેટલી હામત વાપરવી જરૂરછે તેટલા દરજાની સાધારણ હાગત જેનામાં હોયછે તેવા કોઇ પણ સખસનું સ્વ અખત્યારપણું જતું નથી. (સ્કીટ વી. બાલ આડોલફસએન્સ એલીસ વા. ૧૧ પા. ૯૮૩.)

જે કૃત્યને સખતાઈ કહેવામાં આવી હોય તે કાયદા વીરૂદ્ધ હોવી જોઇએ "કોઇ માણુસને કાયદાના ફરગાન મુજબ કેદમાં રાખવામાં આવ્યો હોય તે માણુસ પાસેથી વાદી તેના સ્થાવર ગીલકતનો દસ્તાવેજ અથવા પોતાનું લેણું પતાવવાને શારૂ તથા પ્રતીવાદીના છુટ કરારને સારૂ ખત કરાવી લેઈ શકેછે (જસ્ટીનોઅનસ ઇનસટોડયુકટ વા ૨ પા૪૮૨)

ગેરવાજબીદા ૧૬. નીચે લખેલે પ્રસંગે દાબ વાપરયો હોય તેને ગેરવાજબી દાબનાં લક્ષણો. બ શમજવો.

(૧) જે સખસ ઉપર બીજા કોઇ સખસે વિશ્વાસ રાખ્યો હોય, કિંવા જે સખસને બીજા કોઇ સખસ ઉપર કોઇ ખરેખરો કિંવા દેખાઇતો અધીકાર હોય તે સખસ શદરહુ બીજા શખસ કરતાં પોતાની સ્થિતી એવી તો વધારે ફાયદાવાળી કરવા સારૂ તે વિશ્વાસનો અથવા અધીકારનો ઉપયોગ કરે. કે વીશ્વાસ અગર અધીકાર મજકુર તેને ન હોતતો સદરહુ સ્થિતી તેને પ્રાપ્ત થાત નહીંતો તે પ્રસંગે.

(૨) ઘડપણુ કીંવા મંદવાડ, કીંવા મનના કીંવા શરીરના દુખથી જે શખસનું મન અશકત થયુંછે તેવા શખસ જોડે એવી કાંઇ વરતણુક ચલાવવામાં આવે કે વરતણુક મજકુર થઇ ન હોતતો જે વાતની સંમતિ પોતે ન બતાવત તે વાતની શંમતિ તે વરતણુક ઉપરથી સખશ મજકુર બતાવેતો તે પ્રસંગે; પછી તે વરત્તણુક સખતી થતી ન હોયતો ચિંતા નહી.

ટીકાઃ—આ કલમમાં બ્યાન કરેલા દાબો કલમ ૧૫ માં બયાન કરેલા સખતાઇ જેવા શારીરીક પ્રકારના દાબોથી ઉલટા એના સદસત દાબોછે શદસત દાબો એવા છેકે જ્યાં પક્ષકારો વચેનો સબંધ તેમાંના એકને માટે લાભ મળે એવી રીતે વાપરવામાં આવ્યો હોય કે જે લાભ તે સબંધ ન હોયતો મળત નહીં બીજા વરગના એટલે શારીરીક પ્રકારના દાબો એવાછે કે જ્યાં ઉપર મુજબનું કામ સારવાને એકાદ પક્ષકારની માનશીક અથવા શારીરીક અશકતતાનો ઉપયોગ કરયો હોય પેહેલા વર્ગના દાબોમાં આટરની તથા અસીલ, દાકતર તથા દરદી, વાલી તથા સગીર ટરસ્ટીઓ તથા જેમની તરફના ટરસ્ટીઓ હોય તેમના ધર્મ ગુરૂઓ તથા તેમના ભકતો વચેનાં કારયોનો સમાવેશ થાયછે એટલે ખરૂં જોતાં જ્યાં જ્યાં ખરેખરા અથવા દેખીતા અખતીઆરથી કાર્યના એક પક્ષકારને બીજા પક્ષકારની ખુશીની પુર્ણ સ્વતંત્રતા છીનવીલેઈ તેને સરતો ફરમાવ્યાનું સાધન મલ્યાનું ગણુવામાં આવે તેવાં કારયોનો સમાવેશ થાયછે. આવા બધા કેસોને પ્રસંગે કોઈ પણ કાર્યમાં કાયદો કપટનું અનુમાન કરેછે અને જે સખસ ઉપર વીશ્વાસ રાખવામાં આવ્યો હોય તે સખસ ઉપર પોતે શુદ્ધ બુધીથી ચાલ્યોછે એવું સાબીત કરવાનો બોજો નાંખેછે. (ઇંડીઅન્સ એવીડેન્સ આકટ કલમ ૧૧૧.)

જ્યાં ફરીયાદના વીશયની બાબતમાં કોઈ આટરની પોતાના અસીલ સાથે કરાર કરે ત્યાં ગેરવાજબી દાબ વાપરયાનું અનુમાન કરવામાં આવેછે અને કરારની બધી સરતો વ્યાજબી ન્યાયપુર્વક તથા યોગ્યછે. એમ બતાવવાનો બોજો ખરીદદારને માંથેછે. (આર. એ. પુર્શાગ વી. મનીઆ હેત રાવી બંગાળા લા રીપોર્ટસ એપીલ કેશોશ વા. ૧ પા ૯૫.)

વશીઅતનામું કરી આપનારની બાબતમાં કેવા કેવા દાબ વ્યાજબીછે તે વીશેના સવાલની હાલ વી. હાલના (લા રીપોરટસ પીર એન્ડ વીલીઅમરા વા. ૧ પા. ૪૮૧) કામમાં લોર્ડ પેનઝડાનસે ચરચા કરી હતી. અને તેની ટીકા કરનારને લાગુ પડતા ધોરણો ખુલ્લા કરીઆપેછે.

"એવી તરેહનો અગત્યાગ્રહ અથવા ધમકી બતાવવામાં આવી હોય કે જેની સામે થવા વસીઅતનામુ કરનારની હીંમત ચાલે નહીં એવો સદસત હુકમ કરવામાં આવ્યો હોય અને સુલેહ તથા શાંતીને માટે અથવા માનશીક દુઃખ અથવા કુટુંબ કળેશ ટાળવાને માટે તે હુકમને તાબે થવું પડયું હોય ત્યારે આ અખતીઆર ધમકી અથવા હુકમ એટલે દરજે ચલાવવામાં આવ્યા હોય કે તેથી વસીઆતનામું કરનારની વીચાર સકતી, સ્વપ્ત અખતીઆર, અથવા ઇચ્છા દાબી નંખાઇ હોય તો જો કે કંઇપણુ બળ વાપરવામાં આવ્યું નથી અથવા તે વાપરવાની ધમકી આપવામાં પણુ આવી નથી તો પણુ તે ગેરવ્યાજબી દાબ થશે. સારાંશમાં વસિયતનામું કરનારને લલચાવી શકાય પણુ તેને ફરજ પાડી શકાય નહીં.

અને તેની ખુશી પોતાના મનના વીચારથી ઉત્પન્ન થયેલી જોઈએ, બીજાનું મન રાખવા સારૂ થયેલી ન હોવી જોઇએ."

વાદી ઘરડી ઉમરની એક વિધવા હતી, અને તેની પ્રકરતી તુરંગબાજ હતી; પ્રતીવાદી જે પોતે મરનાર અને આ વિધવા વચે ધર્મ સબંધી વચલો પુરૂષ હતો, તેણે તેણીને પાસે એવું મનાવ્યું કે તેના મરહુમ ધણીની ખુશી એવી હતી કે મને (પ્રતિવાદીને) તમારા દત્તક પુત્ર દાખલ ગણવો જોઈએ; આ અને આના જેવી બીજી વાતો કહીને પ્રતિવાદીએ મોટી મોટી રકમો પોતાને નામે કરી અપાવાના દસ્તાવેજ કરી આપવાને વાદીને લલચાવી આ દાવો આ દસ્તાવેજ રદ કરવાનો હતો. વી. શી. ગીફરડે ઠરાવ કરયો કે "એક તરેહવાર બક્ષીસ"થી અથવા બક્ષીસ વગર કોઈ પણ "વચલા પુરૂષે" આવી તરેહથી મેળવેલા પઈશા રાખવાની મના કરવાને તથા તેનો અટકાવ કરવાને કાંઇ પણશકતીનો ઉઘાડો કાયદો અને ઉઘાડી સમજ છે. લાયન વી. હોમ. લા. રીપોરટસ. અકસ. ચેકર વા. ૬ પા. ૬૫૫.

કરાર કરનાર પક્ષકારો પઇકી એક પક્ષકારના માનસીક દુઃખ વડે ધારેલો મતલબ પાર પાડનાર "ગેરવાજબી દાબ"નો એક સાદો દાખલો વુઇલી યાશ વી. બેઅલીના કાગમાં આપેલો છે જે કામનો હાઉશ આફ લાર્ડશમાં ઘણું ચર્ચાયું હતું. આ કામમાં એક છોકરાએ તેના બાપના નામની શહી બનાવી હતી, અને એ બનાવટી દસ્તાવેજો તેણે કોઇ શાહુકારોને ત્યાં અનામત રાખ્યા હતા; એ બનાવટની વાત માલમ પડવા ઉપરથી એ શાહુકારોએ બાપના ઉપર દબાણ મુકયું હતુ તોપણ ફોજદારીમાં ફરીઆદ કરવાની સ્પષ્ટ રીતે ધમકી આપી નહોતી, અને આ પ્રમાણે દાબમુકી તેના છોકરાના હેતાને માટે તેની પાસે જામીન ખત કરાવ્યું. હાઉસ આફ લારડશમાં આ જામીનખત ગેરકાયદેશર કરાવવામાં આવ્યું; (લા રીપોર્ટસ હાઉસ આફ લારડઝ કેસીશ વા. ૧ પા. ૨૧૯).

કપટનાં લક્ષણો. ૧૭. કોઇ કરારનાં કોઈ પક્ષકારને કીંવા તેના મુખત્યારને ફરેબ દેવાના તથા કરાર મજકુર કરવાને લલચાવવાના ઇરાદાથી, સદરહુ કરારના બીજા પક્ષકારે કરેલા, અથવા તેણે આંખ આડા કાન કરવાથી થયલાં, અથવા તેના મુખત્યારે કરેલાં, નીચે લખેલાં કૃત્યોને કપટ સમજવું. તથા કપટ એ શબ્દમાં સદરહુ નીચે લખેલા કૃત્યોનો સમાવેશ થાયછે એમ જાણવું.

ટીકા—જો કૃત્ય આવા પક્ષકારને કરાર કરવા લલચાવાના ઇરાદાથી થયું હોય તો આ કલમની લખાવટથી ફરેબ દેવાના ઇરાદાથી જરૂર રહેતો નથી.

વળી જોકે હરેક કામમાં કપટ થવાને સારૂ કૃત્ય "સામા પક્ષકારને કરાર કરવાને લલચાવવા"ના ઇરાદાથી થએલું હોવું જોઇએ તોપણ કપટના સબબથી કરાર નીરર્થક થવા યોગ્ય કરવાને સારૂ કૃત્ય સદરહુ મુજબના ઇરાદાથી થએલું હોવું જોઇએ એમ જરૂરનું છે. કલમ ૧૯ માં ઉપરનો ખુલાસો તથા તે ઉપરની ટીકા જોવી એટલા માટે જો કપટ અગત્યનું સાબીત કરવામાં ન આવેતો તેથી કરાર નીરર્થક થવા યોગ્ય થતો નથી. "જે વાત ઉપર કરાર કરનાર શખસ તેવા કરાર કરત નહીં એવું અનુમાન કરવું યોગ્ય હોય તેવી વાત કહેલી હોવી જોઈએ, અથવા જે વાત તે જાણુતો હોતતો સદરહુ કરાર કરવાથી તે તદન દુર રહેત એમ અનુમાન કરવું યોગ્ય હોય તેવી વાત દબાવી રાખેલી હોવી જોઇએ." (પલ્સ ફોરડ વી. રીચરડ;.બીવનસ રીપોરટસ વા. ૧૭ પા. ૮૭) જો ઉપર પ્રમાણે વાત કહેવાથી અથવા તે દબાવી રાખવાથી આ બનાવ ન બન્યો હોય તો તેથી કરાર નીરર્થક થશે નહીં; પછી પક્ષકારનો ઇરાદો ગમે તે હોય તેનીચીંતા નહીં.

લારડ બ્રાઉ હામ મુકરદમાઓના પરીણામ વિશે બોલતાં કહે છે કે "કપટ ભરેલી વરતણુંક કાંઇજ નહીં એમ બતાવેછે, સામાન્ય બદધાનત એ પણ કંઇજ નહીં એમ બતાવેછે; ફરેબ દેવાની કોશીસો એ પણ એવુંજ બતાવેછે; પણ જો આ બધી બદદાનત,

આ બધું કપટ, આ બધો ઇરાદો તથા હેતુ એ સરવેને એ અમુક કાર્યની સાથે જોડી શ. કાય અને એ અમુક કારયની સાથે જોડી શકાય એટલુંજ નહીં પણ જે આધાર ઉપરથી એ કારય બન્યું તે એજ આધારે છે એમ કહી શકાય અને તેને લીધેજ આ કરાર ઉત્પન્ન થયો છે એમ હોય તો ઉપર પ્રમાણે થતું નથી. (આટવુડ વી. સ્માલ કલાર્ક એન્ડ ફીને-લી વા. ૬ પા. ૪૪૭.)

વળી કરાર નીરર્થક થવા યોગ્ય કરવાને માટે કપટવાળું કૃત્ય કરનારના પક્ષકારથી અથવા તેણે અખાડા કરવાથી અથવા તેના મુખતીયારથી થયેલું હોવું જોઇએ જેમકે જ્યાં એક બાપ દીકરા વચે થએલો કરાર બાપે તથા એક ત્રીજો શખસ જે એ કારય બનાવવામાં મદદગાર હતો તેમણે કરેલા કપટના આધાર ઉપરથી નીરર્થક થવા યોગ્ય છે એમ તકરાર કરવામાં આવી હતી તે કામમાં કહેવામાં આવ્યું કે " એકજ કામમાં બીજા ભાગ નીર-રથક થવા યોગ્ય હોય તોપણ થોડોક ભાગ કાયદેસર હોઈ શકે. પોતાને લાભ કરવાને કપટ ભરેલા ઇરાદાવાળો કોઈ પક્ષકાર એવા ઇરાદાથી બે પક્ષકારો વચે કરાર કરવામાં સામેલ હોઇ શકે અને તે વાત ઉપર વાંધો ઉઠાવી શકાય. ધારો કે પાછળથી દિકરાની સાથે મી. સાબીનસનો વેહેવાર ચાલે તેટલા માટે બાપ દિકરા વચે કાંઈ બંદોબસ્ત કરા-વવો એવો તેનો કાંઈક ઈરાદો હતો. આ પ્રસંગે જો કે હેતુ ઘણોજ અયોગ્ય હોય પરંતુ બાપ દીકરા વચેના બંદોબસ્તનો તેના ગુણ દોષ ઉપરથી નિરણય થશે" એલામી વિ. સા-બીન ફિલીપ્સ રિપોરટસ વા. ૨ પા. ૪૩૮ વાત કહેનાર સખસને જે પક્ષકાર તે વાત થી પોતે ઠગાયો એમ ફરિયાદ કરતો હોય તેની સાથે જોડવાને કાંઇક હોવું જોઇએ અને તેટલા માટે જ્યાં એક પરોસ્પેકટસ શર ભરાવવાને સારૂ લોકો ઉપર મોકલવામાં આવ્યું હોય અને જે લોકો તે પરોસ્પેકટસ ઉપર ભરૂસો રાખીને અરજી કરી શર લે તે લોકો ને પ્રોસ્પેકટસમાં લખેલી વાતના ખરાપણાને માટે એ પરોસ્પેકટસ કાઢનારને જવાબદાર ગણી શકે. પણ જે પરોસ્પેકટસને માટે જે સખસો જવાબદાર છે તેઓ પાસેથી કોઈ બજારમાંથી શર ખરીદવાને તે ન મળ્યું હોય તેના ઉપર ભરૂસો રાખીને શર રાખવાથી પોતાનો સંબંધ તે લોકોની સાથે એવો થઇ શકતો નથી કે તે પરોસ્પેકટશ જાણે પોતા ના ઉપર મોકલવામાં આવ્યું હોય તેવી રીતે તેની અંદર આવેલી ખોટી હકિકતને માટે તે લોકો પોતાને જવાબદાર થઈ શકે. (પીક. વિ. ગરની. લા રીપોર્ટસ હાઉસ ઓફ લારડસ વા. ૬ પા. ૩૯૯.) કરારની સાથે નિસબત નહીં રાખનાર સખસનું કપટ કાંઇ ઉપયોગ નું નથી. જેમકે કંપનીની તરફથી કામ નહીં કરનાર એવા કોઇ બીજા સખસની કપટ ભરેલી વાતથી કોઇ શખસ તે કંપનીના શર લેવા લલચાયો હોય તો એ કપટના આધારે એકરાર જે તે ઇનકાર કરી શકતો નથી. (નીકલ્સ કેશ, લા જનરલ ક્રાઉન કેસીસ. વા. ૨૮ પા. ૨૫૭) તેમજ વળી કોઇ શખસ કંપનીએ કપટ ભરેલી વાત જાહેર કરવાથી ફ-રેબ ખાઇ કોઇ શેર હોલ્ડર પાસેથી શેર રાખે તો કંપનીના કપટના આધારથી તે સાટામાંથી નીકળી શકતો નથી. (ડયુકાવ્ટીસ કેસ. લા. જનરલ ક્રાઉન કેસીસ. વા. ૨૮ પા. ૩૭).

(૧) એકાદી વાત ખરી નહી છતાં તે ખરીછે એવું જે માનતો નથી તે શખસ તે વાત ખરી છે, એ મુજબ સુચવે, એ કૃત્ય.

ટીકાઃ—પેહેલા વર્ગના જે કૃત્યોથી કપટ થાયછે તે સ્પષ્ટ અથવા સુચવેલી જુઠી વાતો છે અહીંયાં માત્ર એટલોજ સવાલ રહેછે કે એ જુઠ અગત્યનાંછે કે નહીં એવા ઘણા મ-જકુરો હોય છે કે સાચા ન હોય તોપણ તેના શબ્દે શબ્દનો અર્થ કરાવવાનો હેતુ નથી હોતો તેમ તેવા અર્થથી તે સમજવામાં આવશે એમ પણ ધારવામાં નથી હોતું અને તે-થી કરીને તેનાથી ઓછિ અસર થતી નથી. જેમકે પ્રોસ્પેકટસમાં વધારીને કરેલાં વખાણ તથા વધારે વાત લખી કાઢેલી જાહેર ખબરોથી તથા કોઈ વેચવાની ચિજના ગુણ ગાવામાં હરાજી કરનારની મિઠી બાબાથી સદરહુ બાબતનો જેટલો કસ હોય તેટલાજ કસની સમ-જવામાં આવેછે ને તેથી કરીને કોઇ ફરેબ ખાતું નથી. (જેનીંગ્સ વિ. બ્રાઉટન, બીવન્સ રિપોર્ટસ વા. ૨ પા. ૩૯૫) પણ કોઈ હકિકત ચોકસ રિતે કહેવા જેવી કે કોઈ જગા

ઉપરનું લાકડું અમુક ઊંચાઈનુંછે તે જો ખોટું હોય અને જે સખસ તે ખોટું છે એમ જાણતો હોય અથવા એ વિષે કાંઈ પણ જાણતો ન હોય તે શખસે કહયું હોય તો બે શક તેથી કપટ બનેછે. (બરૂક વી. રાઉન્થવેટ. હેર. વા. ૫ પા. ૨૯૮) એક કંપનીના આગેવાનોની સાથે થએલો કરાર તે કંપનીના આગેવાનો તરફથી કપટ ભરેલી ખોટી વાત જાહેર કરવામાં આવ્યાને લીધે નિરથક કરવામાં આવ્યોછે (લૉન્ડેસેપ્રેટાલીઅમ કંપની વિ. હર્ડ, લા રીપોરટસ પ્રિવી કાંઉન્સીલ કેસીસ વા. ૫ પા. ૨૨૧)

(૨.) કંઇ એક વાત કોઈ શખસના જાણવામાં કીંવા માન્યામાં હોય તે શખસ કાંઇ કૃત્ય કરીને તે વાત છુપાવે, એ કૃત્ય.

ટીકાઃ—કાંઇ કૃત્ય કરીને છુપાવવું એનો અર્થ પ્રથમથી ફરેબ એટલે માત્ર મુગા બેશી રહેવાથી ઉલટુ છુપાવવાના હેતુથી પક્ષકારે ખરેખર કરેલું કાંઇ કૃત્ય. કોઇ સખસ પોતાના જાણવામાં કાંઈ હોય તેટલી બધી જરૂરી વાતો કહી દેવાને બંધાયો નથી પણ સામા પક્ષકારથી તે વાતો છુપાવવાને તેણે કાંઇપણ તદબીર વાપરવી નહીં જોઇએ. જેમકે જ્યાં એક વહાણ બધી ખામીઓ સાથે વેચવામાં આવ્યું હતું પણ વેચાણ થતાં પેહેલાં વેચનારે તેને જે રસ્તે પડેલું હતું તે રસ્તેથી લઇને તેનો તળેનો ભાગ જે એબવાળો હતો તે માલમ ન પડે એટલા માટે તેને તરતું મુકયું અને એવું ખોટું કહ્યું કે "આગળ પાણીમાં તેને ઉતારેલું તે વખતે જેવું સારૂં તળીયું હતું" આ કપટ કરયું એમ ઠરાવામાં આવ્યું હતું (સ્નાઈડર વી, હીથ. કામ્પબેલ્સ રીપોરટસ. વા. ૩ પા. ૫૦૬) માહોધની લાકડાનો એક કડકો તેની એક બાજુની એબ ઢાંકવાને સારૂ ફેરવવો એ કૃત્ય કરીને છુપાવવા જેવું છે ( યુડેલ વી. આથરટન. લા જનરલ એકસ ચેકર વા. ૩૦ પા. ૩૩૭) તેવીજ રીત ઘોડાઓની ઉમર છુપાવવાને માટે કરેલી જુદી જુદી તદબીરોનો પણ સમાવેશ થાય છે.

જ્યાં એક જગાની વરસ દહાડે ૯૦) પાંઉડની ચોખી ઉપજ થાયછે. એમ બતાવવામાં આવેલું અને કરાર ચાલતાની દરમીઆન દરીઆઈ કોટની મરામરત કરવાની જરૂર તે ઘણું યુક્તીથી છુપાવી રાખી હતી તે કામમાં ખરીદદાર ઉપરનું બીલ કાઢી નાંખવામાં આવ્યું હતું (શરલી વી. સટાટન, બરાઉન્સ ચન્સરી કેસીસ વા. ૧ પા. ૧૪૦ ) એવીજ રીતે જ્યાં એક ઘર વેચવાની બાબતમાં ભીંતમાં ખામી હતી, વેચનારના જાણ્યા છતાં તે માટીથી લીંપી લીધી અને તે ઉપર કાગળ ચોડી દીધા તે કામમાં ઠરાવવામાં આવ્યું કે વેચનારે તે ખામી જાણી જોઇને છુપાવેલી તેથી કરીને ખરીદદાર ખરીદના પઇશા વસુલ કરી શકેછે. (ટાનટન વા. ૪ પા. ૭૮૫) પીક વિ. ગરની (લા રીપોરટસ હાઉસ ઑફ લારડ કેસીસ વા. ૬ પા. ૩૯૦) ના કામમાં લારડ એલ્મ્સ ફોરેડ બોલ્યો કે " જે જરૂરની વાત પોતે નીતી પુર્વક કહેવાને બંધાએલો હોય પણ કાયદા પ્રમાણે કહેવાને બંધાએલો ન હોય તેવી વાત માત્ર છુપાવ્યાની કહેવાતી ફરેબને માટે કોઈ સખસ ઉપર ફરીયાદ સંભળાયાનું મારા જાણવામાં નથી. પણ જ્યાં તે વાત એવી હોય કે બનતી સાવચેતી છતાં પણ માલમ પડી ન આવે એવે પ્રસંગે માત્ર મુંગા બેસી રહેવું એ કપટ ભરેલું ધરાય કે નહીં એ શક પડતુંછે આવા કામમાં તદબીર વાપરવાની જરૂર નથી અને વેચનાર જે ખામીની વાત જાણેછે અને તેની સાથે એમ પણ જાણેછે કે ખરીદદારને બનતા સુધી તે ખામી માલમ પડશે નહીં તેમ છતાં તે ખામી છુપાવેછે તે વેચનાર જે સખસ કોઇ ચીજ જેમાં માલમ પડી આવે તેવી હોય તે ચીજ વેચતી વખતે તે ખામી છુપાવવાને કાંઈક તદબીર કરે તેના જેવોજ છે લારડ સેંટલી ઓન્ડસ કહેછે કે જે સખસે મોટી દીવાલની અંદરની ફાટ લીંપી પુરી લેછે અને પછી આ નાશકારક ખામી જે તે બતાવતો નથી તે ખરીદદારને માલમ પડશે નહીં એમ જાણ્યા છતાં બધી ખામીઓ કાયમ રાખી તે વેચાણ કરે તે શખસ તથા જે શખસ એમ જાણતો હોય કે તે ખામી આ પ્રમાણે છુપાવશે તે છતાં જગા મજકુર આ વાત તે જાણેછે કે માલમ પડશે

નહીં તેમ છતાં જાહેર કરયા વગર તે બધી ખામીઓ કાયમ રાખી વેચે તેઓ વચે તફાવત ઘણો થોડો છે. બંનેમાં ખરીદદારને ફરેબ દેવામાં આવીછે. ( સગડન્સવેન્ડર્ષ એન્ડ પરચેસર્ષ પા. ૩૩૩ )

જો ખરીદદાર તજવીજ ન કરે તો ખામી છુપાવી રાખ્યાની વાત જરૂરની નથી કારણ કે કરાર થવાનું તે કારણ નથી (હોર્શ ફ્રીલ વી. ટોમસના કામમાં (લા જનરલ એકસચેકર વા. ૩૧ પા. ૩૨૨) વાદી પાસેથી પ્રતીવાદીએ લીધેલી એક બંદુકને માટે આપેલી હુંડી ઉપરથી પ્રતીવાદી ઉપર દાવો માંડતાં તેણે તકરાર કરી કે મારા ઉપર કપટ કરવામાં આવ્યુંછે તે બંદુક તેના કહેવા પ્રમાણે બનાવવામાં આવી હતી અને તજવીજ કરયા વગર તેણે તે લીધી હતી કેટલીક વખતે તે છોડયા પછી તેમાં ખામીને લીધે તે ફાટી ગઇ. તે ખામીને ડાટો મારીને એવિ રિતે છુપાવી હતી કે તે બંદુક તપાસે તોપણ કોઇ માણસને માલમ પડે નહીં આ કામમાં ઠરાવવામાં આવ્યું હતું કે એ તદબીર કરવાથી પ્રતિવાદીએ તે બંદુક લીધી નહોતી તથા જે વાત કહેનાર પક્ષકારના જાણવા પ્રમાણે ખરી નહોતી તેવી વાત ખરી છે એમ કહેવામાં આવ્યું નહોતું તેમજ જે વાત ખરી હતી અને તે જણાવવાનો જે પક્ષકારનો ધર્મ હતો તે પક્ષકારે તે વાત છુપાવી એમ નહોતું તેથી કરીને બચાવ થતો નથી.

(૩) વચન પુરૂ કરવાનો ઇરાદો બીલકુલ નહી છતાં વચન આપવું, એ કૃત્ય.

(૪.) ફરેબમાં નાખે એવું બીજુ કાંઇ પણ કૃત્ય.

(૫.) જે કૃત્ય કરવું કીંવા ન કરવું. એ કપટછે એમ કાયદામાં વિશેષે કરીને ફરમાવ્યું હોય તે કૃત્ય કરવું કીંવા ન કરવું.

ખુલાસો—કોઈ સખસે કરાર કરવાની ઇચ્છા રાખવી કે ન રાખવી એનો જે વાત ઉપર આધાર હોવાનો સંભવ હોય તેવી વાત વીશે માત્ર મુગા બેશી રહેવું એ કપટ થતુ નથી; પણ જ્યારે તે તે કામની હકીકત એવી હોય કે તે ઉપર વીચાર રાખતાં મુંગું બેશનારે બોલવું જોઈએ. એ તેનો ધરમછે. ત્યારે, કીંવા કાંઇ ન બોલવું એજ બોલ્યા જેવું હોય ત્યારે. માત્ર મુંગું બેસવું એ પણ કપટ છે એમ સમજવું.

દ્રષ્ટાંત.

(અ) અ હરરાજીમાંથી એક ઘોડો બને વેચેછે અને તે ઘોડો એબ વાળોછે એવું અ ને માલમછે, ઘોડો એબવાળો હોવા વીષે અ બ ને કાંઇ કહેતો નથી એમાં અ એ કપટ કરયું એમ થતું નથી.

(બ) બ અ ની છોકરી છે તે હમણાંજ લાયક ઉમરે પોહોચીછે હવે એ પક્ષકારોનો સબંધ એવોછે, કે ઘોડો એબવાળો હોય તો તે બ ને કહેવું એ અ નું કામ છે.

(ક) બ અ ને કહેછે કે "ઘોડો એબ વીનાનો છે એ વાતની તુ ના નહી પાડે તો તે એબ વીનાનો છે એમ હું સમજીસ" અ કાંઇજ બોલતો નથી અ કાંઈ બોલ્યો નહી એ વાત એ પ્રસંગે બોલ્યા બરાબરછે.

(ડ) અ અને બ વેપારી છે. તેઓ એક કરાર કરેછે. ભાવ ફેરફાર થયા વીશેની ખાનગી ખબર અ ને મળી છે. અને તે એવી છે કે તે ઉપર કરાર કરવાનું કામ અગાડી ચલાવવું કે નહી એ બાબનની અ ની ઇચ્છાનો આધાર રહ્યો છે. બ ને તે ખબર અને કેહેવાની ફરજ નથી.

ટીકાઃ—કાંઇ કૃત કરીને છુપાવ્યું અને માત્ર મુગા બેશી રહેવું તે વચેનો તફાવત બો-

ડું માન્સફીલ્ડે આ પ્રમાણે ખુલાસો કરી બતાવ્યો છે. 'ગમે તે પક્ષકાર જે વાત ખાનગી રીતે પોતાના જાણવામાં હોય તે વાતથી સામા પક્ષકારને અજાણો રાખી કરારમાં દોરવાને તથા તેથી ઉલટી ધારણા કરાવી શુધબુધીથી તે તેની પાસે કરાર કરાવી લઇ શકતો નથી જે કારણો ઉપર બંને પક્ષકાર વીચાર કરી શકે તેવી રીતે તે ખુલ્લાં હોય તે વીશે ગમે તે પક્ષકાર મુંગો બેશી રહે તો તેથી કપટ થતું નથી' (કારટર વી. બોએમ બરોઝ વા. ૩ પા. ૧૯૦૫) કોંટીઝ વી. કાહોગન. લા જનરલ કોમન પલીઝ વા. ૨૦ પા. ૭૬)

કાંઈ ખોટી વાત અજાણપણાથી કહેવાઇ ગઇ હોય ને જે સખસે તે કહી હોય તે સખસને સદરહુ વાત ખોટી છે એમ માલમ પડયા પછી પણ સામા માણસને તેની ખબર ન આપે અને તેને અજાણ્યો રહેવા દેતો સદરહુ ખોટી વાત કપટ ભરેલી થાયછે "ખોટી વાત પ્રથમ અજાણથી કહેવાઇ હોય તેથી કેસમાં જરા પણ ફેર થતો નથી. જે ચુક માલમ પડયા પછી જે સખસે સરત ચુકથી એ ખોટી વાત કહી હોય તે સખસ સામા પક્ષકારને ભુલમાં રહેવાદે અને કાંઇ પણ ભુલ થઈ નથી એવી ધારણા ઉપર તેને ચાલવા દેતો સદરહુ વાત ખોટી છે એમ માલમ પડયા પછી તે વાત કોરટના વીચારમાં કપટભરેલી ખોટી વાત થાયછે' (રેનલ વી. સ્પ્રાય ડી. જેકસમાકના ઘટન એન્ડ ગોરડન વા. ૧ પા. ૭૦૮)

તેવીજ રીતે એક માણસ અમુક હકીકત એમ કહીને બીજાને કાંઇક કરાર કરવાને લલચાવે અને એ હકીકત પોતાના જાણવા પ્રમાણે જવાબદારી ચોટયા પહેલાં પાછળથી બદલાય તો સામા માણસને ખબર આપવાનો તેનો ધર્મછે. નહી તો આ સામો માણસ જવાબદાર નથી. ટ્રેઇલ વી. બેરીંગ લા જનરલ ચાનસરી અપીલ્સ વા. ૩૩ પા. ૫૨૧).

પક્ષકારો વચેનો કરાર બંધન કારક થઇ ચુક્યા પછી કોઈ. શખસના જાણવામાં કંઇક વાત આવે તો તે જણાવવની તેની ફરજ નથી જેમકે કોઈ વીમો ઉતરાવનાર પોતે સહી કર્યા પછી પણ વીમાખત થતાં પેહેલા જોખમને અગતના હકીકત તેના જાણવામાં આવી તે કામમાં ઠરાવવામાં આવ્યું હતું કે તે હકીકત વીમો ઉતારનારને જણાવવાને તે બંધાએલો ન હોય (કોરી. વી. પાટોન લા રીપોર્ટસ કવીન્સ બેંચ વા. ૭ પા. ૩૦૪)

જે બક્ષીસનામું કાયદેસર અને ઉદયુક્ત છે તે જુદા પક્ષકારની વચેના બીજા દાવામાં લેણદાર વીરૂધ કપટ ભરેલું ઠરાવવામાં આવે તેથી તે નીરરથક થઇ શકતું નથી (તારીણી ચરણ બાનરજી વી· મેટલાન્ડ બંગાળા લા. રીપોર્ટસ વા. ૧૨ પા. ૪૩૩ મુરસ ઇંડીઅનઅપીલ્શના વા. ૧૧ પા. ૩૧૭ શા વી. જેફ્રી મુરસ પ્રીવીકાઉનશીલ કેસીસ વા. ૧૩ પા. ૪૩૨)

કોઈ માણસ પોતે કપટ કર્યું છે એમ બતાવી પોતે કરી આપેલો દસ્તાવેજ નીરરથક કરી શકતો નથી (ડોડ રોબર્ટસ વિ. રોબર્ટસ બાર્નવેલ એન્ડ આડોલફસ વા. ૨ પા. ૩૬૭)

ગેરસમજુતી કરવી એના લક્ષણો.

૧૮. ગેર સમજુતી કરવી તેનો અર્થ નીચે મુજબ થાય છે. તથા તેમાં નીચે લખ્યા મુજબની વાતોનો સમાવેશ થાયછે.—

(૧.) કંઇ વાત ખરી નહી છતાં તે ખરી છે એવું કોઇ સખસ માનતો હોય તો પણ જે ખબર તેને મલી છે તે ઉપરથી જેટલી ખાત્રીથી તે વાત કહેવી યોગ્ય હોય તેથી વધારે ખાત્રીથી નીશ્ચય પુર્વક કેહેવી.

(૨.) જે કામ કરવાનો પોતાનો ધરમછે તેમાં કોઇ સખસ એવી કાંઇ કસુર કરે કે તેનો ફરેબ દેવાનો ઇરાદો ન હોય તો પણ તે ઉપરથી બીજો કોઈ સખસ અથવા તે સખસથી પોહોચેલા હક ઉપર દાવો રાખનાર કોઈ સખસ કાંઇ ભુલ થાપમાં પડયાથી તેને કાંઇ હાની થાએ એવી રીતે સદરહુ કસુર કરનારને અથવા તે કસુર કરનારથી પોંહોચેલા હક ઉપર દાવો રાખનાર કોઇ શખશને કાંઇ ફાયદો થાય તો તે કસુર.

ટીકાઃ—કોઇ એક પક્ષકારનો મુખત્યાર કપટ કરે ને તે વાતની એ મુખીને કાંઇ પણ ખબર ન હોય તો પણ તે સામા પક્ષકારથી નીરરથક થવા યોગ્ય થઇ શકેછે (રોલીન્સ વી. વીકહામ, ગીફર્ડ વા. ૧ પા. ૩૫૫)

(૩) જે વસ્તુ બાબત કબુલાયત થાય તે વસ્તુના તત્વયાને સારરૂપી પ્રકાર વીસે તે કબુલાયતના એકાદ પક્ષકારને એકાદી ચુક કરાવવી; પછે તે ચુક ગમે તેવે નીષ્કપટ પણે થઇ હોય તેની ચીંતા નહીં.

સંમતીરાજી ખુશીથીનઆા પેલી હોયતોક બુલાયતોનીર થૅકથવાયોગ્યછે.

૧૯. જ્યારે સખતીથી કીંવા ગેરવ્યાજબી દાબથી કીંવા કપટથી કીં-વા ગેરસમજુતી કરવાથી કંઈ કબુલાતમાં કોઇની સંમતી થઈ હોય ત્યારે જે પક્ષકારની સંગતી સદરહુ પ્રકારે થઇ હોય તે પક્ષકારની ઇચ્છા ઉપરથી ક-બુલાયત મજકુર નીરરથક થવા યોગ્ય કરારછે એમ સમજવું.

કોઈ કરારના કોઇ પક્ષકારની સંમતી કપટથી અથવા ગેરસમજુતી કરવાથી મેળવેલી હોય તો પક્ષકાર મજકુરને યોગ્ય લાગેથી તે એવો આગ્રહ બતાવી સકે છે. કે કરાર મ-જકુર અમલમાં લાવવો જોઈએ તથા બતાવેલી વાત ખરી હોતતો જે સ્થિતીમાં પોતે હોત તેજ સ્થિતીમાં પોતાને મુકવો જોઈએ.

ટીકાઃ—જે માણસે કબુલાયતમાં કાંઇ સંગતી સખતાઈથી કીંવા ગેરવ્યાજબી દાબથી કીંવા કપટથી કીંવા ગેર સમજુતીથી મેળવી હોય ત્યારે તેને નીચેના રસ્તા ખુલાછે.

અપવાદ—અગર જો એવી સંગતી સત્તરમી કલમ મુજબની કપટ યુક્ત ગેરસમજુ-તીથી કીંવા મુગા બેશી રહેવાથી મેળવવામાં આવી હોય તો પણ જે પક્ષકારની સંગતી સદરહુ મુજબ મેળવવામાં આવી છે તે પક્ષકારને ખરૂ શું છે એ વાત સાધારણ ઉદ્યમવડે સોધી કાઢવાના સાધનો હતાં એમ હોય તો. કરાર મજકુર નીરરથક થવા યોગ્ય છે એમ સમજવું નહીં.

ખુલાસો.—કોઈ એક પક્ષકાર સાથે કપટ કર્યું હોય કીંવા તેને ગેરસમજુતી કરી હોય તો પણ તેણે કરારમાં સંમતી આપી તે જો શદરહુ કપટ કીંવા ગેર શમજુતીને લીધે આ-પી ન હોય તો કરાર મજકુર શદરહુ કપટ કીંવા ગેર સમજુતીના કારણથી નીરરથક થવા યોગ્ય છે. એમ જાણવું નહી.

### દ્રષ્ટાંતો

(અ) બ તે ફ્રેબ દેવાના હેતુથી તેને અ એવું ખોટું બતાવે છે કે મારાં કારખા-નામાં દરસાલ પાંચશો મણ ગળી થાયછે, અને તેમ કરીને તે કારખાનું વેચાતું લેવાને બ ને લલચાવે છે. બની મરજીમાં આવેતો તે કરાર નીરરથક થવા યોગ્ય છે.

ટીકાઃ—તે કબુલાયત નીરરથક કરે અને નુકશાનીને સારૂ દાવો કરે અથવા જરૂર પડે તો તે રદ કરાવવાને અરજ કરે અને વળી નુકશાનીનો દાવો બાંધે.

(બ) અ ગેરસમજુતી કરીને બ ના મનમાં એવું ખોટું આણેછે કે અ નાં કારખા-નામાં દરસાલ પાંચશો મણ ગળી તઇયાર થાયછે બ કારખાનાના હીસાબ તપાસી જુવેછે, અને તે ઉપરથી એવું દેખાયછે કે તેમાં ફકત ચારસો મણ ગળી તઇયાર થતી આવીછે એ પછી બ તે કારખાનું વેચાતું લેછે. અ એ ગેરસમજુતી કરવાને લીધે તે કરાર નીરરથક થવા

યોગ્ય છે એમ જાણવું નહી.

**ટીકાઃ**—નુકશાનીને માટે અથવા અમુક રીતે કબુલાયત પુરી કરી આપવાને માટે કબુલાયત ઉપરથી પોતાના ઉપર કરેલા દાવાનો તે જવાબ આપી શકે.

(૬) અ કપટથી બ ને કેહેછે કે મારી મીલકત ઉપર કાંઈ જવાબદારી નથી. તે ઉપરથી બ તે મીલકત વેચાતી લેછે પણ મીલકત મજકુર ગીરો મુકેલીછે. બ તે કરારને નીરરથક કરાવી શકેછે, કીંવા એવો આગ્રહ કરી શકેછે કે કરાર મજકુર અમલમાં આણવો જોઈએ અને ગીરોમાંથી મજકુર મીલકત છોડાવી આપવી જોઇએ.

**ટીકાઃ**—એક કબુલાયતને કાયદેસર ગણી તે અમુક રીતે બજાવી આપવાને ફરીઆદ કરે અને વળી જે બાબત વીશે ખોટી વાત કહેવામાં આવી હોય તે બાબત, કરાવવાનો અથવા તેની નુકશાનીનો દાવો બાંધે.

અ તથા બમાં કબુલાયત રદ કરવાનું તે પસંદ કરેછે ને એટલા માટે તે કબુલાયતથી જે કાંઇ લાભ તેને મળ્યો હોય તે લાભ તેનાથી બને તેટલો પાછો આપવો જોઇએ (કલમ ૬૪) અને તેનું પરીણામ એ થશે કે પક્ષકારોને બને તેટલે દરજે એ કબુલાયત ન થઇ હોય તવે પ્રસંગે જે સ્થિતીમાં તેઓ હોત તેવી સ્થીતીમાં તેમને લાવવા.

જે સખસથી ઇચ્છા ઉપરથી કરાર નીરરથક થવા યોગ્ય છે તે શખસ ક્યારે ક્યારે આ પ્રમાણે ઇચ્છા ચલાવી શકે તે વીશે આ આકટમાં ઠરાવ્યું નથી એ પણ એમ ભાગ્યેજ ધારી શકાય કે જ્યાં જે સખશ પોતાના ઉપર કપટ થયાનું કહેતો હોય તે સખશની ગફલત થઇ હોય અથવા તે કરાર રદ થવાથી ત્રીજા પક્ષકારના હક સબંધને નુકશાન પહોચતુ હોય ત્યાં કોરટો કરાર મજકુર નીરરથક કરે પા. ૩૯૦)

જે સખશ પોતાને કપટ માલમ પડયા પછી કરાર પુરો કરાવવાનો આગ્રહ કરે અથવા તેની અંદર પોતાનો ભાગ કરે અથવા તેની રૂએ કાંઇ પણ લાભ લે અથવા શામાન્ય રીતે જાણે તે કરાર હજુ પણ ચાલુ કાયદેસર હોય તેવી રીતે વરતે તે સખસે કપટ ઉપરથી ફરીઆદ કરવાનો હક છોડી દીધોછે એમ સમજવું જેમકે જ્યાં એક શેરના ખરીદદારને એમ માલમ પડયું કે વેચનારે કહેલી હકીકત કપટ ભરેલી છે તોપણ હજુ તે શેર પોતાના ગણી તે શેરમાં કાળજી રાખતો રહ્યો તેમાં ઠરાવવામાં આવ્યું હતું કે એ કપટમાં કાંઇ નવી વાત પાછળથી તેના જાણવામાં આવી હોય તોપણ એ વેચાણ નિરરથક કરાવવા તેને પ્રતિબંધછે (કામપએલ વોફ્લેમીંગ આડોલફ્શ એન્ડ એલીસ વા. ૧ પા. ૪૦૧ બ્રાંગસકેસ, લા રીપોર્ટસ ઈકવીટી વા. ૧ પા. ૪૮૩) વળી વાદીએ અમુક કામ અમુક કીમતે કરવાનું માથે લીધું અને કેટલું હતુ તે વિશે પ્રતિવાદીએ પોતાને ફરેબ દીધેલી એમ માલમ પડવા પછી પણ તે કામ તેણે પુરૂ કર્યું ત્યાંસુધી તેણે તે કર્યા કર્યું તેમાં ઠરાવવામાં આવ્યું હતું કે કરારની સરતો મુજબ તે ફકત વસુલ કરી શકેછે કારણ કે કરાર હજુ ચાલુછે એ પ્રમાણે માનવાનું તેણે પસંદ કર્યું હતુ. (સેલવે. વી. ફેગ મીસન એન્ડ વેલસબી વા. ૫ પા. ૮૩)

"આવા મુકદમાઓમાં સ્વાલ એછે કે જે સખસ ઉપર કપટ કરવામાં આવેલું હતું તેણે તે કપટની વાત પોતાના જાણવામાં આવ્યા પછી કરાર નિરથક ન કરવાનું પસંદ કર્યું છે કીંવા તેણે તે નિરથક કરવાનું પસંદ કર્યું છે? કીંવા તેણે બેમાંથી એકે કરવાનું પસંદ કર્યું નથી ? હમારી નજરમાં એમ આવેછે કે જ્યાં સુધી તેણે આ બેમાંથી એકે કરવાનું પસંદ કર્યું નથી ત્યાં સુધી તેને એ બેમાંની એકે વસ્તુ નકી કરવાનો હક રહેછે પણ તે વિચાર કરતો હોય તે દરમ્યાન એ મીલકતમાં કોઈ ત્રીજા નિરઅપરાધી સખસને કંઇ હક સબંધ મળ્યો હોય, અથવા તેની ઢીલને લીધે એ અપકાર કૃત્ય કરનારની સ્થિતીમાં પણ ફેરફાર થયો હોય તો ઉપર પ્રમાણે કરાર મજકુર નિરરથક કરવાનો તેનો હક બજાવવાનો તેને પ્રતિબંધ થશે; અને કરાર નિરથક થયા શીવાય વખત વહીજ

વાથી તેણે કરાર મજકુર બહાલ રાખવાનું નકી કરવું છે એવો પુરાવો થશે." (ક• લાઉ વી. એલ એન્ડ એન ડબલ્યુ આર કંપની લા રીપોર્ટશ. એકશ ચેકર વા. ૭ પા. ૩૫).

કોઇ પક્ષકારે કપટ કરાની વાત સાબીત થયા પછી. સામા પક્ષકારની ગફલત થયાનું તે કહેતો હોય તો, એ સામા પક્ષકારને ખરી વાત કયારે માલમ પડી એ બતાવો આપવું તથા તેણે જાણી બુઝીને તેનો હક બજાવવાનું બંધ રાખ્યું એમ સાબીત કરી આપવું એ કપટ કરનાર પક્ષકારનુ કામછે (લોન્ડેસ પટોલીઅમ કમપની વી. હર્ડ લા રીપોર્ટસ વેસી પ્રિવિકાઊન્સીલ કેસીસ પા. ૨૨૧)

ઠરાવવામાં આવ્યું કે આ કામમાં જે ખાસ હકીકત છે, તે પ્રમાણે અમુક સખસે એજંટોને ફારગતીનીં બાબતથી જાણીતા કરવાને સદરહુ શખસની કરાર આકટ (સને ૧૮૭૨ ના આકટ ૯ મ ની) કલમ ૧૮ ની રકમ ૨ ના હેતુ પ્રમાણે ફરજ હતી, પણ તેણે તેમ ના કર્યું તે તેણે તેની ફરજ તોડી છે. વળી ઠરાવવામાં આવ્યું કે ખાસ હકીકત પ્રમાણે હુશિઆરી રાખ્યા છતાં પણ અમુક દસ્તાવેજ ઉપર સહીયો કરનારને સાચીવાત માલમ પડવાનું સાધન નહી હતું સબબ કરાર આકટની કલમ ૧૯ નો અપવાદ તેને લાગુ થતો નથી. ધી ઓરીએંટલ બેંક કારપોરેશંન વિ. જાહાન ફ્લેમીંગ વિગરે. ઇ. લા. મુ. વા. ૩ પાનું ૨૪૨.

કાળીગંજમાં અમુક "ગોળા"માં બધા મળી ૯૫૦ મણ ચોખા હતા, તે બને અમુક દરથી વેચાણ આપવાને અ એ તેની સાથે કરાર કર્યો. તે જગોની નજીકમાં બ રહેતો હતો, અને તેણે એવું કબુલ કર્યું હતુ કે અમુક તારીખ પહેલાં તે ચોખા હું ત્યાંથી તોળી લેઇશ. બ એ આ કરાર ક ને આપ્યો. તેથી ક એ ૧૩૦ મણ ચોખા લીધા, અને રૂ ૧૦૦૦) આપ્યા. પણ પાછળથી તેણે બાકીના ચોખા લેવાની ના કહી, એવા કારણથી કે જેવા ચોખા બાબત કરાર કરવામાં આવ્યો છે તેના કરતાં તે ઉતરતી જાતના છે તેટલામાં "ગોળા" અકસમાત બળી ગયું અને ચોખાનો પણ નાશ થયો. પછી વસુલ આપેલાં નાણા કાપી બાકિની કિમતનાં નાણાં લેવા અ એ બ ઉપર દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે વેંચાણ સંપૂર્ણ છે. અને વેચેલા ચોખાને જોખમ લાગે તેના બોજા સાથે તેનું માલેક પણું કરાર આકટની કલમ ૭૮ અને ૮૬ પ્રમાણે બ ને મળ્યું છે, કારણ કે તે કરાર નકી કરેલા માલ બાબત હતો. અને તે બદલ બ એ બાહાનું આપેલું છે અને થોડાક ચોખા લેવામાં આપેલા છે અને જયાં સુધી કલમ ૧૯ માં સમાસ થાય નહી ત્યાંસુધી જેવી ખાત્રી કહેવામાં આવી હતી તેવી ખાત્રી લાયક ચોખા નથી એમ સાબેત કરી બ ને કરાર રદ કરી શકતો નથી. પણ તેને તો તે પ્રમાણે કરવાને અટકાવ થયેલો છે કેમકે જો તેણે યોગ્ય હુશિયારી રાખી હોતતો. તે ચોખા નિચી જાતનાછે એવું તેને માલમપડી શકત. શોશી મોહનપાળ ચોધ્રી વિગરે વિ. નોબો ક્રિસ્ટો પોડાર ઇ. લા. રી. ક. વા. ૪ પાનુ ૮૦૧

જે પક્ષકાર અવેજ જોઈએ તેટલો નથી એવા સબબથી અમુક વેહેવાર રદ કરવાને માગે તેણે એમ બતાવવું જોઈએ કે તે કરાર કરતી વખતે શું થાયછે તે તેના સમજવામાં નહીં હતું અગર તેના ઉપર કાંઈ દબાણ કરવામાં આવેલું હતું બંગાળાના આદમીની સ્ટેસન જનરલ વિ. જોગેસ્વરરાય. ઇ. લા. રી. ક. વા. ૩ પાનું ૧૯૨

અપવાદ—એ વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે આ અપવાદ ફકત જે પ્રસંગે સંમતી કપટ યુક્ત ગણાએલી ગેર સમજુતીથી કીંવા મુંગા બેશી રહેવાથી મેળવવામાં આવી હોય તે પ્રસંગે લાગુ છે એટલા માટે જ્યારે જ્યારે કાંઇ પણ ખરેખરી ફરેબ અથવા બદદયાનત હોય ત્યારે ફરેબમાં પડેલા પક્ષકારની પાસે ખરી વાત શોધી કહાડવાના સાધનો છતા એ હકીકત સંમતી મજકુર ખરેખર ફરેબથી થએલી નથી એ વાતનો પુરાવોછે તે શિ

વાય કાંઇ જરૂરની નથી જેમકે જ્યાં એક જાહેર ઘરના વેચનારે જેની ઉપજ વિશે કાંઇકખોટો મજકુર કહેવાય તે ઘર રાખવાને ખરીદદાર લલચાયો તે કામમાં ઠરાવ કરવામાં આવ્યો હતો કે ખરી વાત શોધી કહાડવાના સાધનો ખરીદદારના હાથમાં હતા તોપણ તે કરાર નિરથક કરી શકે છે (ડોબેલ વિ. સ્ટિવનસ, બાર્નેવોલ એન્ડ કેસ વેલ વા. ૩ પા. ૬૨૩)

(ડ) અ ની મિલકતમાં કાચી ધાતુની ખાણ લાગીછે એવો બ ને શોધ લાગ્યોછે. ધાતુની ખાણ લાગી છે એ વાત બ અ થી છુપાવવાના ઉપાય કરે છે તથા છુપાવે છે અ ને તે વાત માલમ ન હોવાને લીધે બ ને તે મીલકત કમી કીંમતે વેચાણ મળી શકે છે અ ની મરજીમાં આવેલ તે કરાર નિરરથક થવા યોગ્યછે.

(ઇ) બ મરયા પછી કાંઇ મીલકત અ ને મળવાનો અ નો હક છે બ મરણ પામે છે બ ના મરણની ખબર ક ને પડી છે અને ક તે ખબર અ ન જાણે એવું કરીને મીલકત મજકુર ઉપરનો અ નો હક સંબંધ પોતાને વેચવાને અ ને લલચાવે છે. એ વેચાણ અની મરજીમાં આવેથી નિરરથક થવા યોગ્યછે.

હકીકત વિશે બંને પક્ષકારો નીચુકથઇહોય તોતેકબુલાયત નિરરથક છે.

૨૦. કોઈ કબુલાતમાં અવશ્ય જરૂર હોય એવી કોઇ હકીકતની વાત વિશે કબુલાયત મજકુરના બંને પક્ષકારોની ચુક થઇ હોય તો તે કબુલાયત નિરથક છે.

ટીકા:—દ્રષ્ટાંતોમાં આપેલા દાખલાઓમાં કબુલાયત એટલા માટે નિરરથક છે કે તે કબુલાયત ચીજની હયાતી પ્રથમથી ધારી લેછે એ કબુલાયતનું બહવાર ઉપયોગીપણું હકીકતની ધારેલી સ્થિતીની હયાતી ઉપર રહેલું છે અને જોતે ધારેલી સ્થિતિ ન હોય તો આખુ કાંઇ વ્યરથ થાય છે પરોથીઅર કહેછે કે "વેચેલી ચીજ કે જે વિશે કરાર થએલોછે તે વસ્તુ હોવી જોઈએ ત્યારે જો મારો ઘોડો મરી ગયાની વાત મારા જાણવામાં ન હોય ને હું ઘોડો વેચું તો વેચેલી વસ્તુની હયાતી ન હોવાને લીધે વેચાણ થતું નથી" સ્ટીકલંન વિ. ટરનર (કોનટાટ ડીવેન્ટી નંબર ૪) ના કામમાં અમુક જીંદગાની ચાલે ત્યાં સુધીની આન્યુઈટાનો ખરીદદાર જો એમ ખામી થાય કે કબુલાયતની તારીખે જીંદગાની મજકુર કયારનીએ બંધ પડેલી હતી તો તેણે આપેલી કીમત પાછી મળવાને તે હકદારછે (એકસ ચેકર વા ૭ પા. ૨૦૮) એવીજ રીતે જ્યાં કોઇ પક્ષકારોએ જે માણસની જીંદગાનીનો વીમો ઉતારયો તે માણુસ તે વીમાખત નવું થતાં પહેલાં કયારનો એ મરી ગયેલો એ વાત માલમ ન હોવાથી તે ખત નવું કરેલું તે કામમાં તે નવું ખત નિરર્થક ગણવામાં આવ્યું હતું (પ્રીચરડ વિ. મરમન્ટસ લાઈફ ઇનસ્યુરન્સ સોસાઈટી લા જનરલ કોમન પ્લીજ વા. ૨૭ પા. ૧૬૯)

કોઇ કંપનીના શર ખરીદ કરવાની કબુલાયત કરવામાં આવી હોય અને તે કંપની બંધ કરવાની અરજી અપાયાનું બંને પક્ષકારના જાણવામાં ન હોય ત્યાં એ કબુલાયત ખરીદદાર વિરૂદ્ધ અમલમાં આણી શકાય નહી એમ ઠરાવવામાં આવ્યું હતું (ઈયરસન્સ કેસ. લા. રીપોરટસ ચાનસરીસ્ પીલ્સ વા. ૧ પા. ૪૩૩).

કોઇ કબુલાયતમાં ચુક એવી હોય કે દસ્તાવેજ સુધારવાથી તેનો ઇલાજ થઇ શકતો હોય તે કબુલાયત નિરર્થક નથી આવે. પ્રસંગે કબુલાયતનો થાય છે પરંતુ જે શબ્દોમાં તે મુકેલી છે તે શબ્દો પક્ષકારોનો અર્થ બરોબર રીતે દરશાવતા નથી (હુઇફ વિ. પારકર લા. રીપોરટસ ઇકવીટી વા. ૫ પા. ૧૩૧ માકેનઝી વિ. કોલસન લા રીપોરટસ ઇકવીટી વા. ૮ પા ૩૭૨) બીજી તરફ જ્યાં ચુક શબ્દોની લખાવટમાં થઈ હોય એટલે જે ફરજ ઉત્પન્ન કરવાનો પક્ષકારોનો બિલકુલ ઇરાદો ન હોય તે ફરજ સદરહુ શબ્દોની લખાવટથી ઉત્પન થતી હોય

ચુકની તકરાર કરવાનો પુરેપુરો જવાબ થશે. વેક વિ. હારોપના કામમાં પ્રતિવાદીએ એવી તકરાર કરી કે મારે મુખ્ત્યાર દાખલ સહી કરવાનો ઇરાદો હતો અને ચુકથી મારિ પોતા-નીતરફથી સહી થઇ ગઇછે કોરટે ઠરાવ કરો કે આ કાયદેસર વાજબી તકરારછે કારણકે આવે પ્રસંગે ઈકવીટી તેને કરારમાંથી બીન સરતે મુકત કરસે. (લા જનરલ એકસચેકરવા. ૩૦ પાનુ ૨૭૩ બુલન એન્ડ લીકસ પ્લીડિઝ પા. ૫૬૯.

ખુલાસો—જે વસ્તુ વીશે કબુલાયત થઇછે તે વસ્તુની કીમત વિશે ખોટો અભી-પ્રાય ઠરાવ્યો હોય તો તે અભીપ્રાયને હકીકતની વાત વિશેની ચુક સમજવી નહી.

ટીકાઃ—કોઇ ચીજની ધારેલી કીમત કબુલાયત કરવા લલચાવાનો કોઇ હેતુ હોય, પણ તે કબુલાયત કરવાને અવશ્ય જરૂરની બાબત તે ભાગ્યે થઈ શકે. આ તફાવતનું દ્રષ્ટાંત બાર વી. ગીબસના કામમાં સારૂ મળી આવેછે. આ કામમાં પ્રતિવાદીએ કબુલાયત કરી કે મને એક વાહાણ વેચવાનો અખ્તિયાર છે. જે વાહાણને પછવાડેથી જાણવામાં આવ્યા મુજબ વેચાણ કરતી વખતે નુકશાન પોચેલું હતું કોરટે ઠરાવ કર્યો કે એ વાહાણની વાહાણ તરીકે હયાતિ બંધ પડી હોતતો કબુલાયત તુટત પણ જો તે હજુએ વાહાણ દાખલ હયાત હોયતો, પછી ગમેતો તેને નુકશાન પોચ્યું હોય તોપણ કબુલાયત તુટતી નથી કારણકે કબુલાયત ઉપરથી તેની સ્થિતિ વીશેની કંઇ પણ ફરજ નિકળતી નથી (મીશન એન્ડ વેલ્સબી વા. ૩ પા. ૩૯૦)

### દ્રષ્ટાંતો.

(અ) ઇંગલંડથી મુબઇ આવતો કોઈ માલ રસતામાં છે એવું ધારીને તે માલ બને વેચવાની કબુલાયત અ કરેછે. પછવાડેથી એવું માલમ પડેછે કે જે વાહાણમાં તે માલ આવતો હતો તે વાહાણ કરાર થયો તે દીવસના અગાડીજ ભાગીને તે માલ સમુદ્રમાં ગયો આ હકીકતની ખબર બંનેમાંથી એક પક્ષકારને નોહોતી સદરહુ કબુલાયત નિરરથકછે.

(બ) બ પાસેથી અમુક ઘોડો વેચાતો લેવાની કબુલાયત અ કરેછે પછાડીથી એવું માલમ પડેછે કે કરાર તે થયો તે વખતે તે ઘોડો જીવતો નોહોતો, અને તે હકીકત બંનેમાંથી એકુ પક્ષકારને માલમ નોહોતી, એ કબુલાયત નિરર્થક છે.

(ક) બ હયાત છે ત્યાં સુધી અ નો કોઇ મીલકત ઉપર હક છે. તે મીલકત ક ને વેચવાની કબુલાયત અ કરેછે. કબુલાયતની વખતે બ જીવતો નોહોતો અને તેના મરણની ખબર એકુ પક્ષકારને નહોતી. એ કબુલાયત નિરર્થક છે.

કાયદા વીશેની ચુકનું પરીણામ.

૨૧. બ્રિટિસ ઇંડીયામાં ચાલુ હોય એવા હરકોઇ કાયદા વીષેનીકંઇ એક ચુક થવાને લીધે કોઇ કરાર થયા એ સબબ ઉપરથી તે કરાર નિરથક થવા યોગ્ય થતો નથી; પરંતુ બ્રિટીશ ઇંડીયામાં ચાલુ ન હોય એવા કોઇ કાયદા વીશે ચુક થઈ હોય તો તેનું પરીણામ હકીકતની ચુકથી જે પરીણામ થાયછે તેવુંજ થાયછે.

ટીકાઃ—કુપરવી. ફીબ્સના કામમાં પક્ષકારો કોઈ એક માછલાં પકડવાની જગાની બાબતમાં જાણે તે જગા વાદીના કાકાની હોય અને એટલા માટે તેના મરણ પછી તે તેની છોકરીઓને પોચતી હોય તેવી રીતે ઠેઠથી વરત્યા હતા. વાદીએ આ પ્રમાણે ભુલથાપમાં પડીને તથા પોતે ખરેખર જીવતા સુધી ભાડુત દાખલછે એવા અજાણપણામાં તે ભાગ તેના કાકાની છોકરીઓ પાસેથી ભાડે રાખવા કબુલાયત કરી પાછળથી તેને માલમ પડયું કે એ માછલાં પકડવાની જગા ખરેખર પોતાની છે તે ઉપરથી તેણે એ કબુલાયત પાછી ગળવાનો હુકમ કરાવા અરજ કરી. ફેંસલો આપતી વખતે લોર્ડવેસ્ટ બરીએ કહ્યું કે "કાય-

દાના અજાણપણાથી કોઇ માણસ તેની જવાબદારીમાંથી મુકત થતો નથી એવી કહેવત છે. પણ આ કેહેવતમાં કાયદો એ શબ્દ દેશમાં જે સાધારણ કાયદો ચાલતો હોય તેવા સામાન્ય કાયદાના અર્થમાં વપરાયેલો છે. પણ જ્યારે કાયદો એ શબ્દ ખાનગી હક બતાવવાના અર્થમાં વાપરયો હોય ત્યારે આ કહેવત લાગુ નથી. ધણીઆપાનો ખાનગી હક એ હકીકતની બાબત છે; તે કાયદાની બાબતનું પરીણામ પણ થઇ શકે. પણ જ્યારે પક્ષકારો એક બીજાના સબંધમાં તથા પોતપોતાના હકો વિશે પરસ્પર ચુક અને ગેર સમજુતથી કરાર કરેતો તેનો પરીણામ એ થાય છેકે સાધારણ ભુલથી થએલા કબુલાયત નિરરથક થવા યોગ્યછે. હવે આ પક્ષકારોની બાબતમાં પણ એજ પ્રમાણે બનેલું છે. અપીલના પ્રતિવાદીયણો એ માલકતની હકદારછે એમ માનતી અને વાદી એમ માનતો કે હું એક ત્રાહીતછું. એ ચુક માલમ પડી અને તેથી કબુલાયત ચાલી શકે નહીં” (લા રીપોર્ટસ હાઉસ ઓફ લોર્ડસ કેસીસ વા. ૨ પાનું ૧૪૯ )

એક ખતની રૂઇએ દાવો કરવામાં આવ્યો પ્રતિવાદીએ તકરાર કરી અમૂક હુકમનામુ થએલુ પણ તે હુકમનામા તે થયા પછી વાજ આપવાનો ઠરાવ નહી છતાં વાજ સાથે વાદીએ બજાવેલુછે અને તે ઠરાવ હુકમનામામાં નથી એ વાત બદદયાનતથી છુપાવી અમો ન્હાનીવયના હતા તે વખતે તે વ્યાજ સાથે આ ખત લખાવી લીધું. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ ભુલ એવી નથી કે કરાર રદ થઇ શકે પણ હીસાબ દુરસ્ત થઇ શકેછે ગોકળદાસ ગોપાળદાસ વિ. મરલી વિગરે ઇ. લા. રી. ક વા. ૩ પાનુ ૬૦૨

દ્રષ્ટાંતો.

હીંદુસ્તાન મધ્યેના કાયદા મુદતના કાયદા મુજબ અમુક એકંકરજ રદ થયું છે. એવી ખોટી ધારણાંને લીધે અ તથા બ કાંઇ એક કરાર કરેછે તે કરાર નિરરથક થવા યોગ્ય નથી

ફ્રાંન્સ દેશમાં હુંડી બાબત જે કાયદો ચાલે છે તે વીશેની ખોટી ધારણા ઉપરથી અ તથા બ કંઇ એક કરાર કરેછે. તે કરાર નિરરથક થવા યોગ્ય છે.

હકીકત વીશે કરારના એકપક્ષકારનીચુકથઇહોયતો માત્ર તેજ કારણથી કરાર નિરથક થવા યોગ્ય થતો નથી.

૨૨. કરારમાંના કોઈ એક પક્ષકારની કોઇ હકીકતની વાત વીશેચુક થવાને લીધે કોઇ કારર થયો તેટલાજ કારણથી કરાર ગજકુર નિરરથક થવા યોગ્ય થતો નથી.

ટીકાઃ—જ્યાં કબુલાયતની સરતો અથવા પક્ષકારના સ્પષ્ટ ઇરાદા ઉપરથી અમુક એકજ ચીજ બતાવવામાં આવતી હોય ત્યાં એકેક પક્ષકારને એમ કહેવાની છુટ નથી કે હું મારા મનમાં કાંઈક જુદી ચીજ હતી. જો એક પક્ષકારને માલમ હોય કે બીજો પક્ષકાર ભુલમાં ભમેછે અને તેને તે ભુલ જણાવે નહી તો તેથી કપટનો અથવા તે વાત જણાવવાની ફરજ તોડયાનો સવાલ ઉત્પન્ન થાય. તે શીવાય દરેક માણસ પોતાના સ્પષ્ટ ઇરાદાથી બંધનમાં છે જો આમ ન હોયતો કરારનો ગમેતે પક્ષકાર ચુકનું બહાનું બતાવી તે કરાર હમેશ રદ કરાવી શકે એવી રીતેજ કોઈ ખરીદનાર ધારે કે કોઈ ચીજ ફલાણુ કામ સારસે જેને માટે તે બીન ઉપયોગી માલમ પડે અથવા તેનામાં અમુક માલછે તો એ કરારમાં આપેલી પોતાની સ્પષ્ટ સંમતી ખરેખરી નહોતી એમ તે કહી શકતો નથી (ચાનટર વિ. હોપકીન્સ મીસન વિ. વેલસબી વા. ૪ પા. ૩૯૯)

કોઇ વેચનાર ખોટો નમુનો બતાવવાની ચુક કરે તેથી તેણે કરેલો કરાર નિરરથક થ-

વા યોગ્ય થતો નથી કારણ કે તેનું પોતાનું કૃત્ય જે અર્થ શગજી ખરીદદારે કરાર કરેલો તેથાં જુદા અર્થથી તેણે કરાર કરયોછે એમ કહેવાને તેને અટકાવ કરેછે. (સ્કોટ વી. લીટલ ડેલ. લા જનરલ કવીન્સબેંચ વા. ૨૭ પા. ૨૦૧.) પણ જો ખરીદદારને માલમ હોય કે વેચનારની ભુલ થાયછે તો કરાર નિરરથક થવા યોગ્ય થઇ શકે (સ્માંથ. વિ. યુજીસ લા રીપોર્ટસ કવીન્સ બેંચ વા. ૬ પા. ૬૧૦)

જે હેતુથી કોઇ સખસ કરાર કરવાને લલચાય તે હેતુમાં થએલી ચુકથી તે કરાર નિરર્થક થઇ શકતો નથી જ્યાં પ્રતિવાદીઓએ પોતાની કંપની બીજી કંપનીની સાથે જોડી દેવાની ગોઠવણો પુરી થઇ છે એમ સમજી વાદીને આ બીજી કંપનીને તેનું દેવું હતુ તે દેવાને પેટે એક હુંડી આપી તેમાં ઠરાવવામાં આવ્યું હતું કે એ બીલ ઉપરના દાવામાંથા રેલું જોડાઈ જવું ન બનવાથી પ્રતિવાદીઓએ હુંડી મજકુર ચુકથી આપી એ જવાબ ચાલસે નહીં (બાલપુર વિ. ધસી ફ્રાઅર એન્ડ લાઇફ આસ્યુઅરન્સ કંપની લા જનરલ કોમનપ્લીઝ વા. ૨૭ પા. ૧૭)

કહી જાતનો અવેજતથાકારણો કાયદેશર છે તથા નથી.

૨૩. કોઈ કબુલાતનો અવેજ કીંવા ઉદ્દેશ નીચે લખ્યા મુજબનો ન હોય, તો તે અવેજ કીંવા ઉદ્દેશ કાયદેશર છે.

ટીકાઃ—કોઇ કબુલાયતનો ઉદ્દેશ જે જમીનનું વચન આપ્યું હોક તે ચીજછે જેમકે જો અ પોતાનું ઘર વેચવાનું કબુલ કરે તો એ કબુલાયતનો ઉદ્દેશ ઘરનું વેચાણછે જો અ બને પરણવાની કબુલાયત કરે તો એ કબુલાયતનો ઉદ્દેશ અ એ બ ને પરણવું એછે ઉદ્દેશ અને અવેજ એ પક્ષકારોની જુદી જુદી વીચારવાની રીતોથી જોતાં એકજ ચીજનાં જુદાં જુદાં નામછે જે એક પક્ષકારના સબંધમાં કરારનો ઉદ્દેશછે તે બીજા પક્ષકારના સબંધમાં તેનો અવેજ થાયછે જો આ બેમાંનું એક પણ કાયદા વિરૂધ હોયતો કરાર નિરરથક છે એમ માલમ પડશે કે અવેજનું કાંઈ પણ ગેર કાયદેસર પણું જો પ્રોસીડીંગ ઊપરથીંજ માલમ પડતું હોય તે ધયાનમાં લેવાને કોરટનો હકછે એટલુંજ નહીં પણ તેની ફરજછે પછી પક્ષકારોએ તે વાતની તકરાર કરી હોય ઈઆ નહીં તેની ચીંતા નહીં ફીશર વિ. કમાલ નૈકરના કામમાં લાર્ડસ બોલ્યો કે પ્રોસીડીંગ ઉપરથીજ ખુલ્લો માલમ પડતો કાંઇ પણ વાંધો જે ઉપરથી એમ માલમ પડતું હોય કે કરાર નિતી અથવા રાજ્યનિતિ વિરૂધ છે તો તે વાંધાની તજવીજ કરવા કોરટનો હકછે એટલુંજ નહીં પણ તેની ફરજ છે" (મુર્શ ઈંડીઅન અપીલ્સ વા. ૮ પા. ૧૮૭).

જે અવેજ કીંવા ઉદ્દેશની કાયદામાં મનાઇ કરી હોય તેવો કીંવા

ટીકાઃ—કલમ ૨૬ તથા ૩૦ જે કરારની કાયદામાં મનાઇ કરીછે તે કરારના નમુનાછે વળી વીકટોરીના ૩૩ તથા ૩૪ મા વરસમાં થએલા આકટનો બાબ ૯૦ મો તથા સને ૧૮૮૬ નો આકટ ૧ (મદ્રાસ) જુઓ કાયદામાં ઘણું કરીને સ્પષ્ટ ભાષામાં કોઇ ચીજ કરવાની મના કરવામાં આવતી નથી પણ તે કરવાને માટે કાયદામાં સજા ઠરાવી હોય છે આવી સજા ઠરાવી હોય તે ઉપરથી ગર્ભીત મના ગણાયછે અને આવી ગર્ભીત રીતે મના કરેલી ચીજ કરવાની કબુલાયત એ કાયદા વીરૂધ થશે (ફોરસ્ટર વી ટેલર બાર્નવોલ એન્ડ આડોલફસ વા. ૫ પા. ૮૮૭.)

જેનો પ્રકાર એવો હોય કે તેને મંજુર રાખ્યો હોય તો કોઇપણ કાયદાનો ઠરાવ ચ્હ્થી થઇ પડે તેવો; કીંવા

ટીકાઃ—આ રકમનો દાખલો આઇ (i) દૃષ્ટાંતમાં આપેલોછે જે કબુલાયતોનો હેતુ કાયદાના પોતાનાજ ઠરાવોને નિરરથક કરવાનોછે તે કાયદાથી તે કબુલાયતો અમલમાં આવી શકશે નહીં જેમકે જે ઘણા કેસોસમાં અમુક પુરૂષો, અમલદારો અને બીજાઓને

અમુક વેચાણમાં ખરીદી કરવાની મનાઈછે તેવે પ્રસંગે આવા કોઇ પુરૂષ ખરીદદાર થઈ શકે તેને સાફ કરેલી કબુલાયત નિરરથક થશે. એક કામમાં ઠરાવવામાં આવ્યું હતું કે કોઇના સગા માબાપને વરસે દહાડે કાંઇક રકમ આપવાની અવેજમાં તે છોકરાને દતક આપવાનો કરાર કાંઈક હીંદુ ધર્મ શાસ્ત્રના ઠરાવોને બાધક આવવાને લીધે તે કાંઇક એ છોકરાને હાની પોહોચવાને લીધે નિરરથક ઠરાવવામાં આવ્યો હતો (એશાન આચારજી ચોધરી. વિ. હરીસચંદ્ર ચોધરી બંગાળા લા રીપોરટસ આપ. વા. ૧૩ પા. ૪૨ )

જેમાં કપટ હોય તેવો; કીંવા,

ટીકાઃ—વાદીએ જ્યાં સરકારની સાથે લશ્કરને સારૂ કેટલાક ઘોડા રાખવાનો કરાર કરયો હતો અને પ્રતિવાદીએ એ ઘોડાઓને સારૂં ઘાસ દાણો પુરો પાડવા સરકારની સાથે કરાર કરયો હતો અને વાદી જો પ્રતિવાદી પાસેથી એ ઘાસ દાણો ન લે તો તેના અવેજમાં વાદીને જેટલી નેગણુંક તે ન લે તે દરેક નેગણુંકે આટલું આપવું એવી પ્રતિ વાદીએ કબુલાયત કરી હતી, એ કબુલાયત સરકાર ઉપર કપટ દાખલ ગણી નિરરથક ઠરાવવામાં આવી હતી. (લુઇલીસ વિ. બાલુવીન ડુગબસ વા. ૨ પા. ૪૫૦)

જે બીજા શખસના શરીરને કીંવા મિલકતને હાની કરતા હોય કીંવા જેનો અરથ સદરહુ મુજબની હાની કરવાનો થતો હોય તેવો; કીંવા.

ટીકાઃ—જેમકે વેપારી પોતે વેચેલા પ્રતિસ્ટાહારી ચોપાનીઆની કીંમત વસુલ કરી સકતો નથી; છાપનાર પ્રતિષ્ટાહારી પુસ્તકની કિમત વસુલ કરી શકતો નથી. (પોપલેટ વિ. સ્ટોકડેલ. રાયનએન્ડમુનીસ રીપોર્ટસ વા. ૧ પા. ૩૩૭) તેમજ પ્રતિષ્ટાહારી પુસ્તક પ્રસિદ્ધ કરવાને લીધે પ્રસિધ કરવાને નુકશાન થાય તે નુકશાન તેને માથેથી ઉતારવાની કબુલાયત અમલમાં આણી સકાય નહીં વળી નિચેના કેસ ઉપરથી એક બીજો દાખલો મળેછે. જ્યાં એક મહેતાએ પોતાના શેઠના દલાલોની સાથે એ દલાલોને કામ બતાવવા પોતાના શેઠને સમજાવવા બદલ પોતાના શેઠની તરફથી જે કંઇ કામકાજ થાય તે કામો ઉપર ચઢેલી દલાલીમાં સેંકડે કાંઇક રકમ મળવાની કબુલાયત કરી તે કબુલાયત કાયદા વિરૂધ ઠરાવવામાં આવી. (તી. ગણપતરાવ વિ. ર. પ્રાણજીવનદાસ મુંબાઈ હાઇકોરટ રીપોરટસ વા. ૭ પા. ૯૧.)

પ્રતિવાદીના કહેવા ઉપરથી વાદીએ કોઇ લાઇબલ પ્રસિધ કરી તે બાબત તેના ઉપર માંડેલી ફરિઆદનો બચાવ કરવાનું જોખમ વાદીને માથેથી ઉતારવાનું વચન નિરરથક છે (શાકલ વિ. રોઝીઅર વા. ૨ પા. ૬૩૪.)

જેને કોરટ અનીતીનો અથવા રાજનીતી વિરૂદ્ધ ગણતી હોય તેવો.

ઉપલી દરેક બાબતમાં કબુલાયતનો અવેજ કીંવા ઉદેશ ગેરકાયદે છે એમ સમજવું, જે કબુલાયતનો અવેજ કીંવા ઉદેસ ગેરકાયદે હોય તે દરેક કબુલાય નિરરથક છે.

**દ્રષ્ટાંત.**

(અ) અ પોતાનું ઘર દશ હજાર રૂપિઆને માટે બ ને વેચાતું આપવાની કબુલાયત કરેછે અ એ ઘર વેચવાનું જે વચન આપ્યું તેનો અવેજ બ એ દશહજાર રૂપિઆ આપવા કબુલ કરયાછે, અને બ એ દશ હજાર રૂપિઆ આપવાનું વચન આપ્યું તેનો અવેજ અ એ ઘર વેચવાનું વચન આપ્યું એ થાયછે, એ અવેજો કાયદેસર છે.

(બ) ક ને બ ના એક હજાર રૂપિઆ દેવા છે તે ક છ મહિનામાં ન આપે તો બ ને તે રૂપિઆ આપવાનું વચન અ આપેછે. એટલી મુદત ક ને આપવાનું બ વચન આપે છે. એમ એકે આપેલું વચન બીજાએ આપેલા વચનનો અવેજ થાય છે અને તે અવેજ કાયદેસર છે.

(ક) બ એ અ ને કાંઇક રકમ આપીછે તે બદલ અ એવું વચન આપેછે કે બ નું વહાણ એક અમુક સફરમાં ભાગી જાય તો તેની કિંમત બ ને હું ભરી આપીસ. અહીં બ એ જે રકમ આપી તેનો અવેજ અ નું વચન છે અને અ એ જે વચન આપ્યું તેનો અવેજ બ એ આપેલી રકમછે; અને એ અવેજો કાયદેસરછે.

(ડ) બ ના છોકરાનું પ્રતિપાલણ કરીશ એવું વચન અ આપેછે. અને બ તે બદલ અ ને દરસાલ એક હજાર રૂપીઆ આપવાનું વચન આપેછે; એમાં એક પક્ષકારનું વચન બીજા પક્ષકારના વચનનો અવેજ થાયછે, અને એ અવેજો કાયદેસર છે.

(ઈ) પોતે કપટથી જે મિલકત મેળવી છે કીંવા મેળવે તે પોતપોતામાં વેહેંચી લેવા બાબત અ બ તથા ક એઓ કબુલાયત કરે છે. એ કબુલાયત નિરરથક છે, કારણ કે તેનો ઉદેસ ગેર કાયદે છે.

(ફ.) અ એવું વચન આપે છે કે બ ને સરકારમાં નોકરી અપાવીશ. અને બ તે બદલ અ ને હજાર રૂપિઆ આપવાનું વચન આપેછે એ કબુલાયત નિરરથક છે કારણ કે તેનો અવેજ ગેરકાયદે છે.

ટીકાઃ—રાજયનિતીના સબબથી નિરરથક એવી એક ઘણા ઉપયોગી વરગની કબુલાયતો બતાવે છે. એટલે એવી કબુલાયતો જ્યાં સરકારી ઓધા આપવા અપાવામાં વેપાર રહેલો છે જેમકે પ્રતિવાદીએ રૂ૫૦૦૦ પાંઉંડના અવેજમાં ઇસ્ટઇંડીયા કંપનીની નોકરીમાંના એક વહાણનો અધિકાર બીજાને આપવાને અને બીજો કોઈ સખસ નિમાય ત્યારે એ ૫૦૦૦ પાંઉડ પાછા આપવાને 'વચન આપેલુ' તે વચન નિરરથક ઠરાવવામાં આવ્યું હતું તેથી એ ૫૦૦૦ પાંઉડ પાછા મળવાને સારૂ પ્રતિવાદી ઉપરનો દાવો ચાલે નહીં. (બ્લાચફોર્ડ વિ. પ્રેસટન. ટર્મ રીપોરટસ વા. ૮ પા. ૮૯) એવીજ રીતે સરકારી ઓધાનું રાજીનામું આપવાની કબુલાયતો તથા આ રાજીનામાઓના અવેજમાં આપેલા વચનો નિરરથક ઠરાવવામાં આવ્યાં છે એવીજ રીતે વળી જ્યાં વાદીને ગોદીમાં નોકરી હતી અને કબુલાયત એવી કરવામાં આવી હતી કે વાદી જયફીના સબબથી ના લાયક થઇ ઘેર બેસે તો તેના અવેજમાં પ્રતિવાદી જો તેને વાદીની જગીઆ મળે તો વાદીને તે જગીઆની વારશીક ઉપજમાંથી હિસ્સો આપે તે કબુલાયત નિરરથક ઠરાવવામાં આવી હતી. (પારસન્સ વિ. થોગપસન હેનરી. બલાકસ્ટન વા. ૧ પા. ૩૨૨.)

રાજનિતીના સબબથી નિરરથક એવી બીજા વરગની કબુલાયતો એ છે કે જે પરરાજના દુશ્મન સાથે ઇંગ્રેજ સરકાની પરવાનગી વગર કરવામાં આવી હોય વળી એવીજ રીતે કોઇ પરરાજના દુશ્મનની તરફથી કોઈ મુખતિયારે કરેલી કબુલાયત નિરરથક છે એટલે કબુલાયત મજકુર એ મુખતિયારના નાગથી હોય તોપણ તે ઉપર એ મુખતિયાર વસુલ કરી શકતો નથી. (બ્રાનડન વિ. નેસબીટ ટર્મ રીપોરટસ વા. ૬ પા. ૨૩) અને ઇંગ્રેજ સરકારની રૈયત અથવા મધ્યસ્થ લોકો જે પોતાની ખુશીથી દુશ્મનના દેશમાં રહેતા હોય તે લોકો તેમની સાથે કરેલા કરારોને સંબંધે પરરાજના દુશ્મન જેવા છે અને એટલા માટે તેમની સાથે કરેલા કરારો ગેરકાયદેસર થશે. (વુઇલીસન વિ. પાટીસન ટાંનટન વા. ૭ પા. ૪૩૯) પણ લડાઈનો કેદી કેદમાં હોય તે વખતે કરેલી નોકરીને માટે દાવો કરી શકે તથા કેદમાં હોય તે વખતે તેણે આપેલા સ્વિકારને માટે તેના ઉપર દાવો થઇ શકે. (સ્પાનર બરથ વિ. બાનાટાઇન બોસાનકવેટ એનડ પુલર વા. ૧ પા. ૧૬૩; એનટોઈન વિ. મોરશેડ ટાનટન વા. ૬ પા. ૨૩૭) પરરાજનું વાહાણ અથવા માલ ઇંગરેજ સરકાર તરફથી લેઇ લેવા વિરૂધ વીમાનો કરાર ઘેરકાયદેસર છે અને આવી રીતે લેઇ લેવુ એ હમેશ ગર્ભીત રીતે આવા કોઇપણ દસ્તાવેજમાંથી બાતલ કરેલું છે જે કરાર અસલ

વહેવાર ઉપયોગી હોય તે કરાર લડાઈ જાહેર થવાથી તે પુરો કરવો એ ગેરકાયદેસર થવાને લીધે નિરરથક થઇ શકે. જેમકે પરરાજના બંદરમાં વહાણમાં માલ ભરવાનો કરાર લડાઈ જાહેર થયા પછી નિરથક ઠરાવવામાં આવ્યો હતો કેમકે દુશમનની સાથે વેપાર ચલાવ્યા વગર એ કરાર કરનાર માલ પૂરો પાડી શકતો નથી (એસપોઝીટો વિ. બાઉડન. લા જનરલ કવીનસ બેંચ વા. ૨૪ પા. ૨૧૦) જો રાજ તરફથી પરવાનગી એટલે અમુક જગાઓની સાથે અને અમુક વખત સુધી વેપાર ચલાવવા દેવા કાઉનશીલનો હુકમ હોય તો એ પરવાનગીની સરતોમાં દાખલ થાય એવો કોઈપણ કરાર અમલમાં આણી શકાશે. (કલેમોટશન વિ. બ્લેસીંગ એકસચેકર વા. ૧૧ પા. ૧૩૫.)

વળી રાજનીતીના આધારથી નિરરથક ઠરેલી બીજી એવી જાતની કબુલાયતો એવી છેકે જેથી કોઇ સખસ જે દાવામાં પોતાનો હક સંબંધ નથી તે દાવો ચલાવવાનું કબુલ કરે તથા જે કબુલાયતમાં કોઈ સખસ કોઇ દાવો ચલાવવામાં મદદ આપવાના અવેજમાં તે દાવામાં છેવટે જે હુકમનામુ થાય તેમાં ભાગ લેવાનું સાટુ કરે આ બંને જાતનાં પ્રોસીડીંગો સામાન્ય કાયદા પ્રમાણે ગુન્હો છે અને જે કબુલાયતમાં તે આવેલા હોયછે તે ગેરકાયદેસરછે જેમકે ઈંગ્લાંડમાં એક ખલાસીએ પોતાના ઇનામ બાબતનો દાવો ચાલતાની દરમીઆન પોતાના ઈનામના પઇશામાંથી થોડો ભાગ પોતાના ઇનામ ખાતાના આડતીઆઓને એ દાવો ચલાવવના તથા એ દાવાના ખરચ તથા લાગટનું જોખમ પોતાને માથેથી ઉતારવાના અવેજમાં આપવાનો કરાર નિરરથક ગણવામાં આવ્યો હતો (સ્ટીવન્સ વિ. ડાગવેલ વેસી વા. ૧૫ પા. ૧૩૯) એજ કારણથી કોઇ આટરની તેના અસીલની સાથે દાવામાં જેટલું હુકમનામું થાય તેનો કાંઇ હિસ્સો પોતાને મળવા કબુલાયત કરે તે કબુલાયત ગેરકાયદેસરછે (અર્લ વિ. હોપવુડ લા જનરલ કોમન પલીઝ વા. ૩૦ પા. ૨૧૭) એવીજ રીતે વળી કોઇ કબુલાયત એવી હોય કે પ્રતિવાદીએ અમુક મિલકત વસુલ કરવાનો દાવો બાંધવો અને વાદીએ એ વસુલ લેવાને પ્રતિવાદીને જોઇએ તેટલો પુરાવો પુરો પાડવો અને વાદીને તેના અવેજમાં એ વસુલ થએલી મિલકતનો હિસ્સો મળે એ કબુલાયત ગેરકાયદેસર છે. (સ્પ્રાય વિ. પોરટર લા જનરલ કવીન્સબેંચ વા. ૨૬ પા. ૬૪ (સેસાનાચેટી વિ. રામાસ્વામીચેટી મદ્રાસ હાઇકોરટ રીપોરટસ વા. ૪ પા. ૭ જુઓ બીજી તરફ કેટલાએક સખસો વચે એવી કબુલાયત કરવામાં આવે કે ઉપરના જેવા હક ઉપરથી તેમાંના દરેક જે કાંઇ દાવો કરવામાં આવે તે દાવા રદ કરાવવામાં બધાએ એક સંપ કરવો એ કબુલાયત ગેરકાયદેસર નથી તેમજ કોઈ મિલકતનું ખરીદદાર તે મિલકતનું વેચાણ થયા પહેલાં તે કરેલો હામીને માટે દાવો કરવામાં વેચનારનું નામ વાપરે એવી કબુલાયત ગેરકાયદેસર નથી (વી વુલીઅમ્સ વિ. પ્રોયરો. બીંગહામ વા. ૫ પા, ૩૦૯).

એવાજ સબબથી હિસ્સો લેવા બાબતની કબુલાયતો ઇલાકાના શેહેરોમાંની હાઇકોરટોની અવલ હકુમતની હદમાં અમલમાં ન આણી શકાય એવી ઠરાવવામાં આવી છે મદ્રાસ હાઇકોરટની સને ૧૮૭૨ ની અસલ બાજુના નંબર ૨૬૨માં જસ્ટીસ હોલોવેએ ઇંગરેજી મુકદમાઓ ધ્યાનમાં લેઇને ઇલાકાના શેહેરોને લાગુ થાય તેવો નિચે મુજબ કાયદો ઠરાવ્યો તે બોલ્યો કે "એટલા માટે જ્યાં ઇંગ્લાંડનો કાયદો ચાલતો હોય. અને તે આ કોરટમાં ચાલેછે, અને જ્યાં હીંદુ તથા મુસલમાનના કરારના કાયદામાં તેને બાધક કરતા કાંઇ ન હોય ત્યાં આના જેવો કરાર નિરરથક નથી એવો મત રાખવો એ વ્યાજબી છે એમ બતાવવાને કાંઇ પણ સાધન નથી સામાન્ય કાયદાથી તથા સ્ટાટ્યુટથી એ કરાર કરવા ચોખી મના છે અને તે ગુનોહ થાય છે, અને એવો કોઇ પણ કરાર જે વળી પારલામેંટના આકટ વિરૂધ હોય તે કરારના બીન વહેવાર ઉપયોગ પણાથી કાંઈ પણ વીધારે સ્પસ્ટ નથી" જસ્ટીસ ફ્રીઅરે પણ કાયદાનો એજ મતલબ આ સાથેના કેશમાં લીધો હતો તે વખતે આ બાબત લંબાણથી ચરચાઈ હતી (ગ્રોસ. વિ. અમીરો તયાદે દાસી. બંગાળા લા. રી. અવલ બાજુ વા. ૮ પા. ૧.)

જે મુફશીલ કોરટની આગળ આવી કબુલાયતની ફરીઆદ આવે તેમને માટે નિયમ એછે કે તેમણે ફ્રોશર વિ. કગાલ્લાનાયકરના કામમાં (મુરસ ઈંડીઅન અપીલ્સ વા. ૮ પા. ૧૯૭) પ્રીવીકાઉન્શીલે ઠરાવેલું ધોરણ તેને લગાડવું અને જોવું કે કબુલાયત મજકુરમાં એવું કાંઇ આવેલું છે કે જે "સારી રાજ્યનીતિ તથા ન્યાય વિરૂધ છે અને જેથી ખોટી લડાઇ ચાલે અને જે કાયદાના અરથમાં અનીતિવાળુંછે અને જે બનાવવામાં એવી જ મતલબનો ખરાબ હેતુ જરૂરીછે" અને એના જેવુંજ ધોરણ પ્રિવીકાઉન્સીલે ચોડામબરા ચેટી વિ. રેજગાફીસ્ના મ્યુથ્યુ વેરા પનચાયા નાયકના કામમાં પણ ઠરાવ્યું હતું (બંગાલ્લા લા રિપોરટસ વા. ૧૩ પા. ૫૦૯)

જ્યાં કોઇ નાદાર કેટલાક લેણદારોની સાથે ફડચો કરે અને તેજ વખતે એ લેણદાર પઇકી એકાદની સાથે એવા ખાનગી બંદોબસ્ત કરે જેથી બીજા લેણદારો કરતાં આ લેણદારને વધારે લાભ થાય, જેમકે તેના લેણાની વધારે આનો મળે અથવા તે લેણુ આપવાને વધારે સારી જામિનગીરી આપે તો આ ખાનગી બંદોબસ્ત કપટ યુકત છે તથી નિરરથક છે આવે પ્રસંગે હરેક લેણદાર તેના લેણાનો ભાગે આવતો હિસ્સો છોડી દેવાને સંમતી આપે એમ ગણાયછે, અને એ પ્રમાણમાં ફેરફાર કરવાની કંઈ પણ કોસીસ એ બાકીના લેણદાર ઉપર કપટ છે. (ગાલ્લાલીયુ વિ. હોગશન લા જનરલ કવીનસ બેંચ વા. ૨૦ પા. ૩૩૯) એટલા માટે આવે કોઇપણ પ્રસંગે કોઇ લેણદારને પુરેપુરૂ આપવાની અથવા બીજા કરતાં વધારે આનો આપવાની અથવાપેટા બાંહેધરી આપવાની કબુલાયત અમલમાં આણી શકાતી નથી પણ જ્યાં લેણદારો સાથે કાંઈ સામાન્ય બંદોબસ્ત ન થયો હોય ત્યારે જે કબુલાયતનો હેતુ તથા અસર કોઇ લેણદારને બીજાઓ કરતાં વધારે આપવાનો હોય અથવા કાયદાની બજાવણી બ્યરથ કરવાનો હોય તેથી તે કબુલાયત અવશીય કરીને નિરથક નથી (સંકાપા વિ. રાગાથા મદ્રાસ હાઈ કોરટ રિપોરટસ વા. ૩ પા. ૨૩૧ મુંબાઇ હાઇકોરટ રિપોરટસ વા. ૧૦ પા. ૨૬૬) પોતાના દેણદારે કરી આપેલું ટરાનસફર જો લેણદાર એમ બતાવી શકે કે ફરેબમાં નાંખવાને સારૂ આ એક માત્ર બનાવટી તદબીર છે અને ખરેખરો દસ્તાવેજ નથી અથવા તેણે તેની ખુશીથી અને લેણદારોને રડાવવાના ઈરાદાથી આ કરેલું તોજ તે ટરાન્સફર (મિલકત બીજાને લખી આપવાનો દસ્તાવેજ) લેણદાર રદ કરવા હકદાર છે (ગ્નાનાભાઇ વિ. સીં. સ્રીનવસા પીલાઇ મદ્રાસ હાઇકોરટ રિપોરટસ વા. ૪ પા. ૮૪.)

મુંબાઇ સુપ્રીમ કોરટમાં દાવો ચાલતો હોય તે વખતે તે દાવાના પ્રતિવાદીએ કરેલું તેની સ્થાવર મિલકતનું વેચાણ ખત ખરીદદારે શુધબુધીથી અવેજ આપેલો એવું સાબીત કરવાને સંતોશકારક પુરાવ નહીં હોવાને લીધે તે વેચાણ ખત એ વેચનારના લેણદારો વિરૂધ કપટયુકત તથા નિરરથક અને કલમબંદી બ્યરથ કરવાના કારણસર કરેલું ઠરાવવામાં આવ્યું હતું (મુસદી મહમદ કાઝમ શીરાઝી વિ. મીરમઅલી મહમદ સુસતરી વિગેરે મુરસ ઇંડીઅન અપીલ્સ વા. ૬ પા. ૨૭)

(ગ.) અ એક જમીનનો મુનીમછે, અને પોતાના ધણીના એક ખેતરનો પટો બ પાસેથી પઇશા લઇને બ ને આપવાનું પોતાના ધણીને ન જણાવતાં, કબુલ કરેછે અ તથા બ વચેની કબુલાયત નિરરથક છે, કારણ કે તેનો અરથ એવો થાય છે કે અ એ એ વાત છુપાવીને પોતાના ધણીની જોડે કપટ કરયું.

(હ) અ બ ને એવું વચન આપેછે કે અપહરણ કરયાના તોહોમત બદલ તારા ઉપર મેં મુકદમો ચલાવેલોછે. તે હું બંધ પાડીશ અને તે બદલ ચોરેલા માલની કીમત પાછી આપવાનું વચન બ આપે છે. એ કબુલયાત નિરરથકછે કારણકે તેનો ઉદેશ ગેર કાએદેછે.

(આઈ.) કાયદા કરનાર મંડળીએ કરેલા એક આટકના ઠરાવ મુજબ અ ની મીલ-

કત ધારાની બાકીને સારૂ વેચવામાં આવેછે, જેની પાસે બાકી રહીછે તેણે તે મીલકત વેચાણ લેવી નહી એવો આકટ મજકુરમાં મનાઇછે. અ જોડે બંદોબસ્ત કરીને બ તે મીલકત વેચાણ લેછે અને બ એ જે કીંમત આપી તે અ પાસેથી મળેલી મીલકત મજકુર અ ને આપવાનું બ કબુલ કરેછે. એ કબુલાયત નિરરથક છે કારણ કે જેની પાસે બાકી રહી તેણેજ મીલકત મજકુર વેચાણ લીધી એવું એ કાર્યનું પરીણામ કબુલાયત મજકુર ઉપરથી થાયછે. અને એમ થયાથી સદરહુ કાયદાનો હેતુ વ્યરથ જાયછે.

(જ.) અ બ નો મુખતીઆરછે એવું વચન આપેછે કે મુખતીઆરપણાના સબંધથી પોતાનુ બ ની જોડે જે વજનછે તે ક ના હીતને વાસતે વાપરીસ અને તે બદલ અ ને રૂપીઆ એક હજાર આપવાનું વચન ક આપેછે એ કબુલાયત નિરરથક છે કારણ કે તે અનીતીની છે.

(કે.) અ પઇશા લઇને પોતાની છોકરી બ ને રાખવા તરીકે આપવાનું કબુલ કરેછે. એ કબુલાયત નિરરથકછે કારણ કે એવે પ્રકારે પઇશા લેઇને છોકરી આપવી એ વાત હીંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબ સીક્ષાને પાત્ર ન હોય તો પણ તે કબુલાયત અનીતીનીછે.

વાદીએ શિયામના મુલકમાંથી કાટ ખરીદ કરવાને એક સખસને એજેંટ નીમેલો હતો તે સખસને શિયામની સરકારે કાટ ચોરાયાનો આરોપ રાખી કેદ કરેલો હતો તેથી તે સખસે કેદમાંથી છુટવાને જે કાટ ચોરયાનો પોતાના ઉપર આરોપ રાખવામાં આવ્યો હતો તે કાટની કીંમત કરતાં વધારે કીમતથી તે ખરીદ કરવાને પ્રતિવાદી સાથે કરાર કરયો તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કરાર સદરહુ સખસ કેદમાં હતો અને તેમાંથી છુટવાના કારણસર કરેલોછે માટે વાદી તે રદ કરી શકેછે. શૌસોય આટ વિ. કોપ્પા. ઈ.લા. રી. ક. વા. ૧ પા. ૩૩૦

સગીરને સને ૧૮૫૮ ના આકટ ૪૦ પ્રમાણે નિમાયલો સગીરની સ્થાવર મીલકત ગીરે આપે તે આકટની કલમ ૧૮ તથા કરાર આકટની કલમ ૨૩ પ્રમાણે તે રદ છે. ચીમનસીંગ વિ. સુબરાનકુવર. ઈ. લા. રી. આ. વા. ૨ પાનુ ૯૦૨

એક કુટંબની મીલકતના દરેક માલેકો તરફથી તે કુટુંબનો વડીલ સખસ વહિવટદારતરીકે વ્યવહાર કરે અને તેથી તે કુટંબનો બીજો સખસ ઠગાય તો તે ઠગનાર સખસનો સદરહુ વ્યવહાર વિસે પુછવાનો હકકછે વહીવટદાર અને ત્રીજા પક્ષકાર વચ્ચે જે કરાર થાય તેથી જે સખસ ઠગાય તેનો તે કરાર રદ કરવાનો હકકછે. શવજી જનારદન સારંગપાણી વિ. ગંગાધર ભટ વિગરે ઇ. લા. રી. મુ. વા. ૪ પાનુ ૨૯

એક એવો કરાર હતો કે પ્રતિવાદીઓએ વાદી કે જે ન્યાતનો શેઠ છે તેમના હુકમ પ્રમાણે રહેવું, અને પોતાનો કામ ધંધો તેમણે પોતાની ન્યાતના માણુસો શિવાય બીજા કોઇની મદદમાં કરવો નહી, અને અમુક માસીક રકમ પોતાના કુટંબની કુળદેવીમાં આપવી તથા તે કર સદરહુ પાગોડાને માટે તમો ઠરાવો તે આપવો તથા તમો જે ગોઠવણુ કરો તે પ્રમાણે ચાલવું, કરાર પ્રમાણે ચાલવામાં આવે નહી તો અમુક ગુન્હેગારી ઠરાવવામાં આવી છે. આ કરારનો અમલ કરવો એ સુનિતી વિરૂધછે માટે તે કરારનો અમલ કાયદેસર રીતે થઇ શકતો નથી વાઇથેલીંગા વિ. સામાનાડા. ઇ. લા. રી. મ. વા. ૨ પાનુ ૪૪

પ્રતિવાદીએ વાદીને અમુક ગામના "ટોલનો" એક વર્ષનો ઇજારો લઈ કરારકરી આપો હતો. તે કરાર ઉપર પ્રતિવાદીએ સહી કરી હતી. પરંતુ મદ્રાસના સને ૧૮૭૧ ના આકટ ૩ પ્રમાણે કમીશ્નરોનો તે ઉપર શિકકો નહી હતો. સદરહુ વર્ષ પુરૂ થયા પછી કમીશનરો તરફથી પ્રેસીડેન્ટે બાકી લેહેણું રહેલુ તે લેવા પ્રતિવાદી ઉપર દાવો કરયો તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીએ કરારમાં પોતાની તરફ જે કરવું જોઇતું હતું તે તમામ કરેલું

હતુ અને તે કરાર જો કે કમીશનરોએ રીતસર કરી આપેલો નહી હતો, તોપણુ તે પ્રમાણે બેઉ પક્ષકારો ચાલેલા હતા, માટે પ્રતિવાદી પોતાના જવાબમાં કહેકે કાયદા પ્રમાણે તે કરાર નહી હતો એ "ધકવીટી" અને શુદ્ધ અંતઃકરણ વિરૂદ્ધછે. વિજીયાનગરની મ્યુનીસીપાલીટીના પ્રસીડેન્ટ ગુડરીચ વિ. વેકાના ઈ. લા. રી. મ. વા. ૨ પાનું ૧૦૪

૧ વકીલના ઇનામના દસ્તાવેજ વિશે ૬૨૫ ની નિચે રામચંદ્ર ચીન્તામણુ વિ. કાળુરાજુનો કેસ જુઓ.

૨ રાખેલી ઓરતની સાથે હવે પછી વ્યવહાર ચલાવવાને માટે નહીં પણ આગળ તેની સાથે જે વ્યવહાર ચાલી ગયેલો તેના અવેજમાં કાંઇ વાર્ષિક રકમ આપવાને તે રાખનારે કરાર કરી આપેલો હોયતો તે અનિતિ ભરેલો અવેજ ગણાય નહીં ઇ. લા. રી. અલ્હાબાદ ૪૭૮

૩ એક ફતેહસિંગ નાગના સખસના સારી ચાલના એક વર્ષ સુધીના માજીએટે રૂ ૬૦૦) ના જામિન માંગ્યા તેમાં એક સાલ નવલસીંગ તેનો જામીન થયો, તે વર્ષ પુરૂ થયા સુધી તે ફતેસિંગ સારી ચાલથી વરત્યો હતો પણુ તે જામિન થવાના અવેજમાં રૂ. ૬૦૦) ફતેસિંગે તે સા નવલસિંગને ત્યાં અનામત મુકેલા તે લેવાને ફતેસિંગે દાવો કર્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કરારનો અવેજ એવો છે કે તેથી કાયદાનો હેતુ પાર પડે નહી સબબ તે કાયદા વિરૂધ અવેજ છે. ફતેસિંગ વિરૂધ સા નવલસિંગ ઇ. લા. રી. ૧ અલ્હાબાદ ૭૫૧

## નિરથક કબુલાયતો.

અવેજ તથા ઉદ્દેશ કાંઇ ભાગે ગેરકાયદેહોય તોકબુલાયત નિરથકછે.

૨૪ એક કીંવા વધારે ઉદેશ બદલ એકજ અવેજ હોય ત્યારે તે અવેજનો કોઇ ભાગ અથવા એકજ ઉદેશ બદલ કેટલાએક અવેજ હોય તીયારે તે અવેજોમાંનો કોઇ પણુ એક અવેજ કીંવા તેમાંના કોઇ પણુ એક અવેજનો કોઇ ભાગ ગેરકાયદે હોય તો તે કબુલાયત નિરરથકછે.

### દ્રષ્ટાંત.

ગળીના એક કાયદેસર કારખાના ઉપર તથા બીજા પદારથોનાં એક ગેરકાયદે વયાપર ઉપર બ ની તરફથી ઉપરી તરીકે નજર રાખવાનું અ વચન આપેછે અને દર વરસે દશ હજાર રૂપીઆ પગાર આપવાનું વચન બ આપેછે, એ કબુલાયત નિરરથક છે કારણુ કે અ એ આપેલા વચનના ઉદેશનો તથા બ એ આપેલા વચનના અવેજનો એક ભાગ ગેરકાયદેછે.

અવેજશીવાયની કબુલાયત નિરરથકછે.

૨૫. વગર અવેજે કરેલી કબુલાયત નિરરથક છે, પરંતુ

ટીકાઃ—જે કાંઈ કરવાને કોઇ માણુસ કાયદેસર રીતે બંધાએલોછે તે કરવાને સારૂતેને આપવાનું વચન એ વગર અવેજે આપેલુ છે જેમકે જ્યાં ખલાસી તેમના કરારની સરતોથી આખી સફર થાય ત્યાં સુધી નોકરી બજાવવા બંધાએલા હતા તેઓને તે નોકરી કરવી ચાલુ રાખવા બદલ વધુ પગાર આપવાને આપેલુ વચન નિરરથક છે (સ્ટીલ્ક વિ.માંરીક કામપ બેલ રીપોર્ટસ વા. ૨ પા. ૩૧૭) મોટા ઉમર લાયક દીકરાની આગળ કોઇએ ચાકરી કરી હોય તે બદલ તેને આપવાનું વચન (ઇસ્ટવુડ વિ. કેનીઅન, આડોલફસ

એન્ડ એલીસ વા. ૧૧ પા. ૪૩૮) અથવા વચન આપનારની સાથે લગ્ન કરવા પહેલાં કોઇ બઇરાને કાંઇક આપવાનું વચન (જેનીંગ્સ વિ. બ્રાઉન. મીસન એન્ડ વેલ્પ બી. વા. ૯ પા. ૪૯૬) એ અવેજ વગરનું છે કારણ કે તે ઉપરથી ઊત્પન્ન થતી ફરજ (વચન આપનારને સારૂ) અથવા તેના કહેવાથી ચાકરી કરી હોય તે શિવાય ફક્ત નિતિ સુચકછે. પણ તે કાંઇ અવલની ફરજ હોય તો વચન વ્યહવાર ઉપયોગી થશે જેમકે પોતાના નાના છોકરાને પેસ્તર પુરાં પાડેલાં કપડાં વીગેરેને માટે પઇશા આપવાનું બાપે આપેલું વચન તેના ઊપર બંધન કારક છે એવીજ રીતે જે દેવું આપવાની કોઇ માણસની આગળની ફરજ હોય તે દેવું આપવા બદલ આપેલું વચન વગર અવેજનું છે (જોન્સ વિ. વેઇટ. બીંગહામ વા. ૫ પા. ૩૪૧). એવીજ રીતે વળી કોઈ સાક્ષીને કોરટમાં આવતાં તેને જે વખતનું નુકશાન થાય તેને માટે બદલો આપવાનું વચન પણ વગર અવેજનું છે કારણ કે કાંઈ પણ વચન આપ્યા વગર એ સાક્ષી કોરટમાં હાજર થવાને બંધાએલછે (કોલીન્સ વિ. ગોડ ફરાર બાનવેલ એન્ડ આડોલફ્સ. વા. ૧ પા. ૯૫૦)

**પરંતુલખેલી તથા નોંધેલી હોય તો,** (૧) તે લખેલી હોય તથા દસ્તાવેજ નોંધવા બાબત જે કાયદો વખતે વખત અમલમાં હોય તે મુજબ નોંધેલી હોય, તથા જે પક્ષકારો પરસ્પર નજદીકના સબંધમાં હોય તે પક્ષકારો વચે સ્વભાવિક પ્રિતી તથા માયાના સબબથી થયલી હોય તો. અથવા,

**કાંઇ વસ્તુકરી હોય તેનો બદલો આપવાનું વચન હોયતો,** (૨) જે સખસે પોતાની મેળે ખુશીથી કોઈ બીજા સખસને માટે કાંઇ વસ્તુ કરી હોય કીંવા કાયદાથી સદરહુ બીજા સખશે કરવાની ફરજ હોય એવી વસ્તુ પોતાની મેળે ખુશીથી સખસ મજકુરે તેને માટે કરી હોય તે સખસને પુરો કીંવા થોડે ભાગે બદલો આપવાને સારૂ વચન તરીકે સદરહુ બીજાં સખસે યાને વચન આપનારે તે કરેલી હોય તો, અથવા.

**મુદતના કાયદાથીરદ થયેલું કરજ આપવાનું વચન હોય તો.** (૩) દાવો ચાલવા બાબતની મુદતના કાયદાને લીધેજ માત્ર જે દેન કોઈ રૂપીઆ ધીરનારથી વસુલ કરી સકાતુ નથી તે દેન તમામ કીંવા થોડે ભાગે આપવાને સારૂ કાંઈ વચન આપવામાં આવ્યું હોય અને તે વચન લખાણને રૂપે આપીઉ હોય, તથા વચન મજકુરની જવાબદારી જે સખસના ઉપર રેહેવાની હોય તે સખસે કીંવા તેના કુલ મુખતીયારે કીંવા તે ટલાજ કામ સારૂ અધીકાર આપીઓ હોય તેવા મુખતીઆરે લખાણ મજકુરના ઉપર સહી કરી હોય તો.

**કબુલાયત મજકુર નિરથક થતી નથી.** સદરહુ વગર અવેજે કરેલી કબુલાયત નિરરથક થતી નથી ઉપલે કોઇ પણ પ્રસંગે કબુલાયત મજકુર કરાર થાય છે એવું સમજવું.

ખુલાસો ૧. કાંઇ બક્ષીસ ખરેખરી આપવામાં આવી ચુકી હોય તો તે આપનાર તથા લેનાર મધે તે બક્ષીસ કાયદેસર હોય તેને આ કલમના કોઇ પણ મજકુરથી બાધ પોંહોચતો નથી.

ખુલાસો ૨. વચન આપનારે જે કબુલાયતમાં પોતાની સંમતી રાજી ખુશીથી આપી હોય તે કબુલાયતનો અવેજ પુરતો નથી એટલાજ કારણ ઉપરથી કબુલાયત મજકુર નિરરથક થાય છે એમ સમજવું નહી, પરંતુ વચન આપનારે પોતાની સંમતી રાજીખુશીથી આપીછે કે કેમ એ તકરારનો નીકાલ કરતી વખત અવેજ અ પુરતો છે એ વાત મુજરે પકડવાને કોરટ મુખતાયાર છે.

દ્રષ્ટાંત.

(અ) અ કાંઈક અવેજ શીવાએ બ ને એક હજાર રૂપીઆ આપવાનું વચન આપેછે એ કબુલાયત નિરરથક છે.

(બ) સ્વભાવીક પ્રિતીથી તથા માયાથી પોતાના છોકરા બ ને રૂપીયા એક હજાર આપવાનું વચન આપેછે, અ જે વચનનો લેખ કરીને નોંધવે એ કરાર છે.

(ક) અ ને બ ના પઈશાની કોથળી જડી અને તે તેણે બ ને આપી બ અ ને રૂપીઆ પચાસ આપવાનું વચન આપેછે. એ કરારછે.

(ડ) બ ના બાળક છોકરાનું અ પ્રતીપાલન કરેછે તેથી અ ને થતો ખરચ આપવાનું વચન બ આપેછે એ કરાર છે.

(ઈ) અ ને બ ના હજાર રૂપીઆ દેવાછે પરંતુ તે કરજ મુદતના કાયદાને લીધે વસુલ કરી શકાતું નથી. તે કરજ ખાતે પાંચશો રૂપીઆ બ ને આપીસ એવા વચનના લેખ ઉપર અ સહી કરેછે. એ કરારછે.

(ફ) એક હજાર રૂપીઆની કીંમતનો ઘોડો દશ રૂપીએ વેચવાનું અ કબુલ કરેછે, કબુલાયતમાં અ એ પોતાની સંમતી રાજીખુશીથી આપીછે અવેજ મજકુર અપુરતોછે તો પણ તે કબુલાયત કરારછે.

(ગ) એક હજાર રૂપીઆની કીંમતનો ઘોડો દશ રૂપીએ વેચવાનું અ કબુલ કરેછે, કબુલાતમાં પોતાની સંમતી રાજીખુશીથી આપી નથી એમ અ નું કહેવું છે અ ની સંમતી તેણે પોતે રાજી થઇને આપી હતી કે નહી એનો વીચાર કરતાં વખતે અવેજ મજકુર અપુરતોછે એ વાત કોરટે મજરે પકડવી જોઈએ.

એક મરનાર ગંગાધરસિંગે એક સ્ત્રી નામે માનકુવરને રાખેલી, તેણે પોતાની હયાતીમાં તે સ્ત્રિને એવો કરાર લખી આપેલોછે કે દર વર્ષ તને રૂ ૮૦૦) આઠશેં આપવા અને તેની જમાનીમાં એક ગામ લખી આપ્યું. તે ગંગાધરસિંગના મરણ પછી તે માનકુવરે તેની પરણેત ઓરત જસોદા કુવર ઉપર તે કરારનો અમલ કરાવવાને દાવો કરયો તેમાં પ્રતિવાદીએ એવી તકરાર કરી કે હિંદુસ્થાનના કરાર આકટની કલમ ૨૩ પ્રમાણે તે કરાર રદછે, કારણ કે તે અનિતીના કારણસર લખી આપ્યો છે, અને જો એમ નહીં તો તે આકટની કલમ. ૨૫ પ્રમાણે તે રદછે કારણકે તે અવેજ વિના લખી આપવામાં આવ્યોછે, અને વડિલો પારજીત મીલકત એટલી બધી જોખમમાં છેકે તે મિલકતમાંથી થતો નફો, વ્યાજ આપવાને પણ બસ નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તા. ૨૮ મારચ સને ૧૮૬૯ ના રોજ હિંદુસ્થાનનો કરાર આકટ મંજુર કરવામાં આવેલો નહી હતો, માટે તેનો વિચાર કરવાની જરૂર નથી. જે વાર્ષિક રકમ આપવાને ઠરાવેલી તે હવે પછીના વ્યવહાર કરવા આપવાને ઠરાવેલી નથી, માટે તે અનિતીનો અવેજ નથી. જો હવે પછીના વ્યવહાર બાબત હોય તો તે અનિતીનો અવેજ થાત. પરંતુ જે માણસે તે ઓરતને રાખેલી તેના નિર્વાહ સારૂ તે સખસની આબરૂ પ્રમાણે બંદોબસ્ત કરવો જરૂર હતો, તેમ આ દસ્તાવેજ થયો તે વખત કાયદો હતો તે પ્રમાણે અવેજ નહી હોવાના કારણથી તે રદ બાતલ છે એમ ઠરાવી શકાતુ નહી હતુ. પરંતુ પ્રતિવાદી પાસેથી વાદી દાવાવાળાં નાણું લઇ શકે ત્યાર પહેલાં એમ જોવું જોઇએ કે સદરહુ લખી આપેલા ગામ અગર બીજી માલ મિલકતમાંથી જોઈતી થાપણુ, તે નાણુ આપવાને પ્રતિવાદીને મળેલી છે કીંવા નહીં. ઈ. લા. રી. અ. વા ૧ પાનુ ૪૭૮

૧. કેટલીક હુંડીઓ કબુલ કરનારે તેના કબજેદારને હુંડીયો લખનાર કાચો પડવાથી હુંડીયોના નાણાની જમાનાંમાં કેટલીક મીલકત ગીરો આપી. ગીરો ખતની રૂઇએના દાવામાં ઠરાવવામાં આવ્યું કે હુંડીયો શિકારવામાં આવી નહી અને સને ૧૮૭૨ ના આકટ ૯ ની ક. ૨૫ પ્રમાણે તેને અવેજ નથી અને તે આકટની કલમ ૨૫ પ્રમાણે તે રદ થાયછે. મનાલાલ વિરૂધ બેંગાલ બેંક ઈ. લા. રી. ૧ અલ્હાબાદ ૩૦૯.

૨ સ્વભાવીક પ્યાર અને હેત શિવાય અમુક કરારનો બીજો અવેજ ન હોયતો તે કરાર તુટવાથી કાંઈ નુકસાની લેવાનું કારણ બનતું નથી રાજુબા વિ. કૃષ્ણરાવ રામચંદ્ર ઈ. લા. રી. ૧ મુંબાઇ ૨૭૩.

૩. એક શખ્સે પોતાના એક કામમાં વકીલ નિમ્યો ત્યારપછી તે કામના સબંધમાં એ વકીલને એવો કરાર કરી આપ્યો કે, જો તે કામ જીતવામાં આવશે તો વકીલની ભર ફી સાથે વધારાની રકમ તે વકીલને આપવામાં આવશે તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કરારનો કાંઈ અવેજ નથી. માટે તેની રૂઈએ આ દાવો ચાલી શકતો નથી. રામચંદ્ર ચિંતામણ વિ. કાળુ રાજુ ઈ. લા. રી. ૨ મુંબાઇ ૩૬૨.

૪, રાખેલી ઓરતને કરી આપેલા કરાર બાબત ક ૨૩ નીચે ઇ. લા. ૧ અલ્હાબાદ ૪૭૮નો ફેંસલો બતાવ્યો તે જુઓ.

૫. વિલાયતી બેગમનો આઠ વર્ષથી મીલકતનો કબજોછે અને તેણીને બક્ષિસ આપવાનો અવેજ કાયદા વિરૂધ અને અનિતી ભરેલો છે એમ ધારીએ એ પણ તેમાં કાંઇ કપટ છે નહી યા તે બક્ષિસ રદ થઈ શકતું નથી. ઇ. લા. રી. ૨ અલ્હાબાદ. ૪૩૩

૬. એક શખ્સ ઉપર પોતાના કરજનું હુકમનામુ થયું તેમછતાં તેણે પોતાના દીકરાને અમુક મિલકત બક્ષિસ આપી પણ તેને તે હુકમનામુ પતીશકે તે પ્રમાણે બાજી મિલકત રાખી હતી તોપણ તે મિલકત તેણે તે હુકમનામુ કરનારી કોર્ટની અંદર રાખી નહી હતી તે કામમાં ઠરાવવામાં આવ્યું કે હુકમનામાના દેણદારે પોતાના દીકરાને બક્ષિસ મિલકત આપીછે તેનો અવેજ સ્વભાવીક હેત અને પ્યારને લીધે અને પોતાના વંશજનો ભાવ થાય તે સારૂ આપીછે માટે તે સારો અવેજછે. નાસીર હુસેન વિ. માતા પ્રસાદ ઈ. ગ. રી. અલ્હાબાદ ૮૯૧.

૭. એક હુકમનામાનો ફેંસલો કરી એક કરારનામુ કરવામાં આવ્યું હતું તેમાં ઠરાવવામાં આવ્યું કે જે વખત કસી બંધી કરી આપવામાં આવી તે વખતે હુકમનામુ તે વખતના ચાલુ કાયદા પ્રમાણે મુદતની અંદર હતું તેથી તે કિસ્તબંધીનો કાયદાસર અવેજ હતો. વળી ઠરાવમાં આવ્યું કે તે કિસ્તબંધીનો કાયદાસર અવેજ ના હોય તોપણ સ. ૧૮૭૨ના આકટ ૯ ની ક ૨૫ની કલમ ૩માં ઠરાવેલા નિયમ પ્રમાણે તથા તે અવલપણુ તે નિયમ ચાલતો હતો, તે પ્રમાણે અવેજ નહીં હોવાથી તે કીસ્તબંદ રદ થઈ શકતું નથી હીરાલાલ મુખોપાધ્યા વિગરે વિ. ધનપતસીંગ ઇ. લા. રી. ક. વા. ૪ પાનું ૫૦૦

૮. કરારની સરતો ઉલટાવવા અગર ફેરફાર કરવાના કારણસર પુરાવ આકટની કલમ ૯૨ પ્રમાણે મુખ જુબાનીનો પુરાવ દાખલ થઇ શકતો નથી પણ કરારનો અવેજ નથી અગર જે અવેજ બતાવવામાં આવેલોછે તેથી જુદોછે. એવું બતાવવાને કરારના પક્ષકારને હરકત નથી માટે વેચાણ ખતમાં રૂ ૧૦૦) રોકડા અવેજ તરીકે મળ્યાનું લખેલુંછે પણ પુરાવ ઉપરથી રૂ ૬૩-૧૨-૦નું જુનું ખત રૂ ૩૬-૪-૦ રોકડાનો અવેજછે એમ બતાવવામાં આવેલુંછે તેમાં ઠરાવવામાં આવ્યું કે હીંદુસ્થાનમાં જે રીવાજ છે કે જ્યારે તગાગ

અગર થોડા દેવા બદલ ખત લખી આપવામાં આવે તોપણુ અવેજમાં રોકડા નાણુા લેવામાં આવ્યાછે એમ લખવામાં આવેછે તે રિવાજ ધ્યાંનમાં લેતાં સદરહુ. દસ્તાવેજમાં જે હકીકત લખી છે તેમાં અને અવેજ બાબતના પુરાવમાં કાટ ખરી રીતનો તફાવતથી હકમચંદ વી. હીરાલાલ ઇ. લા. રી. મુ. વા. ૩ પાનુ ૧૫૯ એક સાદા કાગળ ઉપરની પ્રામેસરી નોટની રૂઇએ દાવો કરવામાં આવ્યો હતો તેમાં ઠરાવવામાં આવ્યું કે આકામમાં અવેજબાબતનું સ્વતંત્ર પુરાવ આપવાને કાંઇ હરકત નથી. ગોપાલચંદ મારવાડી. વિ. ઠકરાણી મોહોકળ કુંવરી ઇ. લા. રી. ક. વા. ૩ પાનુ ૩૧૪

**લગ્નમાં હરકત કરતાકબુલાયતનીરર્થકછે.** ૨૬ કાચી ઉમરના સખસો સિવાયના બીજા કોઈપણ શખશના લગનમાં હરકત કરનારી પ્રત્યેએક કબુલાયત નીરરથકછે.

ટીકાઃ—કોઇ સખસ બીજાને એવો દસ્તાવેજ લખી આપે કે હું તારા શિવાવ બીજા કોઇને નહીં પરણું અને આ દસ્તાવેજ લખાવી લેનાર સખસે એ દસ્તાવેજ લખી આપનારને પરણવાની કબુલાયત કરી ન હોય તો તે દસતાવેજ નીરથક થશે. (લો વી પીઅરસ. બરોઝ વા. ૪ પા. ૨૧૨૫) એવીજ રીતે છ વરસની અંદર ન પરણવાનાં સરતનો કરાર પણ નીરરથકછે (હારટલી વી રાઇસ. ઇસ્ટ વા ૧૦ પા. ૨૨) પણ કોઇ સખસને પોતાના જીવતાં સુધી વરસે દહાડે ચાલીસ પાંઊડ આપવાનો ઠરાવ કરયો હોય ,ને તેના સાથે તે સ્રીનું લગ્ન થાય તો તે રકમ ઓછી કરી વીસ પાંઊડ આપવાનો ઠરાવ કરયો હોય તે ઠરાવ લગ્નમાં હરકત કરનાર ગણી નિરરથક થતો નથી (વેબ વી. ગરેસ લા જનરલ ચાનસરી અપીલ્સ વા. ૧૮ પા. ૧૮)

**વેપારનેહરકત કરતા કબુલાયત નીરથકછે.** ૨૭. જે કબુલાયત ઉપરથી એકાદ કાયદેસર ધંધો, વેપાર, અગર કોઇ પણ પ્રકારનો ઉદયોગ કરવામાં હરકોઈને હરકત થાય તેવી દરએક કબુલાયત જેટલી હરકત કરતા છે તેટલી નીરરથક છે.

**જેરોજગારનાં ગુડવીલવેચવામાં આવીહોય તે રોજગાર નહીં ચલાવવા બાબતની કબુલાયતને ઉપલી કલગ બાધ કરતા નથી.** અપવાદ. ૧ પોતાના રોજગારની "ગુડવીલ×" કોઇએક સખસ વચે તો તે વેચાણુ લેનાર, અથવા તે વેચાણુ લેનારની પાસેથી જે શખસને "ગુડવીલ"નો હક મળ્યો હોય તેવો કોઈ સખસ જ્યાં સુધી તે રોજગાર કોઇ જગાએ નીમેલી હદોની અંદર ચલાવે ત્યાં સૂધી તે હદની અંદર વેચનાર મજકુરે પોતે તેવો રોજગાર ચલાવવો નહીં એવી કબુલાયત તે વેચનાર સદરહુ વેચાણુ લેનાર સાથે કરી શકે છે પરંતુ તે રોજગારના પ્રકાર ઉપર નજર રાખતાં કોરટને એવું માલમ પડવું જોઈએ કે નીમેલ હદો યોગ્ય છે.

---

× ટીપ.—'ગુડવીલ' એ શબ્દ અંગરેજી છે, અને તેનો અરથ નીચે આપ્યો છે; કાંઇ ધંધો ચાલતો હોય તેમાં જે પુંજી અથવા મિલકત નાખી હોય તેની કિંમત સિવાય હમેશના ઘરાકોની તરફથી, તે ધંધો જે ઠેકાણે ચલાવવામાં આવતો હોય તે ઠેકાણાને લીધે કિંવા કુશળતાથી અથવા દોલતમંદીની અથવા વખતસર બરોબર કામ કરવામાં આવતું હોય તેની કિર્તીને લીધે, કિંવા બીજી કાંઇ આકસ્મિક બીનાઓને લીધે. કિંવા પ્રાચીનકાળની મેહેરબાનીની ભરેલી નજરને લીધે ઉત્તેજન મળતું હોય તે ઉપરથી જે ફાયદો અથવા નફો ઉત્પન્ન થતો હોય તેને ગુડવીલ સમજવી. (બ્હારટનના કાયદા કોશની ત્રીજી આવૃત્તિ જોવી.)—વીરપ્રસાદ તાપીપ્રસાદ. ખ૦ ૨૦ ઠાંણુવાળા.

પંત્યાળુતુટયા અગાઉ પંત્યાળાંઓએ કરેલી કબુલાતને પણ કલમ મજકુર બાધ કરતા નથી.

અપવાદ ૨—પંત્યાળુ તુટતી વખતે અથવા તુટવાનું છે એવા વિચારથી પંત્યાળાં મજકુરના રોજગાર જેવો રોજગાર પંત્યાળાંઓ પઈકી કોઈએક અથવા સઘળાઓ, ઉપલા છેવટના અપવાદમાં કહ્યા મુજબની હદોની અંદર ચલાવવો નહીં, એવી કબુલાયત સદરહુ પંત્યાળાંઓ કરી શકે છે.

અથવા પંત્યાળુ ચાલતું હોય તે દરમિયાન પંત્યાળાંઓએ કીધેલી કબુલાયતને પણ કલમ મજકુર બાધ કરતા નથી.

અપવાદ ૩—પંત્યાળુ ચાલતું હોય તે દરમીયાન પંત્યાળાના રોજગાર સિવાય બીજા રોજગાર અમુક એક પંત્યાળાએ કિંવા સઘળા પંત્યાળાએ કરવો નહીં એવી કબુલાયત પંત્યાળાં મજકુર કરી શકે છે.

ડ તથા ઈ એ ઇગ્લાંડમાં રહી મદ્રાસમાં વહેપાર ચલાવનારી એક પહેડીના ભાગીઆ અ. બ. અને ક ની સાથે મદ્રાસમાં જઇ તે પહેડીની નોકરી કરવાનો કરાર કરયો તે નોકરી પાંચ વર્ષ સુધી અગર હરકોઈ વખતે નોટીસ આપી છોડી દેવાનો કરાર હતો, અને તેની સાથે એવો કરાર કરવામાં આવેલો કે, પાંચ વર્ષ પછી અગર ત્યાર પહેલાં નોકરી છોડવામાં આવે તો જે વ્યાપાર સદરહુ પહેડી ચલાવે છે તે વ્યાપાર મદ્રાસથી ૮૦૦ માઈલની અંદર તેઓ કરશે નહીં અને નોકરીની મુદત પુરી થયે અગર ત્યાર પહેલાં છોડી દેવામાં આવે, અને પહેડી તેમને ઇગ્લાંડ પાછું જવાનું કહેતો તેમણે જવું. આ કરાર પ્રમાણે ડ તથા ઇ મદ્રાસ નોકરી ઉપર ગયા અઢી વરસ નોકરી કરયા બાદ પહેડમાંથી નોટીશ મળવાથી નોકરી બંધ થઇ પણ કરાર પ્રમાણે ઇગ્લાંડ જવાની ડ તથા ઈ એ ના કહી અને જે વ્યાપાર સદરહુ પહેડી કરતી હતી તે વ્યાપાર તેમણે પોતાને હિસાબે ચલાવ્યો તેથી તે પહેડીએ તેમના ઉપર નુકશાનીનો દાવો કરયો એવું કહીને કે તેમણે કરાર તોડયો છે તેથી થયેલું નુકશાન અપાવો તથા મદ્રાસમાં અને ત્યાંથી ૮૦૦ માઈલની અંદર સદરહુ પ્રકારનો વેહેવાર તેઓ કરે નહિ એવો કાયમ તાકીદી હુકમ આપો તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કરાર વ્હેપાર અટકાવવા બાબતનો ઇંગ્લાંડમાં થયેલો છે. માટે જો તેઓ ઇંગ્લાંડના કાયદા પ્રમાણે અમલમાં લાવવા લાયક હોય તો પણ તેનો હિંદુસ્તાનમાં અમલ થઇ શકતો નથી. કારણ કે તેથી હિંદુસ્તાનના કાયદા (સન ૧૮૭૨ ના આકટ ૯ માની કલમ ૨૭) વિરૂદ્ધ થાય છે. વળી ઠરાવવામાં આવ્યું કે તે કરાર ઈગ્લાંડના કાયદા પ્રમાણે રદ પણ થઇ શકે તેવો છે કારણ કે જે હદ આપવામાં આવી છે તે ગેરવ્યાજબી છે અને કરારમાં ઓછી હદ બતાવેલી નથી માટે તે કરારનો અમલ ઓછી અને વ્યાજબી હદનો થઈ શકતો નથી. વળી ઠરાવવામાં આવ્યું કે ઇગ્લાંડ પાછા જવાનો કરાર છે તે વહેવારને અટકાવવાના કારણ શિવાય તે તુટવાથી બીજી કોઇ બાબતમાં પહેડીને નુકશાન થતું નથી. માટે તે તુટવાથી પહેડીને નુકશાન લેવાનો હક નથી. ઓકસ અને કંપની વિ. જાકસન વિગરે. ઈ. લા. રી. મ. વા. ૧ પાનું. ૧૩૪.

કાયદા મુજબ રકમ ચલાવવામાં હરકત કરતા કબુલાયત નીરરથકછે.

૨૮ કબુલાયતના કોઈ પક્ષકારને કોઈ કરારની રૂએ, અથવા તે સબંધે પ્રાપ્ત થએલા હકો ન્યાયની સાધારણ કોરટોમાં સિરસ્તા પ્રમાણેનું કાયદેસર કામ ચલાવિને અમલમાં આણવાને પક્ષકાર મજકુરને જે કબુલાતથી તદન હરકત થતી હોય તેવી દરએક કબુલાયત અથવા પક્ષકાર મજકુરે પોતાના હકો અમુક મુદતની અંદરજ સદરહુ પરમાણે અમલમાં આણવા એવું જે કબુલાયત ઉપરથી થતું હોય તો તેવી દરેક કબુલાયત તેટલીજ પુરતી નીરરથકછે એમ સમજવું.

તકરાર ઊતપન થાય તે લવાદને સોંપવા વીશેનો કરાર કાયમછે.

**અપવાદ ૧** જો બે અથવા વધારે સખસો પોત પોતામાં એવો કરાર કરે કે કોઇપણ અમુક વીષય બાબત અથવા અમુક જાતના વીષયો બાબત આપણા મધ્યે તકરાર ઉતપંન થાય તેનો નીકાલ કરવાનું લવાદને સોંપવું, અને જે તકરાર એ રીતે લવાદને સોંપવામાં આવે તે બાબત લવાદ મજકુર ઠરાવે તેટલીજ રકમ વસુલ કરવા જોગ સમજવી, તો તે કરાર આ કલમ ઉપરથી ગેરકાયદેછે એમ જાણવું નહીં.

ટીકાઃ—પણ જોકે આવી તરેહની કબુલાયત કરારૂ તોડયાને સારૂ ફરીઆદ કરવાને પ્રતીબંધ કરેછે એવી તકરાર ન કરી શકાય તોપણ કરારની સરતો મુજબ લવાદને સોંપવા ના પાડવી એ દાવાનું કારણ થાયછે (લીવીંગસ્ટન રાલી. લા જનરલ કવીનસ બેંચ વા. ૨૪ પા. ૨૬૯)

એવા કરારોથી કેવા દાવાચાલતા અટકશે.

કોઇ કરારની રૂએ ઉતપન થતા હકો શિવાયના બીજા હકો વીશેની તકરાર બાબતના કરારો આ કલમના અર્થમાં આવતા નથી અને તેટલા માટે રાજનીતીને બાધ કરતા કરતા હોય એવા સબબ શીવાયના સબબથી તે ગેર કાયદે નથી આવા કરારો જેટલે સુધી રઇયતની સ્વતંત્રામાં અયોગ્ય હરકત કરતા નહી હોય. તેટલે સુધી વહેવાર ઉપયોગી ગણાશે. (મુંબઇ ઇંડીઅન અપીલ્સ વા—૧૨—પા. ૧૩૧

જે તકરારઉતપન થઈ પેકી હોય તે લવાદ સોંપવા વિશેનો કરાર કાયમ છે.

જ્યારે એવો કરાર થયો હોય તીયારે તેમાં લખ્યા પ્રમાણેનું અમુક કામ કરાવવા સારૂ દાવો માંડી શકાયછે; અને તેમાં લખ્યા પ્રમાણે અમલ કરાવવાને બદલે બીજી કોઇ બાબત કરાવવા સારૂ કિંવા લવાદે ઠરાવેલી રકમ શિવાય બીજી રકમ વસુલ કરવા સારૂ કરાર મજકુરનો એક પક્ષકાર બીજા કોઇ પણ પક્ષકાર ઉપર જે વિષય બાબતની તકરાર લવાદને સોંપવાનું કબુલ કરવામાં આવ્યું હોય તે વિષય સંબંધી દાવો માંડે તો, સદરહુ મુજબ કરાર થયો છે એ વાતથી તે દાવો ચાલતો અટકશે.

અપવાદ ૨—વળી બે કિંવા વધારે સખસ મધ્યે કાંઈ તકરાર ઉત્પન્ન થઈ ચુકી હોય તે તકરાર લવાદને સોંપવાનું જે લખેલા કરારથી સખસો મજકુર કરતા હોય તે લખેલો કરાર પણ આ કલમ ઉપરથી ગેરકાયદે થતો નથી, અથવા કામ લવાદને સોંપવા બાબત જે કાયદો વખતે વખત અમલમાં હશે તેમાંના કોઇ પણ ઠરાવને આ કલમથી બાધ થતો નથી.

વાદી તથા પ્રતિવાદી વચ્ચે કરાર થયેલો છે તેમાં એક એવો ઠરાવ હતો કે ઇંગ્લાંડ-

માં એ લવાદોને તકરાર સોંપવામાં કાંઈ વાંધો પડે તો, દરેક પક્ષકારે એક એક લવાદ નિમવો, અને તેઓ જે ઠરાવ કરે તે આખરનો સમજવો; તેમાં ઠરાવવામાં આવ્યું કે સન ૧૮૭૨ ના આકટ ૯ માની કલમ ૨૮ મીમાં આ કરારનો સમાસ થતો નથી. તે કલમના ૧ અપવાદની અંદર આ કરારનો સમાસ કરવાને લવાદના ઠરાવના પરિણામની બાબત શિવાય તમામ બાબતમાં કોરટની હકુમત બાતલ કરેલી જોઇએ. કોગલર વિગેરે વિ. કોરીંગા ઓઇલ કંપની લીમીટિ, ઈ. લા. રી. ક. વા. ૧ પાનું ૪૨.

સન ૧૮૭૨ ના આકટ ૯ માની કલમ ૨૮ મીનો જે કરારથી પક્ષકારોને થોડા અગર તમામ કાયદાની કોરટની મદદ લેવાને મનાઇ કરવામાં આવેલા હોય તેને લાગુ થાય છે સદરહુ કલમનો પહેલો અપવાદ જે કરારોમાં પક્ષકારોએ એવી શરત કરેલી હોય કે લવાદો પ્રથમ રકમના સ્વાલનો નિર્ણય કરે ત્યાં સુધી દાવો કરવો નહીં. તે કરારોને લાગુ થાય છે. ધી કોરીંગા ઓઇલ, કંપની લીમીટેડ વિ. કોગલર વિગેરે, ઇં. લા. રી ક. વા. ૧ પા. ૪૬૬.

અનું બ ઉપર હુકમનામું થયેલું હતું. તે હુકમનામુ પતાવવાને અ એ બ ને મુદત આપી, તેથી બ એ એવું કબુલ કર્યું કે મારે તે હુકમનામા વિરૂદ્ધ અપીલ કરવી નહી, તેમ છતાં તેણે અપીલ કરી. તમાં ઠરાવવામાં આવ્યું કે તે કરારની સન ૧૮૭૨ ના આકટ ૯ માની કલમ ૨૮ થી મનાઇ કરવામાં આવેલી નથી, અને ઈનસાફ, ઇકવીટી અને શુદ્ધ અંતઃકરણના નિયમથી તે કરારનો અમલ કરવાને તથા સદરહુ કરારના વિરૂદ્ધ બ એ જે અપીલ કરેલી તે અપીલ નામંજુર કરવાને અપીલકોરટ બંધાયેલી છે. અનંતદાસ વિ. આશબરનર અને કંપની, ઇ. લા. રી. અ. વા. ૧ પાનુ ૨૬૭.

સન ૧૮૭૭ ના આકટ ૧૦ માની કલમ ૨૧ ઉપર આધાર રાખતા પહેલાં એમ બતાવવું જાઇએ કે વાદીએ તે બાબત પંચને સોંપવાની ના કહી છે. અને દાવાની અરજી ફાઇલ કરવાથી જે તે ના કહી થતી નથી. કુમદચંદદાસ વિ. ચંદ્રકાંત સુકરજી. ઇ. લા. રી. ક. વા. ૫ પાનું ૪૯૮.

**કબુલાયત નકી ન હોવાને લીધે તે નિરરથક છે.**

૨૯. જે કબુલાયતનો અરથ નકી નથી કિંવા નકી કરી શકાય એવો નથી તેવી કબુલાયતો નિરરથક છે.

ટીકાઃ—શીરસ્તાથી પક્ષકારોએ કબુલાયતો કરી છે તે સુજતું ન હોય ત્યારે ખરૂં જોતાં સ્પષ્ટ સંમતી થતી નથી અને તેટલા માટે અમલમાં આણી શકાય એવો કરાર થતો નથી જેમકે. ઘોડો વેચતાં આપેલી ખાતરી ઉપરથી કરેલા દાવામાં એમ સાબીત થયું હતું કે ઘોડો સાઠ ગીનીની કીમતે વેચવામાં આવ્યો હતો અને જો ઘોડો વાદીને ભાગ્યશાળી નીકળે તો તેણે પાંચ પૌંડ વધારે આપવાના હતા યા બીજો ઘોડો લેઈ આપવાનો હતો આ પુરાવા ઉપર કાંઇ પણ નજર રાખતા કોરટે ના પાડી કારણ કે એ કહેવાતી કબુલાયત સમજાય તેવી નહોતી. અને તે પક્ષકારો વચે કાંઈક માનસૂચક સમજુતી દાખલ ગણાય તેવી હતી, (ગથાંગ વી. લીન, બાર્નેવોલએન્ડ આડોલફસ વા. ૨ પાનુ ૨૩૨.)

પરંતુ જો કબુલાયતના સ્વરૂપ ઉપરથી કાંઇક ઉઘાડી ચુક અથવા કસૂર માલમ પડતી હોય તો એ કબુલાયત નકી કરવા માટે કોરટ તેમાં ફેરફાર કરી શકે જેમકે. એક ખતની સરતમાં એમ હતું કે જો તે ખત કરનારે જે કાંઇ આપવાનું વચન આપેલું તે ના આપે તો તે ખત નીરરથક થાય તે શરતમાંનો શબ્દ કોરટે કાડી નાંખ્યો. (વીલસન વી. વીલસન હાઉસ ઓફ્લોર્ડસ વા. ૫ પાનું ૪૦)

## દૃષ્ટાંતો.

(અ) અ. એક સો ટન તેલ બ ને વેચાતુ આપવાનું કબુલ કરે છે. કઈ જાતનું તેલ આપવાનો વિચાર હતો તે બતાવવાને માટે કાંઇ આધાર નથી. એ કબુલાયત નકી ન હોવાને લીધે નિરરથક છે.

(બ) અ. એક સો ટન અમુક એક પ્રકારનું તેલ કે જે વેપારની જાણુશ તરીકે ઓળખાય છે તે બ ને વેચાતુ આપવાની કબુલાયત કરે ને. એના અરથ વિશે સંશય ન હોવાને લીધે એ કબુલાયત નિરરથક થતી નથી.

(ક) ક. ફકત કોપરાના તેલનો વેપાર કરે છે. તે બ ને 'સો ટન તેલ આપીશ' એવું કબુલ કરે છે. અ ના વેપારના સ્વરૂપ ઉપરથી ઉદ્દેશ્યુ શબ્દોનો અરથ સમજવાનું બની આવે છે, માટે અ ને સો ટન કોપરેલ આપવાની કબુલાયત કીધી એમ સમજવું.

(ડ) 'રોમન નગર મધ્યે માહારી કોટીમાં જેટલું અનાજ છે તે સરવે' બ ને વેચવાનુ અ કબુલ કરે છે. અતરે કબુલાયત નિરરથક હોવા જેવો કાંઇ સંશય નથી.

(ઇ.) 'ક ઠરાવે તે કિંમતે એક હજાર મણ ચોખા બ ને વેચવાનું અ કબુલ કરે છે. કિંમત નકી ઠરાવી શકાય છે માટે એમાં કબુલાયત મજકુર નિરરથક થાય એવો સંશય નથી.

(ફ) મહારો સફેત ઘોડો પાંચસો રૂપિએ કિંવા એક હજાર રૂપિએ બ ને વેચીશ એવુ અ કબુલ કરે છે એમાંથી કઈ કિંમત લેવાનો વિચાર હતો એ માલમ પડતું નથી. સબબ એ કબુલાયત નીરરથક છે.

સરત તરીકે કરેલી કબુલાયતો નીરરથક છે.

૩૦ શરત તરીકે કરેલી કબુલાયતો નીરર્થક છે, અને એકાદી વસ્તુ કોઈ સરતમાં જીતી છે એમ કહીને તે વસ્તુ મેળવવા સારૂ. અથવા કોઇ ખેલ વિશે અથવા બીજી મુકરર ન હોય એવી બીજી બીના વિશે કાંઇ શરત કરવામાં આવી હોય તે ખેલ અથવા બીનાનું પરીણામ થાય તે પ્રમાણે વ્યવસ્થા થાય તેને સારૂ એકાદી વસ્તુ કોઈને સોંપી હોય તે મેળવવાને સારૂ દાવો મંડાઈ શકતો નથી.

ઘોડાની શરતમાં જીતેલાં ઈનામો વિશે અપવાદ.

કોઈ પણ ઘોડાની સરત જીતનારને અગર જીતનારાઓને આપવાની પાંચસો રૂપીઆ કિંવા તેથી વધારે કીમતની અથવા રકમની રીકાબી, ઈનામ, કીંવા રોકડ રૂપીઆ એકઠા કરવા સારૂ, કીંવા તેની ભરતીમાં ટીપમાં કાંઇ ભરીને અથવા મદદ દાખલ આપ્યું હોય તે અથવા ટીપમાં ભરીને અથવા મદદ દાખલ આપવાની કાંઈ કબુલાયેત કરી હોય તો તે આ કલમ ઉપરથી ગેરકાયદે થાય એમ સમજવું નહીં.

આ કલમ ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૨૯૪ અને બાધ થતો નથી.

હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૨૯૪ અ માંના ઠરાવ ઘોડાની સરત સબંધીના જે કાર્યને લાગુ હોય તેવું કોઇ પણ કાર્ય આ કલમ ઉપરથી કાયદેસર થાય છે એમ સમજવું નહીં.

# બાબ ૩ જો.

## અવલંબી કરાર વીશે.

અવલંબી કરાર એટલે શું

૩૧. કોઇએક બીના કોઇ કરાર સાથે સહગામી હોય તે બિના બને કિંવા ન બને તો અમુક કાંઇ વસ્તુ કરવાનો કીંવા ન કરવાનો જે કરાર હોય તેને અવલંબી કરાર કહેવો.

ટીકા:—એ અવલંબી બાબત વચન આપનાર સખસની માત્ર ઇચ્છા ના હોવી જોઇએ. જાણે કે મારી મરજીમાં આવે તો દશ રૂપઇઆ આપું એ સ્પષ્ટ રીતે જરાએ વચન થતું નથી (ફ્રીકનર વી. લો એકસચેકર વા. ૨ પાનું ૫૯૫) પણ જે કૃત્ય તદન વચન આપનારની ઇચ્છા ઉપર રહેલું હોય તેવા કૃત્ય ઉપર અવલંબી વચન થઇ શકે, જેમકે, કોઇ સખસ એવું વચન આપે કે, હું કલકતે જઇશ તો દસ રૂપઇઆ આપીશ એ વચનનો સ્પષ્ટ રીતે અવલંબી કરારના લક્ષણોમાં સમાવેશ થાયછે જે બનાવ ઉપર કરાર અવલંબી હોય તે બનાવ બનાવવાની ખબર આપવી એ કોનું કામછે એવો સવાલ ઘણી વખતે ઉઠેછે જેમકે સામાનીય નીયમ એછેકે જ્યાં કોઇ પક્ષકાર કોઇ અમુક બનાવ જેનો તે પોતે પોતાની મેળે જાણીતો થઇ શકે તેવા બનાવમાં કાંઇક ચીજ કરવાનો કરાર કરે તો નોટીસ આપવા બાબતમાં ચોખી સરત કરી હોય તે શીવાય નોટીસ આપવી એમ નથી પણ જ્યાં સામા પક્ષકારના ખાનગી જાણપણામાં આવે એવો બનાવ હોય ત્યારે કરાર કરનારને નોટીસ આપવાની જરૂર છે. (વી સી વી વેઇક ફીલ્ડ, ગીસન એન્ડ વેલસબી વા. ૬ પા ૪૫૩.) જેમકે કોઇ ભાડા ચીઠી કોઇ અમુક ઇમારત મરામત કરવાની સરત તોડયા બાબતની ફ્રીઆદમાં મરામતની જરૂર વીસે વાદીએ ભાડે આપનારાઓને ખબર આપી નહોતી એ તકસર કાયદેસર ઠરાવવામાં આવી હતી. ઠરાવેલું ધોરણ એછે કે કોઇ ચીજ વાદીના જાણવામાં આવે એવી હોય પણ પ્રતીવાદીના જાણવામાં આવે એવી ન હોય અને તે ફક્ત તે બાબત પ્રતીવાદી ઉટાંગ બાંધી શકે અથવા કલ્પના કરી શકે એવું હોયતો તેને નોટીસ આંપવાની જરૂર છે. (મેકીન વી. વાટકીનસન લા રીપોર્ટસ એકસચેકર વા. ૬ પા. ૨૫.) જો એ બનાવ બંને પક્ષકારની જાણમાં સરખી રીતે આવી શકે તેવો હોય તો નોટીસ આપવાની જરૂર નથી. (વીસી. વી. વેકફીલ્ડ, ગીસન એન્ડ વેલ્સબી વા. ૬ પા. ૪૫૩)

### દ્રષ્ટાંત.

બનું ઘર બળી જાયતો બને દશ હજાર રૂપીઆ આપવાનો કરાર અ કરેછે એ અવલંબી કરાર છે.

કાંઇ બીના બનવા ઉપર જે કરાર અવલંબી હોય તે અમલમાં લાવવા બાબત.

૩૨ કોઇ અનીશ્ચિત ભવીષ્યની બિના બનેતો કંઇ અમુક વસ્તુ કરવાનો કીંવા ન કરવાનો અવલંબી કરાર જો તે બીના બની નહી હોય તો તથા જ્યાં સુધી બીના મજકુર બને ત્યાં સુધી કાયદાની રૂએ અમલમાં આણી શકાતો નથી.

ટીકા;—વેચાણના કરારો ઘણી વખતે સરતિ હોય છે. જેમકે જ્યાં કોઇ અમુક વહાણે માલ આવેથી તે માલ વેચવાનો કરાર હોય, અને જો તે વાહાણ ભાગી જાય અથવા માલ વગર આવે તો વેચનાર બંધાએલો નથી. (બોયડ વી. સીફ્રીન, કામ્પબેલ્સ રીપોર્ટસ વા. ૨ પા. ૩૨૬)

વચન ત્રીજા સખસના કામની સરતે હોઇ શકે; એવી રીતે કે જ્યાં માલની કિંમત કિંમત કરનારાઓથી ઠરાવવાની હોય (થરનેલ વી. બાલબીરની મોસન એન્ડ વેલ્સબી. વા. ૨ પા. ૭૮૬) અથવા ઇમારત કોઇ મોજણીદાર પસંદ કરવાનો હોય (કલાર્ક વી. વાટસન લો જનરલ કોમન પ્લીઝ વા. ૩૪ પાનું ૧૪૮) આવે પ્રસંગે સરત પુરી કરવામાં આવે ત્યાં સુધી પૈસા અપાવી શકાય નહીં.

તે બીના બનવી અશકય થાય તો એવો કરાર નીરરથક થાય છે.

દ્રષ્ટાંતો.

(અ) અ, બ સાથે એવો કરાર કરે છે કે જો હું ક ના પછી જીવતો રહયો તો તારો ઘોડો વેચાતો લઈશ. આ કરાર અ ની હયાતીમાં ક ન મરે તો તથા અ ની હયાતીમાં તે મરે ત્યાં સુધી કાયદાની સહાયથી અમલમાં લાવી શકાતો નથી.

(બ) અ બ ની સાથે એવો કરાર કરે છે કે ક ને પોતે એક ઘોડો વેચાતો આપવાનું કહયું છે તે ક ન લેતો તે અમુક કીમતે તને વેચાતો આપીશ એ કરાર ઘોડો મજકુર લેવાની ક. ના ન કહે તો તથા એવું કહે ત્યાં સુધી કાયદાની રૂઇએ અમલમાં લાવી શકાતો નથી.

(ક) જ્યારે બ નું ક સાથે લગ્ન થાય ત્યારે બ ને એક રકમ આપવાનો કરાર અ કરે છે કનું લગ્ન બ જોડે થયા વગર ક મરણ પામે છે સદરહુ કરાર નીરરથક થયો.

કાંઈ બીના ન બનવા ઉપર અવલંબી કરાર કરયો હોય તો તેને અમલમાં લાવવા વિશે.

૩૩. કાંઇ અનીશ્ચીત ભવીષ્યની બીના ન બને તો અમુક કાંઇ પણ વસ્તુ કરવાનો કીંવા ન કરવાનો અવલંબી કરાર તે બીના બનવી જ્યારે અશકય થાય ત્યારેજ અમલમાં લાવી શકાય છે, તે અગાઉ અમલમાં લાવી શકાતો નથી.

દ્રષ્ટાંત.

ફલાણું એક વાહાણ પાછું ન આવે તો બને અમુક રકમ આપીશ એવું અ કબુલ કરેછે તે વાહાણ ડુબી ગયું જ્યારે વાહાણ મજકુર ડુબી ગયું ત્યારે કરાર મજકુર અમલમાં લાવી શકાય છે.

જે બીના ઉપર કોઇ કરાર અવલંબી હોય તે બીના કોઇ હયાત હોય એવા સખસની ભવીષ્ય નીવરતણુંકને રૂપે હોય તો બીના મજકુર બનવી અશ-

૩૪. જે ભવીષ્યની બીના ઉપર કાંઇ કરાર અવલંબી હોય તે બીના જો કોઇ સખસ કોઇ નહીં બતાવેલે વખતે કાંઇ કૃત્ય જે પ્રકારે કરવાનો હોય તે પ્રકારને રૂપે હોય તો તે બીના બનવી અશકય થઇ એમ કયારે સમજવું કે જ્યારે શખસ મજકુર એવી કાંઇ વસ્તુ કરે કે તે ઉપરથી સદરહુ કૃત્ય સદરહુ પ્રકારે કોઇ મુકરર વખતમાં કરવું અશકય થાય ત્યારે અથવા બીજી ભવીષ્યની બીનાઓ બન્યા શિવાય તે કૃત્ય તે પ્રકારે કરી શકાય નહીં ત્યારે.

કય થઇ એમ
ક્યારેસમજવુ

ટીકાઃ—આ કલમનો અર્થ એવો છે કે જે સખસનું કૃત્ય જેના ઉપર કરારનો આધાર હોય એવી ભવિષ્યની બીના હોય ત્યારે તે સખસ જો એવું કાંઇ કરે કે જેથી કરીને આટલા વખતમાં તે કૃત્ય બની શકશે એવો કોઇ પણ મુકરર વખત બતાવવાને તે અશક્ય થાય, અથવા જે કૃત્ય કરવાથી સદરહુ પોતાને કરવાનું કૃત્ય બની શકે તે પહેલાં પોતાના અખત્યાર બહારનો બીજો કોઇ બનાવ બનવો જરૂરનો થાય ત્યારે એ કૃત્ય અશકય ગણાશે આ પ્રમાણે થવાથી કરાર મજકુર નીરરથક થયો, એમ ગણવાને બીજા પક્ષકારને હક થશે, માલમ પડશે કે, આ કલમનું દૃષ્ટાંત એક અવલંબી કરારનો દાખલો છે, જેમાં ભવિષ્યની બીના પક્ષકારો પઇકી એક પક્ષકારે કરવાનું કૃત્ય છે એટલે ક ની સાથે બ નું લગ્ન આવા કામમાં બ ક ને પરણ્યો કે તરત. વચન આપનારની ઇચ્છા ઉપરથી કૃત્ય કરીને એ કરાર અમલમાં આણી શકવાને જરૂરી અવેજ પુરો પાડે છે એટલા માટે ક ની સાથેનું તેનું લગન જે ઉપર કરારનો આધાર છે એવી ભવિષ્યની બીના છે એટલુંજ નહીં પણ કરાર મજકુરને વહેવાર ઉપયોગીપણું આપનાર તે અવેજ છે, ચાન્સરી કોરટની નજરમાં એમ આવે છે કે, બીજા કોઇ સખસની સાથે લગન થવાથી નામ આ પેલા સખસનું લગન થાય એ બનાવ અશક્ય થતો નથી અને એટલા માટે આવો બનાવ બનવાની સરતે કરેલી બક્ષીસ બીજુ લગન થવાથી ગુમાવાતી નથી પણ. માત્ર મોકૂફ થાય છે (સબ્ડલ વી. પેઈન બ્રાઉન્સ ચાનસરી કેસીસ વા. ૧ પાનું ૫૫.)

દૃષ્ટાંત.

બ નું ક જોડે લગન થાય તો બ ને કાંઈ પઇશા આપવાની કબુલાયત અ કરે છે.

(ડ) ડ જોડે લગન કરે છે. હવે જો એવું બની શકે કે ડ મરણ પામે અને ત્યારપછી ક કદાચીત બ જોડે લગન કરે તો પણ બ નું ક જોડે લગન થવું અશક્ય છે એમ હાલ સમજવું જોઈએ.

અમુક બીના નીમેલાવખત ની અંદર બનવા ઉપરકરેલો અવલંબી કરાર નીરરથ ક્યારે થાયછે.

૩૫. કોઇ અમુક બતાવેલી અનીશ્ચિત બીના નીમેલી મુદતની અંદર બને તો કાંઇ વસ્તુ કરવાનો કોઇ અવલંબી કરાર તે નીમેલો વખત પુરો થાય ત્યારે બીના મજકુર જો નં બની હોય તો અથવા નીમેલા વખતની અગાડી તે બીના બનવી અશક્ય થાય તો નીરરથક થાય છે.

નીમેલી મુદતથીઅંદર અમુક બીના ન બનવા ઉપર કરેલોઅવલંબી કરાર ક્યારે કાયદાની સહાયથી અમલમાં આણી શકાય છે.

કાંઇ અમુક બતાવેલી અનિશ્ચિત બિના નીમેલી મુદતની અંદર ન બને તો અમુક કાંઇ વસ્તુ કરવાનો અથવા ન કરવાનો અવલંબી કરાર, તે ઠરાવેલી મુદત પુરી થઇ હોય પણ તે બીના બની નહીં હોય ત્યારે, અથવા તે બીના બનનાર નથી એવું નકી થાય તો નીમેલો વખત પુરો થયાની પેહેલાં કાયદાની રૂઇએ અમલમાં લાવી શકાય છે.

દ્રષ્ટાંતો.

(અ.) અમુક એક વાહાણુ એક વરસની અંદર પાછું આવે તો બને કાંઇ અમુક રકમ આપીશ એવું વચન અ આપે છે. વહાણુ વરસની અંદર પાછું આવે તો કરાર અમલમાં લાવી શકાય છે અને જો તે વાહાણ વરસની અંદર બળી ગયું તો કરાર મજકુર નીરરથક થાય છે.

(બ) અમુક એક વાહાણુ એક વરસની અંદર પાછુ ન આવે તો બ ને કાંઇ અમુક રકમ આપવાનું વચન અ આપે છે વાહાણુ વરસની અંદર પાછું ન આવ્યાથી કિંવા વરસ પુરૂ થયાની અગાઉ બળી ગયાથી કરાર અમલમાં આણી શકાય છે.

અશકય બીના ઉપર કરેલા અવલંબી કબુલાયતોની રરથક છે.

૩૬. કોઇ અશકય બીના બને તો અમુક કાંઈ વસ્તુ કરવી અથવા કરવી એવી અવલંબી કબુલાયત નિરથક છે, પછી કબુલાયત મજકુર કરી તે વખતે પક્ષકારોને તે બીના બનવી અશકય છે એવું માલમ હોય કિંવા ન હોય તેની ચિંતા નહિ.

દ્રષ્ટાંત.

(અ) બે સીધી લીટીઓથી કંઇ જગા ચારે બાજુએ બંધ થાય તો બ ને હજાર રૂપીઆ આપવાનું અ કબુલ કરે છે, એ કબુલાયત નીરરથક છે.

(બ) અ પોતાની ક નામની છોકરી જોડે જો બ લગ્ન કરે તો તે બ ને એક હજાર રૂપિઆ આપવાનું કબુલ કરે છે કરાર થયો તે વખતે ક મરણ પામેલી હતી. એ કબુલાયત નીરરથક છે.



## બાબ ૪ થો.

### કરારો પુરાં કરવા વિશે.

#### જે કરારો પુરા કરવા જોઇએ તે કરારો વિશે.

કરારના પક્ષકારોની ફરજ.

૩૭ આ આકટમાંના કીંવા બીજા કોઇ કાયદાના ઠરાવ મુજબ કોઇ એક કરાર પુરો કરવાની જરૂર ન હોય કીંવા તે પુરો કરવાની માફી હોય, તે સીવાયને બીજે પ્રસંગે કરારના પક્ષકારોએ પોત પોતાના વચનો પુરાં કરવાં જોઈએ, કીંવા. પુરા કરવાને તઇયાર છઇએ એમ કેહેવું જોઈએ.

ટીકાઃ—જે કરાર કોઈ ચીજોની ચાલુ સ્થીતીના સબંધમાં હોય તો જ્યાં સુધી એ ચીજો હયાત હોય તીયાં સુધી વચન આપનાર તેમાંથી નીકળી શકતો નથી જેમકે એક કાકાએ તેનો ભતરીજો જો અમુક સ્ત્રીને પરણે તો તેને કાંઈક વર્ષાસન આપવાની કબુલાયત કરી તે કાગમાં ઠરાવવામાં આવ્યું હતું કે એ વર્ષાસન આપવાનું વચન ચાલુછે અને તે રદ કરી શકાતું નથી (શાડવેલ વી, શાડવેલ, લાં, જનરલ કોમનપ્લીઝ વા. ૩૦—પા. ૧૪૫.)

વચનો પુરાં કરયાની અગાઉ વચન આપનારાઓ મરણ પામે તો તેમાંના પ્રતીનીધી કરાર મજકુર ઉપરથી જુદોજ હેતુ ન દેખાતો હોય તો તે વચનો પુરાં કરવાને બંધાયલા છે.

ટીકાઃ—જે પ્રસંગે કરારના કરાર કીધા સરતો ઉપરથી જુદોજ હેતુ ન દેખાતો હોય તેવા બધે પ્રસંગે (કરારની) ફરજ વચન આપનારના મરણ પછી પહોચેછે અને મરનારના પ્રતીનીધીઓને બંધન કરતા થાયછે જ્યાં જે ક્રલ કરનારનો ઉદેશ હોય તે એવું હોય કે તે વચન આપનારથીજ થઇ શકે તો તેના મરણથી તે ફરજ અવસ્ય કરીને બંધ પડેછે ઇંગરેજી કાયદાનો નીયમ એછે કે મરનાર વચન આપનારના પ્રતીનીધીઓ સામાન્ય રીતે મરનારના જે કરારો તેના મરણ વખતે પુરા કરયા વગરનાં રહયા હોય તે કરારોમાં મરનારની જેટલી મીલકત તેમના હાથમાં આવે તેટલી મીલકતના પુરતા જવાબદાર છે (સીન્ડસ રીપોટસ વુલીઅમસ વા. ૧ પા. ૨૧૬) પણ જ્યાં એ વચન આપનારના પંડના ગુણોની કુશળતા કીંવા ધાટીની જરૂર હોય ત્યાં અપવાદે રહેલોછે. એજ પ્રમાણે મુખીના મરણથી આડતના કરારો ભાગદારના મરણથી પંત્યાળાના કરારો અને શેઠના મરણથી પોતાના ઉમેદવારને શીખવવાનો શેઠે કરેલો કરાર બંધ પડેછે (સ્ટેન્જરસ રીપોરટસ વા. ૨ પા. ૧૨૧૬ વીલીઅમસ આન એકસીકયુટરસ પા. ૧૩૫૪) વેનટવર્થ વી. કોકસના કામમાં (આડોલફ્સ એન્ડ એલીસ વા ૧૦ પા. ૪૨.) મરનારે બતાવેલી તારીખોએ સ્વાધીન કરવાની સરતે સ્લેટનો પથર ખરીદ કરવાનો કરાર કરયો હતો તે પથર સ્વાધીન કરી લેવાની દરમીઆન તે મરણ પામ્યો અને તેમાં ઠરાવવામાં આવ્યું કે એ કરાર મરનારની જાતને લાગતો નહોતો તેથી તેના વહીવટ કરનાર ઉપર તે પથર રાખવાનું પાળવાને માટે દાવો થઈ શકે. પણ આ કામમાં જસ્ટીસ પાર્ટીસને એક એવો દાખલો આપ્યો કે જેમાં એક દીવા દાંડી બાંધવાનો કરાર કરનારની જાતની કુશળતા તથા જાણપણાની બાબત ગણી તે કરાર કરનાર મજકુરના મરણથી બંધ પડેછે એમ ઠરાવવામાં આવ્યું હતું (વીલીઅમ્સઓન એકસીકયુટર્સ પા. ૧૨૫૩.)

વચન લેનારનો હક તેના પ્રતીનીધીઓને આપવા વીશે આ આકટમાં કંઇ ઠરાવ્યું નથી. તેને માટે પણ ઉપર બતાવ્યું તેજ ધોરણ છે. પંડના ગુણોના વીચાર ઉપરથી કરેલા કરારના સંબંધો મરણ થવાથી બંધ પડેછે. પણ સાધારણ લેણદાર અથવા દેણદારના સંબંધોને મરણથી બાધ આવતો નથી એટલા માટે જો કોઇ ગુમાસ્તાનું મૃત્યુપત્ર ચલાવનાર શેઠને તે નોકરી જારી રાખવાની ફરજ પાડી શકતો નથી તો પણ વસીયતનામું કરનારના મરણ પેહેલાં તે વસીયતનામું કરનારને માગણીનાજ હકો ઉત્પન્ન થયા હોય તે હકો તેનું મૃત્યુપત્ર ચલાવનાર અમલમાં આણી શકે. (વેન્ટવર્થ વી. કોક આડોલફ્સ એન્ડ એલીસ વા. ૧૦ પા. ૪૫)

પ્રતીવાદીઓએ 'સઇ' ને સલાહકાર ઇજનેર દાખલ કેટલુંક કામ પુરૂ કરવાને સારૂ પંદર મહીના સારૂં રાખ્યો. તેની નોકરી બદલના પાંચસો પાઉંડ તેને ત્રણ ત્રણ મહીને સરખે હફતે ભરવાના હતા કામ પુરૂં થતાં પેહેલાં અને જ્યાં એચઠી ગએલા હફતા હજુ બાકીછે તે પહેલાં તે મરણ પામ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું હતું કે તેનો પ્રતીનીધી તે બાકીના હફતા વસુલ કરવાને હકદાર છે. (સ્ટબ્સ વી, હોલીવેલ રેલવે કંપની લા રીપોર્ટસ એકસ ચેકર વા. ૨ પા. ૩૧૧) બેકહામ વિ. ડેકના કામમાં (હાઉસ ઓફ્ લોર્ડસ કેસીસ વા. ૨ પાનું ૬૨૨) સવાલ એ હતા કે કરાર તોડયા બાબત આપવાના દંડને માટે દાવો કરવાનો હક દેવાદારના મુખત્યારોને પહોચતો હતો કે નહીં અને એ સવાલનો આધાર એવા વિચારો ઉપર રહે છે કે જે વિચારો જ્યાં મરણ થયું હોય તેવા પ્રકરણને સરખી રીતે લાગુ છે કારણ કે જે હકો દેવાળુ નીકળ્યા પછી મુખતીયારોને (આસાઈનીઓને પહોચેછે તેજ હકો મરનાર સખસના પ્રતીનીધીઓને પહોચેછે એમ ઠરાવવામાં આવ્યું હતું કે "એ કામમાં દાવો કરવાનો હક મુખતીયારોને પહોચતો હતો, કારણ કે ખરૂં જોતાં તે પૈસા આ-

પગાના કરાર ઉપરથી કરેલો દાવો હતો, અને એ રીતે દેવાદારની મીલકતનો તે ભાગ થ-તો હતો. આ દાવો લગનનું વચન તોડયા બાબતનો દાવો મૃત્યુપત્ર ચલાવનારને પહોચતો નથી તે દાવાથી જુદો પાડવામાં આવ્યો હતો કારણ કે એ વચન તોડવાથી મરનારની મીલકતને હાની થતી નથી પણ તેના મનને દુખ લાગેછે અને એટલા માટે એ દુખ લાગ્યાને માટે નુકશાનીનો દાવો બાંધી શકાય છે જસટીસ ગાલ પોતાનો અભીપ્રાય જણાવતાં બોલ્યો કે, "જો કે લગન કરવાની કીંવા મટાડવાની કબુલાયત તોડવામાં લગન કરવા માટે કીંવા ન મટાડવા માટે દાવો બાંધવાનો હક ઘણું કરીને મુખતીઆરોને પોહોચતો નથી તો પણ કાંઇ પઇશાની રકમ લગન ના થાય અથવા મટાડવામાં ના આવે તો આપવાની ખ-સુસ કરીને કબુલાયત કરી હોય પછી રકમ નકી કરી હોય કે નહિ તે રકમ લેવાનો હક (મુખતીઆરોને) પહોચે વગતર દાખલ પઇશા આવશે એવી રીતની પક્ષકારોની કબુલાય-તથી મને સમજાય છે કે, એ દેવાદારની જંગમ મીલકતના ભાગ દાખલ એ પઈશા વ-સુલ કરવાનો હક ઉત્પન્ન થાયછે" એજ ધોરણ ઉપરથી યોગ્ય સંભાળ રાખવાનો કોઇ આ-ટરનીએ કરેલો કરાર તુટયા બાબતનો દાવો કરવાનો હક જો તેની ગફલતથી મરનારની ફ-કત જાસતી હરકત ભોગવવી પડી હોય. જેમકે, કેદ ભોગવવી પડી હોય તો મૃત્યુપત્ર ચ-લાવનારને પોચતો નથી. પણ જો તે ગફલતથી તેની મીલકતને નુકશાન થયું હોય તો સદ-રહુ હક મૃત્યુપત્ર ચલાવનારને પહોચે છે (ચાંમ્બર લેન વી. વીલ્સ, અમસન, ગાંલ એન્ડસે-લવીન વા. ૨—પાનુ ૪૧૫.)

## દૃષ્ટાંતો.

(અ) બ એક હજાર રૂપીઆ આપેતો અમુક દીવસે કાંઇ માલ બ ને સ્વાધીન ક-રવાને અ વચન આપેછે તે દીવસના પેહેલાં અ મરી ગયો અ ના પ્રતીનીધીઓ તે માલ બ ને સ્વાધીન કરવાને બંધાયલાછે, અને અ ના પ્રતીનીધીઓને સદરહુ એક હજાર રૂપી-આ આપવાને બ બંધાયેલોછે.

(બ) અમુક કીંમત લેઇને અમૂક દીવસ સુધીમાં એક તસ્બીર બ ને રંગીને આપીસ એવું વચન અ આપેછે અ નીમેલા દીવસના પેહેલાં મરણ પામેછે તે કરાર અ ના પ્રતી નીધીથી કીંવા બ થી અમલમાં આણી સકાતો નથી.

વચનપુરૂ કરું એવું કહ્યા છતાં કબુલન કર્યુ તો તેનું પરીણામ.

૩૮. વચન આપનારાએ વચન પુરૂ કરવાની ઇચ્છા વચન લેનારને બતાવી હોય અને તેણે સ્વીકારી નહી હોય તો વચન પુરૂ ન થયાની જવાબદારી વચન આપનાર ઉપર નથી. અને એ પ્રમાણે થવાથી તે કરારની રૂએ વચન આપનારના જે હકો હોય તે પણ જતા નથી.

ટીકાઃ—સામાન્ય રીતે વચન લેનારની ખુશી વગર વચન પુરૂં થઇ શકતું નથી. અ-ને એ વચન લેનાર પોતાને જે કાંઇ કરવાનું હોય તે બીલકુલ કરે નહીં. તો વચન આપ-નાર પોતાની તરફનું વચન પુરૂં નહીં કરવાની જવાબદારીમાંથી મુકત થાય છે એટલુંજ નહી પણ તેણે તેનું વચન ખરેખર પુરૂ કર્યુ એમ સમજવું. સ્ટાર્ટપ વી. માકડોનાલ્ડના કામમાં (મલાનીગ એન્ડ ગરેનજર વા. ૬ પા. ૫૯૩) ૧૮૯૬ બા. એ એ બાબતનો નીચે પ્રમાણે ખુલાસો કર્યો.—

"કોઇ પક્ષકાર જે કરારથી બીજાને માલ સ્વાધીન કરવાને કીંવા પઇશા આપવાને પો-તે બધાતો હોય તેવા દરેક કરારમાં તે ખરૂ જોતાં એવું કર્તવ્ય કરવાને કબુલ થાયછે કે જે ફરત જે પક્ષકારને માલ સ્વાધીન કરવાનો હોય અથવા પઈશા આપવાના હોય તે પક્ષકાર

ની સંમતી વગર તે પુરેપુરૂ કરી શકતો નથી. જેને મળવાનું હોય તે સખસ તરફના સ્વીકાર વગર જે પક્ષકાર સ્વાધીન કરવાનો કીંવા પઇશા આપવાનો હોય તે પક્ષકારનું કૃત્ય માત્ર ટેંડર થઇ શકે પણ જે પક્ષકારે બીજાને માલ સ્વાધીન કરવાનો કીંવા પઇશા આપવાનો કરાર કરયો હોય તે પક્ષકારે જે પક્ષકારને તે માલ સ્વાધીન કરવાનો હોય કીંવા પઇશા આપવાના હોય તેનેતે માલ પઇશા કીંવા આપવા માંડયા હોયતો તે કરાર વાસ્તવી રીતે પુરો કરયો એમ કાયદાની સમજછે" પણ જો વચન લેનાર વચન આપનારને એમ જણાવે કે પોતે ગેરવ્યાજબી રીતે જેટલી માગણી કરેછે તેથી કાંઈ પણ ઓછું આપવા માંડવું એ નકામું છે તો વચન આપનારને આપવા માંડવામાંથી માફી મળેછે. (ધોનોરવે બ્રાઉએન્ડ લશ પા. ૪૧૦)

વચન પુરૂ કરવાને સારૂ તઇયાર છઉ એમ કહેવામાં આવે તેની સાથે નીચે મુજબની સરતો પુરી પાડવી જોઇએ.

૧૦ સદરહુ મુજબનું કહેવું બિન સરતનું હોવું જોઇએ.

ટીકાઃ—પોતાના લેણદાર પાસેથી પાવતી મળેથી આપવાની ઇછા દેણદારે બતાવવી એ બીન સરતનું ટેંડર નથી. (લેઈંગત્રી. મોડર, ક્યારીંગટન એન્ડપેઈન. વા. ૧ પા. ૨૫૭).

૨. તે યોગ્ય વખતે તથા યોગય ઠેકાણે અને એવે પ્રસંગે કહેવું જોઈએ કે કેહેનાર સખસ પોતાના વચન મુજબ જે કાંઇ કરવાની તેની ફરજ હોય તે સરવે તે ઠેકાણે તથા તેજ સમયે કરવાને સકતીમાન તથા ખુશીછે કે નહીં એ મુકરર કરવાને યોગીય સંધી જે સખસને તે કહયું હોય તે સખસને મળી આવે.

૩. સદરહુ મુજબ કેહેવું જો વચન લેનારના સ્વાધીનમાં કાંઈ પણ વસ્તુ આપવા વચન આપનારને ફરજછે તેજ વસ્તુ આપવાનું સદરહુ વચન આપનાર કહેછે કે નહી એ જોવાની યોગ્ય સંધી વચન લેનારને મળવી જોઇએ.

ટીકાઃ—વચન આપનારાઓ સમસ્ત તથા એક કરતાં વધારે હોયતો તે સરવે જણાઓએ સદરહુ મુજબ કહેવાથી કાયદા મુજબ જે પરીણામ થાય તેજ પરીણામ તેમાંના એક જણે તે પ્રમાણે કહેવાથી થાયછે.

વચન લેનારાઓ સમસ્ત તથા એક કરતાં વધારે હોય તો સરવે જણાઓને સદરહુ મુજબ કેહેવાથી કાયદા મુજબ જે પરીણામ થાએ તેજ પરીણામ એક જણને તે પ્રમાણે કહેવાથી થાયછે.

**દ્રષ્ટાંત.**

અ અમુક એક જાતનું સો ગાંસડી રૂ તારીખ પેહેલી મારચ સને ૧૮૭૩ને રોજ બ ની વખારમાં બ ને સ્વાધીન કરાવવાનો કરાર કરેછે. કરાર પુરો કરવાને તઇયાર છઉ એ કહયાથી આ કલમમાં કહેલું ફળ કયારે મળે કે જ્યારે અ બ ની વખારમાં તે રૂ નીમલે દીવસે લાવે અને તે એવે પ્રસંગે કે કરાર કરેલા રૂની જાતનુંજ આણેલું રૂછે તથા તે સો ગાંસડી છે એ બાબતની બ ને પોતાની ખાત્રી કરી લેવાની યોગ્ય સંધી મળે ત્યારે.

**પક્ષકાર પોતાનું વચન તમામ પુરૂ કરવાની ના કહેતો શું પરીણામ થાય.**

૩૯ કરારના એકાદ પક્ષકારે પોતાનું વચન તમામ પુરૂ કરવાની ના કહી હોય કીંવા પોતાથી પુરૂ કરવાનું નહીં બની શકે એવું તેણે કાંઈ કરયું હોય તો તે કરાર ચાલુ રાખવાનું પોતાનું અનુમત શબ્દોથી અથવા વરતણુકથી વચન લેનારે બતાવ્યું ન હોય ત્યારે વચન લેનાર મજકુર સદરહુ કરાર બંધ પાડી શકેછે.

## દ્રષ્ટાંતો.

(અ) અ એ કોઇ ગાયન કરનારી છે, અને બ એક નાટકશાળાનો અધીપતી છે અ એ બ સાથે એવો કરાર કરયો છે કે હું બ ની નાટકશાળામાં આવતા બે મહીના સુધી દર અઠવાડીઆમાં બે રાત ગાઇશ અને બ એવી બોલી કરેછે કે અ ગાય તે દર રાતરે અ ને સો રૂપીઆ આપવા. છઠી રાતરે નાટકશાળામાંથી અ જાણી જોઈને ગેહેર હાજર રહેછે, બ એ કરાર બંધ પાડવાને મુખતીઆર છે.

(બ) અ એક ગાયન કરનારી એક નાટકશાળાના અધીપતી બ સાથે એવો કરાર કરેછે કે હું બની નાટકશાળામાં આવતા બે મહીના સુધી દર અઠવાડીઆમાં બે રાત ગાઇશ, અને બ એવી બોલી કરેછે કે અ ગાય તે દર રાતરે સો રૂપીઆ અને આપવા. છઠી રાતરે નાટકશાળામાંથી અ જાણી જોઇને ગેહેર હાજર રહેછે પછી અ બ ના અનુમતથી સાતમી રાતરે ગાયછે. કરાર મજકુર ચાલુ રાખવાનો અનુમત બ એ આ ઉપરથી આપ્યો એવું થયું અને તેનાથી કરાર બંધ પાડી શકાતો નથી, પરંતુ અ એ છઠી રાતરે ગાયું નહીં તેથી તેને નુકશાન થયું તેનો બદલો મળવાનો બ નો હકછે.

**ટીકાઃ**—જ્યાં એવો કરાર હોય કે "અમુક વહાણ અમુક જગોની બે મુસાફરીઓ કરયા પછી મે અગર જુન માસમાં નોટીસ આપે આપવાનું છે" પણ વાદીએ ફક્ત એકજ મુસાફરી વહાણ મોકલ્યું તેથી પ્રતિવાદીને વહાણમાં માલ ચઢાવવાની ના કહેવાનો હક છે. (ફ્લેમિંગ વિ. કોયલર. ઇ. લા. રી. ક. વા. ૪ પાનું ૨૩૭)

જે કરાર પક્ષકારોએ કરેલો હોય તેની જગોએ પક્ષકારોની કબુલત સિવાય કોરટની નજરમાં આવે તેવો ઠરાવ કરવાને કોરટને અખત્યાર નથી. રાધા ગોવીંદયારાન વિ. દીપચંદ. ઈ. લા. રી. મુ. વા. ૪ પા. ૯૬.

મુંબાઇના ફ્. મ. અને કંપની પાસેથી તા૦ ૧૬ મી અપ્રેલ સન ૧૮૭૮ ના રોજ "ગુલજાનમાં" ૯૦૦ ટનના સુમારનો કાફ્લો દર ટને ૩૧૮) ના દરથી ખરીદ કરવાને કરાર કરયો આ કરાર તા૦ ૧૮ મી અપ્રેલ સને ૧૮૭૮ ના રોજ પ્રતીવાદીઓને તથા એક નાના ભાઇ બમનશાને આપ્યો અને નિચેનો શેરો કરી આપ્યો "૩૨ના ના દરથી આ કરાર મી. તલકચંદ તથા શાપુરજી અને ન્હાનાભાઇ બમનશાને આપવાનો છે. સી. એચ. બી. ફારબસ તથા પોતાની તરફથી ડબલ્યુ ટેનટ અને કંપની" આ શેરા નિચે તે કરાર લેનારે નિચે પ્રમાણે લખ્યું. ૩૨ના ના દરથી ૪૫૦ ટન કબુલ છે નહાનાભાઈ બમનશા. ૩૨ના ના દરથી ૪૫૦ ટન કબુલ છે, તલકચંદ અને શાપુરજી મુબાઈમાં "ગુલઝાન" આવી પોહોચ્યું તેમાં ૨૧૬૭ ટન કાફ્લો હતો, તેમાં ૧૩૦૦ ટન તો બી. બી. સી. આઇ રેલવે કંપની ઉપરનો હતો અને ૮૬૭ ટન વહાણપર ચઢાવનાર હુકમ કરે તેને આપવાનો છે. તે વહાણ ઉપર ચઢાવનાર તરફથી મુબાઇમાં ફ્. મ. અને કંપની એજંટોછે. પ્રતિવાદીઓએ તે કોયલા લેવાની ના કહી. એવા સબબથી કે તેમને તથા નહાનાભાઇ બમનશાને જે કરાર કરી આપવામાં આવ્યો છે તે તમામ આપવામાં આવ્યો છે. પ્રતિવાદીઓએ તે કબુલ કર્યો નહીં તેથી વાદીએ તેમના ઉપર દાવો કરી એવી તરાર કરી કે, અસલ કરાર પ્રતિવાદીઓને તથા ન્હાનાભાઇ બમનશાહાને આપવામાં આવ્યો નથી પણ તે કાફ્લાના જુદા જુદા ભાગનો જુદો નવો કરાર આપવામાં આવ્યો છે તેમાં ઠરાવવામાં આવ્યું કે તમામ ૯૦૦ ટનના સુમારના કાફ્લામાંથી ૪૫૦ ટન પ્રતિવાદીઓએ ખરીદ કરવાને કબુલ કરયું છે. પણ "ગુલજાનમાં" તો તમામ કાફ્લો ૨૧૬૭ ટનનો હતો. માટે કાફ્લામાંનો કાંઇ ભાગ કબુલ કરવાને પ્રતિવાદીઓ બંધાએલા નથી. સબબ આ દાવો ચાલી શકતો નથી. શી. એમ. બી. ફારબસ વિગરે વિ. તલકચંદ ગાણે

કચંદ વિગરે ઇ. લા. રી. મુ. વા. ૩ પા. ૩૮૬.

### કરાર કોણે પુરા કરવા જોઇએ.

**વચન કયા સખસે પુરૂ કરવું જોઇએ.**

૪૦ જો કોઇ કરારના સ્વરૂપ ઊપરથી એવું સમજાય કે તેમાં લખેલું વચન ખુદ વચન આપનારે પોતે પુરૂ કરવું જોઇએ. એવો તે કરારના પક્ષકારોનો ઇરાદો હતો તો તે વચન, વચન આપનારે પુરૂ કરવું જોઇએ તેમ ન હોય તારે વચન આપનારો કિંવા તેના પ્રતીનીધીઓ તે પુરૂ કરવા સારૂ લાયક માણુસ નીમવાને મુખતીઆર છે.

### દ્રષ્ટાંતો

(અ) અ બને કાંઇ એક રકમ આપવાનું વચન આપે છે તે પઈશા બને પોતે આપીને અથવા બીજા કોઇ પાસેથી અપાવીને તે વચન પુરૂ કરવાને અ મુખતીઆર છે અને પઇશા આપવાને નીમેલો વખત આવવાની પેહેલાં અ મરી જાયતો તેના પ્રતીનીધીઓએ પોતે વચન મજકુર પુરૂ કરવું જોઈએ કીંવા બીજા કોઇ યોગ્ય માણુસને તે વચન પુરૂ કરવા સારૂ નીમવો જોઇએ.

(બ) અ બ ને એક તસ્બીર રંગી આપવાનું વચન આપેછે એ વચન અ એ પોતે જાતે પુરૂ કરવું જોઇએ.

**કોઇ ત્રાહીત સખસ પાસેથી વચન પુરૂ કરી લેવાનું કબુલ કરયુંતો તેનું પરીણામ.**

૪૧ કોઇ ત્રાહીત સખસને હાથે કોઇ વચન પુરૂ કરી લેવાનું વચન લેનારે કબુલ કરયું હોયતો તે વચન વચન આપનારે પુરૂ કરવું જોઈએ એવી ફરજ તે વચન આપનાર મજકુરને પાછળથી વચન લેનાર મજકુર પાડી શકતો નથી.

ટીકાઃ—જો કોઇ દેણુદારનું દેવું તેનો મુખતીઆર અથવા તેનો જામીન આપે તો તે મુખ્ય દેણુદાર ઉપર દેવું આપવાની ફરજ રહેતી નથી. દાવો મંડાયા પછી પણ કોઇ ત્રાહીત સખસે દેવામાં આપેલા પઇશા દેણુદાર કબુલ કરી શકે છે અને તેથી પોતાના ઉપરથી દેવુ આપવાની ફરજ ઉતારે છે એવી તકરાર કરી શકેછે. (સીમ્પસન વી. એઝીનટન, લા જનરલ એકસચેકર વા. ૨૪ પા. ૩૧૨.)

જો આપનાર તથા લેણુદાર આપેલા પઇશા દેણુદારે કબુલ રાખ્યા પેહેલાં રદ કરેતો દેવું જારી રહે છે ( વોલટર વી. જેમ્સ લા રીપોર્ટસ; એકસચેકર વા. ૬ પા. ૧૨૪. )

**એકમતે જવાબદારી હોય તો તે કોહોની ઉપર શી તરેહ પડે છે.**

૪૨. જ્યારે બે અથવા વધારે સખમોએ એકે મતે એકાદ વચન આપ્યું હોય તયારે કરાર ઉપરથી બીજી રીતનો હેતુ ન દેખાયતો તેઓ સરવે હયાત હોય તીયાં સૂધી તે સરવે સખસોએ અને તેમાંથી કોઇ પણ એક ગુજરી જાય તો તે મરનારના પ્રતીનીધીઓ તથા બાકી હયાત રહેલો અથવા રહેલા સદરહુ સમસ્ત વચન આપનારા સખસો એમણે એકે મતે મળીને તથા બાકીનો છેલો હયાત રેહેલો સખસ ગુજરી ગયા પછી તે સરવેના પ્રતીનીધીઓએ એકમતે મળીને તે વચન પુરૂ કરવું જોઇએ.

**એકમતે વચ**

૪૩. જ્યારે બે અથવા વધારે સખશોએ મળીને એકમતે કાંઈ વચન

ન આપનારાઓ પઈકી કોઇ પણ એકને તે પુરૂકરવાની ફ્રજ પાડી શકાય છે.

આપ્યું હોય તયારે બીજી રીતની સ્પષ્ટ કબુલાયત ન હોય તો સદરહુ સમસ્ત વચન આપનારાઓમાંથી કોઇપણ એક સખસને સદરહુ તમાગ વચન પુરૂ કરવાની ફ્રજ વચન લેનાર પાડી શકેછે.

પ્રતેક વચન આપનાર ભાગ આપવાની ફ્રજપાડી શકેછે.

કરાર ઉપરથી બીજી રીતનો ઈરાદો ન માલમ પડેતો બે અથવા વધારે સમસ્ત વચન આપનારાઓમાંથી વચન આપનાર પ્રત્યેક એક સખસ વચન મજકુર પુરૂ કરવામાં પોતાના જેટલે સરખે હીસ્સે ભાગ આપવાની ફ્રજ સદરહુ પઈકી પ્રત્યેક બીજા વચન આપનારને પાડી સકેછે.

ભાગનઆપે તોટોટો સરખે ભાગે ખમવા બાબત.

બે કીંવા વધારે સમસ્ત વચન આપનારા પઇકી કોઇ એક સખસ સદરહુ ભાગ ન આપેતો તેથી જે તોટો થાય તે બાકી રહેલા સદરહુ શમસ્ત વચન આપનારાઓએ સરખે ભાગે ખમવો જોઇએ.

ખુલાસો.—કોઈ મુળ જવાબદાર તરફથી તેના જામીને જે રકમો ભરી હોય તે રકમ જામીન મજકુરે સદરહુ મુળ જવાબદાર પાસેથી વસુલ કરવામાં આ 'કલમમાંના કોઇ પણ મજકુરથી હરકત થાયછે. એમ સમજવું નહી. અથવા મુળ જવાબદારે જે રકમો ભરીહોય તે બાબતે જામીન પાસેથી કાંઇ વસુલ કરવાનો હક આ કલમમાંના કોઇ પણ મજકુરથી મુળ જવાબદારને થતો નથી.

દ્રષ્ટાંતો.

(અ.) અ બ તથા ક એઓ ડ ને ત્રણ હજાર રૂપીઆ આપવાનું એકે મતે વચન આપેછે, અ એ કીંવા બ એ કીંવા ક એ ત્રણ હજાર રૂપીઆ પોતાને આપવા એવી ફ્રજ ડ પાડી શકેછે.

(બ.) અ બ તથા ક એ ડ ને ત્રણ હજાર રૂપીઆ આપવાનું એકેમતે વચન આપીયું છે સઘળા રૂપીઆ આપવાનો ફ્રજ ક ને પાડવામાં આવેછે. અ નાદાન છે પરંતુ તેની મીલકત તેનું નીમે કરજ વાળવા જેટલીછે ક ને અ ની મીલકત મધ્યેથી રૂપીઆ પાંચસે અને બ પાસેથી બારસોપચાસ લેવાનો હકછે.

(ક.) અ બ તથા ક એ ડ ને ત્રણ હજાર રૂપીઆ આપવાનુ એકેમતે વચન આપ્યુંછે. ક કાંઇજ રકમ આપી શકતો નથી. અને અ ને સઘળી રકમ આપવાની ફ્રજ પાડવામાં આવીછે. અ ને બ પાસેથી પંદરશો રૂપીઆ લેવાનો હકછે.

(ડ) અ બ તથા ક એ ડ ને ત્રણ હજાર રૂપીઆ આપવાનું એકેમતે વચન આપ્યું છે. અ તથા બ એઓ ક ના માત્ર જામીન છે. અને ક રૂપીઆ 'મજકુર આપતો નથી; અ તથા બ ને સઘળી રકમ ભરવી પડી તેઓને તે ક પાસેથી વસુલ કરી લેવાનો હકછે.

ટીકા.—ઠરાવવામાં આવ્યું કે એક પ્રામીસરી નોટ કરી આપવામાં જે પક્ષકારો હતા તેમાંના એક પક્ષકાર ઉપર તે પ્રામેસરી નોટની રૂઈએ હુકમનામું મેળવવામાં આવ્યું છે, તેથી

બાકીના પક્ષકાર ઉપર તે બાબતનો દાવો ચાલવાને હરકત છે. કરાર આકટની કલમ ૪૩ પ્રમાણે આવા કામમાં એકમતે એકાજુને તેની જવાબદારી ઉત્પન્ન થતી નથી. હેમચંદરાવ કુમાર મલીક, રૂપલાલ મલીકનો દીકરો વિ. રાજેંદ્રલાલ મુનસી. વિગરે. ઇ. લા. રી. ક. વા ૩ પાનુ ૩૫૩.

એકમતે કરાર કરનાર એક સખસ છુટો થયો તો તેનું શું પરીણામ થાય છે.

૪૪. જ્યારે બે અથવા વધારે સખસોએ એકમતે વચન આપ્યું હોય ત્યારે સદરહુ સમસ્ત વચન આપનારાઓ પઇકી એકને વચન લેનારે મોકળો કરયો હોય તો તે ઉપરથી બાકી રહેલો સમસ્ત વચન આપનાર કીંવા વચન આપનારાઓ જવાબદારીમાંથી છુટા થતા નથી, અને સદરહુ પ્રમાણે મોકળા કરેલા સમસ્ત વચન આપનારની બાકીના સમસ્ત વચન આપનાર અથવા સમસ્ત વચન આપનારા જોડે જે જવાબદારી હોય તે જવાબદારીમાંથી સદરહુ પ્રમાણે મોકળો કરવાથી સદરહુ મોકળો થયલો સખસ છુટો થતો નથી.

ટીકા—વેચેલા માલની કીમત તથા નહી કબુલ કરવાથી થયેલુ નુકશાન લેવાને દાવો કરવામાં આવેલો છે. દાવો કર્યા પછી પ્રતિવાદીઓમાંથી એક પ્રતિવાદી સાથે વાદીએ બંદોબસ્ત કરી દસ્તાવેજ કર્યો. તે દસ્તાવેજમાં પોહોચ હતી. આ દસ્તાવેજની બાબતમાં ઇંગ્રેજી "લા" ગમે તેવો હોય, પણ આ કામનો તો કરાર બાબતનો આકટ લાગુ થાયછે. સદરહુ દસ્તાવેજમાં કેટલાએક એકત્ર રીતે દેવાના જવાબદારછે, તેમાંના એકની પોહોચછે. તે આકટની ક ૪૪ માંછે તે કરાર ટુટતા અવલની પોહોચનેજ ફક્ત લાગુછે. અને તે ટુટયા પછીની તે લાગુ નથી. પણ ઘણું કરીને તેનો અર્થ એવો છેકે ઘણાક સહકરાર કરનાર હોયતો, તેમાંનો એક બીજા સહકરાર કરનારાઓને મુકત કરી શકતો નથી. કીરતીચંદ મીતર વિ. સ્ટરૂબર્ટ. ઇ. લા. રી. ક. વા. ૪ પા. ૩૩૬.

એકમતે ઉત્પન્ન થયેલા હક કેવી રીતે કોહોને પોચેછે.

૪૫. જ્યારે એકાદ સખસ પાસેથી બે અથવા વધારે સખસોએ એકમતે કાંઈ વચન લીધુ હોય તીયારે તે કરાર ઉપરથી બીજી રીતે ઈરાદોન દેખાયતો વચન મજકુર પુરૂ કરાવવાનો હક સદરહુ હરદો પક્ષકારોને સબંધે સદરહુ સમસ્ત વચન લેનારા સખસો હયાત હોય ત્યાં સુધી તેમનો છે. અને તેમાંથી કોઇ એક ગુજરી ગયા પછે હક મજકુર મરનાર પ્રતિનીધિ તથા બાકી હયાત રહેલા કિંવા રહેલો સદરહુ સમસ્ત વચન લેનાર એમનો સમસ્તછે, અને બાકીનો છેલો હયાત રહેલો સખસ ગુજરી ગયા પછી સદરહુ હક તે સરવેના પ્રતિનિધિઓનો સમસ્ત છે.

દ્રષ્ટાંતો.

અ ને બ તથા ક એ પાંચ હજાર રૂપીઆ કરજાઉ આપ્યા છે તે તથા બ બદલ ક એ બેઉને એકમતે અ એવુ વચન આપેછે કે તે પઇશા બ્યાજ સુધાં એક નીમેલે દીવસે તમોને આપીશ એટલામાં બ મરી જાય છે, વચન પુરૂ કરાવવાનો હક બ નો પ્રતિનિધિ તથા ક હયાત હોય ત્યાં સુધી ક એઓનો સમસ્તછે અને ક મરણ પામ્યા પછી બ તથા ક ના પ્રતિનિધિઓનો સમસ્ત છે.

ટીકા:—જ્યાં કનટાકટરોએ અનુમતે એક બંદર બાંધવાનો કરાર કર્યો બાંધતા ઓછામાં ઓછા પાંચ વરસ થાય તેવું હતું; પછી તરતજ તે કનટાકટરો પૈકી એક જણ મરી ગયો; ઠરાવવામાં આવ્યું હતું કે કરારની ઉપજમાંથી તે મરનારની મીલકતને હિસ્સો મળવા-

નો હકછે, અને ઉપર પ્રમાણેની કરારની ઉપજ કરાર પુરો થયા પછી જે ખરેખરી ઉપજ નકી થાય તે ઉપજછે, અને સદરહુ ઉપજ કરારની કિંમત કરાવતાં અથવા તે વેચતાં જે ઉપજે તે ઉપજ નથી. (મ્યાકલીન વી. કેનાર્ડ, લા રીપોર્ટસ ચાનસરી વા. ૭ પા. ૭૩૬)

કેટલાક એકઠા વચન લેનારા પૈકી એક જણની ફારગતી તે બધાનું દેવું વાળવા પુરતી છે. જેમકે વોલસ વી. કેલસાલના કામમાં એકઠા લેણા ઉપરથી ત્રણ વાદીઓએ કરેલા દાવામાં પ્રતિવાદીએ તેમાંના એકની ફારગતી મળવાની તકરાર કરી અને તેમાં ઠરાવમાં આવ્યું કે બાકીના બે વાદીઓ તરફથી ફારગતી આપવાનો અખતિઆર વગર પણએ ફારગતી કાયદેસર છે. (મીસન વી- વેલ્સબી, વા. ૭ પા. ૨૬૪).

### કરાર પુરો કરવાનો વખત તથા ઠેકાણું.

વચનપુરૂ કરવાનોવખતની મેલોન હોય તથા અગાઉથી તેપુરૂ કરવાની વીનતીપણ કરવાનીનહોયએવાંવચનકયારે પુરાં કરવાં

૪૬. વચન પુરૂ કરવાની વિનંતી વચન લેનાર તરફથી થવા સીવાય વચન આપનારે વચન પૂરૂ કરવું જોઇએ એવો જ્યારે કોઇ કરાર હોય, અને વચન પૂરૂ કરવાને સારૂ કાંઇ વખત નીમ્યો ન હોય ત્યારે વચન મજકુર યોગ્ય મુદતમાં પુરૂ થવું જોઈએ.

ખુલાસો—"યોગ્ય મુદત એટલે શું" એ વાત દરેક કામની હકીકતની વાત એગ સમજવું.

ટીકા.—વેચાણ વખતે જે હકિકત બની હોય તે હકિકતનો પુરાવો યોગ્ય મુદત એટલે કેટલો વખત તે નકી કરવામાં અંગીકાર કરવા જોગ ઠરાવામાં આવ્યોછે. જેમકે, એલીસ વિ. થોમસનના કામમાં (મીસન એન્ડ વેલ્સબી, વા. ૩ પા. ૪૪૫) જ્યાં વહાણે મોકલી સ્વાધિન કરવાના સીસાનું વેચાણ થયું હતું, તેમાં વેચાણ પેહેલાં સીસુ વાહાણમાં ચઢાવવાને તઇયાર છે કે નહીં એમ પ્રતિવાદીએ પૂછેલું અને તેને જણાવવામાં આવેલું કે સીસું તઇયાર છે એવું બતાવવાનો પુરાવો અંગીકાર કરવામાં આવ્યો હતો, અને એમ ઠરાવવામાં આવ્યું હતું કે વહાણે ચઢાવવામાં ઘણી ઢીલ થવાના સબબથી સ્વાધિન લેવાની ફરજમાંથી પ્રતિવાદી મુકત થાય છે. (હારીસ વિ. ડીરીસમન, લા જનરલ, એકસચેકર વા. ૨૩ પા. ૨૧૦) એવીજ રીતે કોઈ કારખાનાવાળાએ કાંઈ માલ "બનતી તાકીદથી" સ્વાધિન કરવાનો કરાર કરયો હોય તો તેનો અરથ એવો થાય છે કે તે કામ આશપાસની કેફીયત ઉપર નજર રાખતાં "યોગ્ય મુદતની અંદર" તે માલ સ્વાધિન કરવાનો છે (ચાટવુડ વિ. એમરી, કામન બેંચ, ન્યુસીરીઝ વા, ૧ પા, ૧૧૦.) "તાબડતોબ" કંઈ ચીજ કરવાનો કરાર હોય તો તેનો અરથ પણ તેવોજ છે. પાઇબસ વિ. મીટફોર્ડ, લેવીન્ઝ વા. ૨ પાનુ ૭૭) જ્યાં કોઈ અમુક કોલસાની ખાણ આગળ કોલસા ભરયા વહાણ ભાડે રાખવાનો કરાર કરવામાં આવ્યો હતો, અને તે વખતે બંને પક્ષકાર જાણતા હતા ખાણ ખોદવાનું કામ ચાલતું નહોતું, પણ થોડા વખતમાં તે કામ ચલાવવાની વકી હતી, તેમાં ઠરાવામાં આવ્યું હતું કે કોલસા ભરનાર કોલસા ભરવામાં ઢીલ થવાને સારૂ જવાબદાર નોહોતો, અને તે ખાણ કામ ચાલવા પછી યોગ્ય મુદતમાં તે ભરયા હોય તો બસ છે. પણ જ્યાં કરાર પુરો કરવામાં કાંઇ અડચણ બંનેના જાણવામાં ન હોય તો સાધારણ કેફીયત ઉપર નજર રાખી મુદત ગણવી જોઈએ; અને કોઈ આકાસ્મક અડચણ બને તેથી વચન આપનારને માફી મળશે નહી.

કઇ જગીઆએ વચન પુરૂ કરવું જોઇએ તે વિસે કલમો ૪૯ તથા ૬૪ જોવી.

વચન પુરૂ કર વાનો વખત ની મેલો હોય પરંતુ પુરૂ કરવાની વિ- નંતી કરવાની ન હોય તો વચન કયારે તથા કયે ઠેકાણે પુરૂ કરવું જોઇએ.

૪૭. જ્યારે કોઈ વચન કોઇ અમુક દિવસે પુરૂ કરવાનું હોય અને વચન લેનાર તરફથી વિનંતી આવ્યા શીવાએ તે પુરૂ કરવાનું વચન આપનારને પોતાને માથે રાખ્યું હોય ત્યારે સદરહુ દિવસે કામ કાજ કરવાનો જે સાધારણ વખત હોય તે દરમીયાન કોઇ પણ સ- મયે તથા જે ઠેકાણે તે વચન પુરૂ કરવું જોઇએ તે ઠેકાણે વચન આ પનાર વચન મજકુર પુરૂ કરો શકે છે.

દ્રષ્ટાંત.

બ ની વખારમાં તારીખ પેહેલી જાનેવારીને દિવસે કાંઈ માલ સ્વાધિન કરીસ એવું વચન અ આપે છે, તે દિવસે વખાર બંધ થવાનો રોજનો વખત થઈ ગયા પછે અ એ સદરહુ માલ બની વખાર પાસે આણ્યો તે માલ લેવામાં આવ્યો નહી અ એ પોતા નું વચન કરયું એમ સમજવું નહી.

પુરૂ કરવાની વી નંતી યોગ્ય વખ તે તથા યોગ્ય ઠે કાણે થવી જોઈ એ.

૪૮. જ્યારે કોઇ વચન કોઇ અમુક દિવસે પૂરૂં કરવાનું હોય અને વચન લેનારની તરફથી વિનંતી આવ્યા સીવાય તે પુરૂ કરવાનું વચન આપનારે પોતાને માથે ન રાખ્યું હોય ત્યારે તે વચન પુરૂ કરવા ની વિનંતી યોગ્ય ઠેકાણે તથા કામ કાજ કરવાના સાધારણ વખતના દરમીયાનમાં કરવાની સદરહુ વચન લેનારની ફરજ છે.

ખુલાસો.—યોગ્ય વખત તથા ઠેકાણું એટલે શું એ વાત દરેક કામની હકીકતની વાત છે એમ સમજવું.

વિનંતી કરવા ની ન હોય અને ઠેકાણું નિમ્યું ન હોય ત્યારે વચન પુરૂ કરવાના ઠે- કાણા વિશે.

૪૯. જ્યારે વચન લેનારા તરફથી વિનંતી આવ્યા સિવાય કોઇ વચન પુરૂ કરવાનું હોય અને તે પુરૂ કરવાનું ઠેકાણું નિમ્યું ન હોય ત્યારે વચન મજકુર પુરૂ કરવાને સારૂ યોગ્ય ઠેકાણું નિમવાની વિનંતી વચન લેનારને કરવી, તથા તેવે ઠેકાણે તે પુરૂ કરવું, એ વચન આ- પનારની ફરજ છે.

દ્રષ્ટાંત.

કોઇ નિમેલે દિવસે એક હજાર મણ જુટ જાતનું સણ બ ને સ્વાધિન કરવાનું અ પોતાને માથે લે છે. તે લેવાને સારૂ યોગ્ય ઠેકાણું નિમવું એવી અ એ બ ને વિનંતી કરવી જોઈએ તથા તે ઠેકાણે તે તેને સ્વાધિન કરવું જોઇએ.

વચન લેનારા એ નિમેલી અથ વા પસંદ કરેલી રીતે ઠીંવાવખતે વચન પુરૂ કરવું.

૫૦. જે રીત તથા જે વચન લેનારો નિમે અથવા મંજુર કરે, તેવી હરકોઈ રીતે તથા વખતે કોઈ પણ વચન પુરૂ કરી શકાય છે.

દ્રષ્ટાંત.

(અ) બ પાસે અ ના બે હજાર રૂપિઆ લેણાછે. અ બ નેં વિનંતી કરેછે કે મારા શાહુકાર ક ને ત્યાં તે પઇશા મારે ખાતે ભરવા. ક ની પેહેડીમાં બ નું પણ ખાતુછે અને તેથી કરીને બ પોતાના નામ ઉપરના તેટલા રૂપીઆ કહાડીને અને નામે જમે કરવા એવો હુકમ આપેછે અને ક તે પ્રમાણે કરેછે. ત્યાર પછી તથા પઇશા મજકુર પોતાને ખાતે જમે થયાની વાત અ એ જાણ્યા પહેલાં, ક એ દેવાળું કહાડ્યું. બ એ યોગ્ય રીતે પઇશા આપ્યા એમ સમજવું.

(બ) અ તથા બ એઓને પરસપર રૂપીઆ દેવા છે. અ તથા બ એક રકમ બીજી રકમને પેટે મજરે આપીને હિસાબ નકી કરે છે. અને તેમાં બ પાસે બાકી નિકળી તે બ અ ને ભરી દે છે. હવે આ ઉપરથી એમ સમજવું કે અ એ બ ને તથા બ એ અ ને રૂપીઆ આપવાના તે આપ્યા છે.

(ક) અ પાસેથી બ ને બે હજાર રૂપીઆ લેવાના છે એ કરજને પેટે અ નો કાંઇ માલ અ ના આપ્યા ઉપરથી બ લે છે. માલ સ્વાધિન કરયો તેથી કરીને કરજનો તેટલો ભાગ અદા થયો એમ સમજવું.

(ડ) બ પાસેથી અ ને સો રૂપીઆ લેવાના છે તે બાબે સો રૂપીઆની નોટ ટપાલ મારફત પોતાને મોકલવી એવી અ બને વીનંતી કરેછે. બ એ નોટ અંદર મુકીને અ ઉપર બરાબર સરનામા સાથે એક કાગળ લખ્યો. એ કાગળ ટપાલમાં નાંખતાંજ કરજ અદા થયું એમ સમજવું.

ટીકાઃ—ઠરાવવામા આવ્યું કે વાદીએ પોતાની તરફનો કરાર પુરો કરવાને એવી રીતે ના કહીં નથી કે જેથી કરાર આકટની કલમ ૩૯ પ્રમાણે વાદીને તે કરાર રદ કરવાનો હક થાય. ચીફ જસ્ટીસ ગાઇ સાહેબે ઠરાવ્યું કે તે આકટની કલમ ૫૧ લાગુ નથી, કારણ કે જે માલ પ્રતીવાદી આપવાને ના કહેતો હતો તેના નાણા વાદી આપવાને નાખુશી હતો એમ જણાતુ નથી અને તે આપવાની મુદત કરારની એવી અગત્યની બાબત નથી કે જેથી એ આકટની કલમ ૫૫ માં આ કામનો સમાસ થાય. જસ્ટીસ માર્કબી સાહેબે ઠરાવ્યું કે જ્યારે પ્રતીવાદી માલ આપવાને આવ્યો તે વખતે કરાર બરોબર અમલમાં લાવવાને તથા માલ આપવામાં આવે એટલે નાણા આપવાને પ્રતીવાદીએ આગ્રહ કરયો હોત તો કલમ ૫૫ પ્રમાણે મુદત એ તે કરારમાં અગત્યની બાબત થાત. સુલતાન ચંદ વિગેરે વિ. ચાલર વિગેરે ઇ. લા. રી. ક વા. ૪ પા. ૨૫૨

## પરસ્પરનાં વચનો પુરાં કરવા બાબત.

પરસ્પર વચન લેનારપોતાનું વચનપુરૂ કરવાને તઈયાર તથા રાજી ન હોય તો વચન આપનારને પોતાનું વચન પુરૂ કર

૫૧. જ્યારે એકાદો કરાર એકજ વખતે પુરાં કરવાનાં પરસ્પર વચનોને રૂપે હોય ત્યારે કોઇ વચન લેનાર પોતાનું પરસ્પર વચન પુરૂ કરવાને તઇયાર તથા રાજી ન હોય તો વચન આપનારને પોતાનું વચન પુરૂ કરવાની જરૂર નથી.

વાની જરૂર
નથી.

દ્રષ્ટાંતો.

(અ). અ તથા બ એઓ એવો કરાર કરે છે કે અ એ કાંઇ માલ બ ને સ્વાધીન કરવો, અને તે સ્વાધીન કરેથી બ એ તેની કીમત આપવી.

માલ સ્વાધીન કરેથી બ તેની કીમત આપવાને તઇયાર તથા રાજી ન હોય, તો અ એ માલ સ્વાધીન કરવાની જરૂર નથી.

કીંમત આપેથી અ માલ સ્વાધીન કરવાને તઈયાર તથા રાજી ન હોય તો, બ એ કીંમતના પઇસા આપવાની જરૂર નથી.

(બ). અ ને બ એવો કરાર કરેછે કે અ એ કાંઈ માલ બ ને સ્વાધીન કરવો, અને તેની કીંમત હફ્તે બંધીએ આપવી તથા પેહેલો હફ્તો માલ સ્વાધીન કરતી વખતેજ આપવો.

માલ સ્વાધીન કરેથી પહેલો હફ્તો આપવાને બ તઇયાર તથા રાજી ન હોયતો અ એ માલ સ્વાધીન કરવાની જરૂર નથી.

પેહેલો હફ્તો આપેથી માલ સ્વાધિન કરવાને અ તઈયાર તથા રાજી ન હોય તો બ એ પહેલો હફ્તો આપવો જરૂર નથી.

ટીકાઃ—આ કલમ તથા કલમ પર તથા ૫૪ ત્રણ જાતના કરારો વિશે તેમાં ઠરાવો કરે છે. આ ત્રણ જાતના કરારો તેમાં આવેલા પરસપર વચનોનો એક બીજા સાથે જે સબંધ હોયછે તે સબંધ વડે એક બીજાથી ઓળખાય છે. લારડ માનસફીલડ બોલ્યો કે "કરારો ત્રણ જાતના છે (૧) પેહેલી જાતના કરારો પરસ્પર અને સ્વતંત્રછે જેમાં એમાંનો ગમે તે પક્ષકાર સામા પક્ષકાર પાસેથી પોતાના લાભના કરાર તુટયાથી જે હાની પોતાને થઇ હોય તે હાનીને માટે નુકશાનીનો દાવો કરી શકે, અને જેમાં વાદીની તરફના કરાર તુટયા છે એવી પ્રતિવાદીની તકરાર ચાલે નહીં. (૨) બીજી જાતના કરારો સરતો રૂપે અને આસરીત છે અને તેમાં એક પક્ષકારની સરત પુરી થવાનો આધાર બીજા પક્ષકારે સરત પ્રથમ પુરી કરયા ઉપર રહેલો છે, અને એટલા માટે પ્રથમની સરત પુરી થાય ત્યાં સુધી બીજો પક્ષકાર તેની સરત માટેના દાવાને પાત્ર થતો નથી. (૩) ત્રીજી જાતના કરારો એવા છે કે જેમાં એકજ વખતે પુરી કરવાની પરસ્પર સરતો હોયછે અને આ સરતોમાં જો એક પક્ષકાર પોતાની સરત પુરી કરવાને તઇયાર હોય અને પોતાની ઇચ્છા જણાવે અને બીજા પક્ષકારે તેની સરત પુરી કરવાને ગફલત કરી હોય અથવા ના પાડી હોય તો જે પક્ષકાર તઈયાર હોય અને જેણે ઈચ્છા જણાવી હોય તેણે પોતાની તરફની શરત પુરી કરી છે અને તે બીજા પક્ષકારની કસુરને માટે દાવો બાંધી શકે પછી એમ નકી ન હોય કે પેહેલું કૃત્ય કરવાને કોઓ પક્ષકાર બંધાએલોછે તેની ચીંતા નહીં" (જોનસ વિ. બાકલી ડાઉલીંગ પા. ૬૮૪) આ ત્રણ જાતના કરાર મધ્યે પેહેલી જાતના કરારોમાં દરેક પક્ષકાર શામા પક્ષકારના વચન ઉપર ભરૂસો રાખેછે એકે પક્ષકારને બીજા પક્ષકારનું વચન પ્રથમ પુરૂ કરવાની માગણી કરવાને કીંવા બીજો પક્ષકાર તેની તરફનું વચન પુરૂ કરવાને તઇયાર તથા ખુશી હોવો જોઇએ એવી પણ માગણી કરવાને હક નથી બીજી જાતના કરારોમાં એક પક્ષકારને પોતાનું વચન પુરૂ કરવાની જરૂર પડતાં પહેલાં સામા પક્ષકારનું વચન પુરૂ થવું જોઇએ છીએ, ત્રીજી જાતના કરારો જે વિશેની આ કલમ છે તે કરારોમાં દરેક પક્ષકારને સામી બાજુનું વચન લગોલગ પૂરૂ કરાવાની બાંહ્યદરી છે એમાંથી એકે પક્ષકાર સામો પક્ષકાર તેના ભાગનો કરાર પુરો કરવાને તઈયાર તથા

ખુશી હોય તે શીવાય તેનું વચન પુરૂ કરવાને બંધાએલો નથી જે વેચાણના કરારોમાં વાયદો રાખ્યો ન હોય અને પઈશા આપવાને કે સ્વાધીન કરવાને માટે મુદત ઠરાવી ન હોય તે કરારો આ પ્રકારના છે વેચાણનું તથા તેની કીમત આપવાનું એ બે કૃત્યો એક જ વખતે થવાનો ઇરાદો રાખવામાં આવે છે એટલા માટે જ્યાં કેટલીક ખાણોની વેચાણની કીંમતના દાવામાં એમ દલીલ કરવામાં આવી હતી કે "કબુલાયત મુજબ પ્રતીવાદીને એ ખાણો વેચાણ કરી આપવાની વાદીએ કદી તઇઆરી કીંવા ઇછા જણાવી નહોતી" એ દલીલ કાયદેસર ઠરાવવામાં આવી હતી ( મારસડન વી. મુર, હરલસ્ટન એન્ડ નોરમન વા. ૪—પા. ૫૦૦) અને એકજ વખત પૂરા કરવાના કેટલાક પરસ્પર વચનો હોય ત્યાં દરેક પક્ષકારે દરેક વખતે પોતાનું વચન પુરૂ કરવાને તઇઆર રહેવું જોઈએ તથા ઈછા જણાવવી જોઈએ અને કોઇ પણ પક્ષકાર તે પ્રમાણે કરવાની ના પાડે તો સામા પક્ષકારને તેનો તરફનું વચન પુરૂ કરવાને હક છે. જેમકે વુઇધરસ વી. રેનોલ્ડસના કામમાં (બારનવેલ એન્ડ આડોલફુસ વા. ૨—પા. ૮૮૨) એક પખવાડીઆમાં પરાલના ત્રણ પોટલા આપવાનો પ્રતિવાદીએ વાદીની સાથે કરાર કરયો હતો. અને વાદીએ 'દરેક પોટલો સ્વાધીન થયે" અમુક રકમ આપવા કબુલ કર્યું હતું આનો અર્થ એવો ઠરાવવામાં આવ્યો હતો કે દરેક પોટલો સ્વાધીન કરેથી તેની કીંમત આપવાની હતી, અને જો કોઇ પણ વખત કીમત આપવાની ના પાડવામાં આવે તો સ્વાધીન ન કરવાનો તેને હક હતો, એવી રીતે વળી જ્યાં કેટલીક જમીન તે નીચેની કોલશાની ખાણો સાથે (અ) એ (બ)ને વેચાતી આપવી, તથા (બ) તેને જોઈએ તેટલા કોલસા (અ) પાસેથી વેચાતા લેવા એવો કરાર થયો હતો, તથા ઠરાવવામાં આવ્યું હતું એ જમીન વેચાતી રાખવાને તેની તઈઆરી તથા ઇછા ખાતરી પુર્વક જણાવ્યા વગર કોલશા વેચાતા તે લેવાને સારૂ (બ) ઉપર (અ) દાવો કરી શકતો નથી, એન્કારટ વી, બાવરશ. લા રીપોર્ટ, કામન પ્લીઝ વા. ૧—પા. ૪૮૪ શેરો સ્વાધીન કરવાની "તઇયારી તથા ઇછા" ક્યારે થઇ કહેવાય તેને સારૂ આ કેસ જુઓ (ઇમપીરીઅલ બેન્કીંગ એંડ ટરેડીંગ કંપની વી. આતમારામ માધવજી મુંબાઈ હાઇકોરટ રીપોટ વા. ૨—પા. ૨૫૧ ઇનપીરીઅલ બેન્કીંગ એન્ડ ટરેડીંગ કંપની વી. પ્રાણજીવનદાસ હરજીવનદાસ, મુંબઇ હાઈકોરટ રીપોર્ટ વા. ૨—પા. ૨૫૮)

ટીકા:—ઠરાવવામાં આવ્યું કે વાદીએ પોતાની તરફનો કરાર પુરો કરવાને એવી રીતે ના કહી નથી કે, જેથી કરાર આકટની કલમ ૩૯ મી પ્રમાણે વાદીને તે કરાર રદ કરવાનો હકક થાય. ચીફજસ્ટીસ ગાર્થ સાહેબે ઠરાવ્યું કે તે આકટની કલમ ૫૧ લાગુ નથી, કારણ કે જે માલ પ્રતિવાદી આપવાને ના કહેતો હતો તેના નાણા વાદી આપવાને ના ખુશી હતો એમ જણાતું નથી. અને તે આપવાની મુદત કરારની એવી અગત્યની બાબત નથી કે જેથી તે આકટની કલમ ૫૫ માં આ કામનો સમાસ થાય. જસ્ટીસ માર્કબી સાહેબે ઠરાવ્યું કે પ્રતિવાદી માલ આપવાને આવ્યો તે વખતે કરાર બરોબર અમલમાં લાવવાને તથા માલ આપવામાં આવે એટલે નાણા આપવાને પ્રતિવાદીએ આગ્રહ કરયો હોતતો, કલમ ૫૫ પ્રમાણે મુદત એ તે કરારમાં અગત્યની બાબત થાત. સુલતાનચંદ વિગેરે (વ. ગીલર વિગેરે ઈ. લા. રી. ક. વા. ૪ પાનુ ૨૫૨

પરસ્પર વચનો પુરાં કરવાનો અનુક્રમ. ૫૨. પરસ્પર વચનો કયે અનુક્રમે પુરાં કરવાનાં છે એ વાત જ્યારે કરારમાં સ્પષ્ટ રીતે ઠરાવી હોય; ત્યારે તે વચનો તે અનુક્રમ પ્રમાણે પુરાં કરવાં જોઈએ; અને જો કરારમાં અનુક્રમ સ્પષ્ટ રીતે ઠરાવ્યો ન હોય તો તે કાર્યના સ્વરૂપ ઉપરથી જે અનુક્રમ યોગ્ય હોય તે અનુક્રમે તે વચનો પુરાં કરવાં જોઇએ.

દ્રષ્ટાંતો.

(અ) અ અને બ કરાર કરેછે કે કંઇએક ઠરાવેલી કીંમતે અ એ બ સારૂ એક ઘર

બાંધવું. અ એ ઘર બાંધવાનું આપેલું વચન બ એ કીમત આપવાના વચનના પહેલાં પુરૂ કરવું જોઇએ.

(બ). અ અને બ એવો કરાર કરે છે કે અ એ પોતાના વેપારનો તમામ સામાન કાંઇએક ઠરાવેલી કીંમતે બ ને હવાલે કરવો, અને બ કીંમતના પઇશા બાબત જામીન આપવાનું વચન આપેછે. જામીન આપવામાં આવે તીઆં સુધી અ ને પોતાનું વચન પૂરૂ કરવાની જરૂર નથી કારણ કે એ કાર્યનું સ્વરૂપ એવું છે કે અ પોતાના વ્યાપારનો માલ સ્વાધીન કરે તે પહેલાં તેને બ એ જામીન આપવો જોઇએ.

જે બીના બનવા ઉપરકરારનો અમલ થવાનો હોય તે બીના બનતી કોઈ પક્ષકાર અટકાવે તો તે પક્ષકારની જવાબદારી બાબત.

૫૩. જ્યારે કોઇ કરારમાં પરસ્પર વચનો હોય તથા કરાર મજકુરનો એક પક્ષકાર બીજા પક્ષકારને પોતાનું વચન પુરૂ કરવામાં અટકાવ કરે ત્યારે જે પક્ષકારને સદરહુ મુજબ અટકાવ થયો તે પક્ષકારની ઈછા ઉપરથી તે કરાર નિરરથક થવા યોગ્યછે, અને કરાર મજકુર પુરો ન થયાને લીધે તેને જે નુકશાન થાય તે નુકશાનનો બદલો સદરહુ અટકાવ કરનાર પક્ષકાર પાસેથી ભરી લેવાનો તેનો હક છે.

દ્રષ્ટાંત

અ અને બ કરાર કરેછે કે બ એ અને માટે અમુક એક કામ એક હજાર રૂપીઆ લઇને કરવું તે પ્રમાણે કામ કરવાને બ તઈઆર તથા રાજી છે. પણ અ તેને તે કરવામાં અટકાવ કરેછે. એ કરાર બ ની મરજીમાં આવે તો નીરરથક થવા યોગ્ય છે. અને જો તે કરાર મજકુરને બંધ પાડવાનું પસંદ કરે તો તે પુરો ન થયાને લીધે તેને જે કાંઈ તોટો આવ્યો હોય તેનો બદલો અ પાસેથી ભરી લેવાનો તનો હકછે.

પરસ્પર વચનોના કરારમાં જેવચન પ્રથમ પુરૂથવું જોઇએ તેપુરૂં ન થયાનું પરીણામ.

૫૪. જ્યારે એકાદ કરાર પરસ્પર વચનોનો હોય અને તે વચનો એવાં હોય કે તેમાંનું એક વચન પુરૂ થાય ત્યાં સુધી બીજુ વચન પુરૂ થઇ શકતું નથી અથવા તે પુરૂ કરાવવાનો દાવો કરી શકાતો નથી. તથા સદરહુ એક વચન જે સખસે આપ્યું હોય તે સખસ તે પુરૂ કરવામાં કસુર કરે તીયારે સદરહુ એક વચન આપનાર સખસ સદરહુ બીજુ પરસ્પર વચન પુરૂ કરાવવાનો દાવો કરી શકતો નથી અને કરાર મજકુર પુરો ન થયાથી તે કરારના બીજા પક્ષકારને જે કાંઈ નુકશાન થાય તે નુકશાનનો બદલો તેણે સદરહુ બીજા પક્ષકારને ભરી આપવો જોઈએ.

દૃષ્ટાંતો.

(અ). અ એ કાંઇ માલ કલકત્તેથી મોરીશ ટાપુએ ભરીને મોકલવા સારૂ બ નું વહાણ ભાડે કર્યું છે વાહાણ ઉપર ભરવાનો માલ અ એ આપવાનો છે. અને માલ મજકુર લઇ જવા બાબત બ ને કાંઈ નુર મળવાનું છે અ વાહાણ ઉપર ભરવાને કાંઇ માલ આપતો નથી બ નું વચન પુરૂ કરાવવાનો દાવો અ કરી શકતો નથી અને કરાર પુરો ન,

થયાથી બ ને નુકશાન થાય છે તેનો બદલો અ એ બ ને ભરી આપવો જોઇએ.

(બ) કોઇ નીમેલી કીમતે ઘર વિગરે બાંધવાનો વેપાર કરનારનું કાંઈ કામ કરી આપવાનો અ બ જોડે કરાર કરેછે અને તે કામને સારૂ જે પાલક તથા લકડની જરૂર પડે તે પુરૂ પાડવાનું બ કબુલ કરેછે પાલક કીંવા લકડ પુરૂ પાડવાની બ ના કહેછે અને તેથી કરીને કામ થઈ શકતું નથી અ એ તે કામ કરવાની જરૂર નથી; અને કરાર પુરો ન થયાથી અ ને કાંઇ નુકશાન થાય, તેનો બદલો બ એ અ ને ભરી આપવો જોઈએ.

(ક.) એક વાહાણ એક મહીના પછી આવવાનું છે તેમાં કાંએ અમુક એક વેપારની જીનસ બ ને સ્વાધીન કરવાનો અ કરાર કરેછે, અને બ કરારની તારીખથી એક અઠવાડીઆની અંદર સદરહુ માલની કીંમત આપવાની બોલી કરેછે, બ એ અઠવાડીઆની અંદર પઇશા આપ્યા નહીં અ એ માલ સ્વાધીન કરવાનું વચન પુરૂ કરવાની જરૂર નથી; તથા બ એ નુકશાનનો બદલો ભરી આપવો જોઈએ.

(ડ) અ બ ને એવું વચન આપેછે કે કાંઇ માલની સો ગાંસડી બ ને વેચાતી આપવી અને તે બીજે દીવશે તેને સ્વાધીન કરવી બ તેની કીંમત એક મહીનામાં આપવાનું વચન આપે છે અ પોતાના વચન પ્રમાણે માલ સ્વાધીન કરતો નથી બ એ પોતાનું વચન પુરૂ કરવાની જરૂર નથી અને અ એ નુકશાનનો બદલો ભરી આપવો જોઇએ.

*જે કરારમાં વખત એ અવસ્યની વાત હોય તે કરારમાં ઠરાવેલી મુદતના અંદર કરાર પુરો ન કરયો તો તેનું શું પરીણામ થાય છે.*

૫૫. જ્યારે કરારનો કોઇ પક્ષકાર નીમેલે અમુક એક વખતે અથવા તે પેહેલાં અમુક એક વસતુ કરવાનું અથવા નીમેલે અમુક એક કરતાં વધારે વખતે અગર તે પેહલાં અમુક એક કરતાં વધારે વસ્તુઓ કરવાનું વચન આપે અને નીમેલે વખતે અથવા તે પહેલાં એવી કોઇ વાત તે ન કરે તીયારે તે કરાર અથવા તેનો જેટલો ભાગ પુરો થયો ન હોય તેટલો ભાગ વચન લેનારની ઇછા ઉપરથી નીરથક થવા યોગ્ય થાયછે પણ તે એવે પ્રસંગે કે જે પ્રસંગે પક્ષકારોનો ઇરાદો એવો હોય કે વખતે એ કરાર મજકુરની અવસ્ય સરત હોવી જોઇએ.

*વખત એ અવસયની વાત નહોયતો નીમેલે વખતે કરાર પુરો ન થવાનું પરીણામ.*

વખત એ કોઇ કરારની અવસ્ય સરત હોવી જોઇએ એવો ઇરાદો તે કરારના પક્ષકારોનો ન હોય તો નીમેલે વખતે અથવા તે પહેલાં એવી વાત ન કર્યાથી કરાર નીરરથક થવા યોગ્ય થતો નથી; પરંતુ તેવી વાત ન થયાથી વચન લેનારને જે કાંઇ નુકશાન થયું હોય તેનો બદલો વચન આપનાર પાસેથી ભરી લેવાનો તેનો હકછે.

*નીમેલા વખતશીવાયબીજે વખતે વચન પુરૂકરવાનીવા*

નીમેલે વખતે વચન આપનારે પોતાનું વચન પુરૂં ન કર્યાથી જે કરાર નિરરથક થવા યોગ્ય થતો હોય તેવા કરારના નીમેલા વખત શીવાય બીજે વખતે તે વચન પુરૂ કરવાની વાત વચન લેનાર કબુલ રાખેતો પછી નીમેલે વખતે વચન મજકુર પુરૂ ન થવાને લીધે જે કાંઈ નુકશાન થાય

ત કબુલ રાખ વામાં આવેતો તેનું પરીણામ.

તેનો બદલો ભરી લેવાનો વચન લેનાર દાવો કરી શકતો નથી; પરંતુ વચન ગ જકુર પુરૂ કરવાની વાત સદરહુ મુજબ કબુલ રાખતી વખતે વચન લેનારે નુકશાનનો બદલો ભરી લેવાનો દાવો રાખવાનો પોતાનો વીચાર છે. એવી ખબર વચન આપનારને જો આપી હોય તો સદરહુ નુકશાનનો બદલો ભરી લેવાનો તેનો દાવો રહેછે.

ટીકાઃ—ઠરાવવામાં આવ્યું કે વાદીએ પોતાની તરફનો કરાર પુરો કરવાને એવી રીતે ના કહી નથી કે, જેથી કરાર આકટની કલમ ૩૯ પ્રમાણે વાદીને તે કરાર રદ કરવાનો હક્ક થાય. ચીફ્જસ્ટીસ ગાર્થ સાહેબે ઠરાવ્યું કે તે આકટની કલમ ૫૧ લાગુ નથી, કારણ કે જે માલ પ્રતિવાદી આપવાને ના કહેતો હતો તેના નાણા વાદી આપવાને ના ખુશી હતો એમ જણાતું નથી. અને તે આપવાની મુદત કરારની એવી અગત્યની બાબત નથી કે જેથી તે આકટની કલમ ૫૫ માં આ કાગનો સમાસ થાય. જસ્ટીસ માર્કબી સાહેબે ઠરાવ્યું કે જ્યારે પ્રતિવાદી માલ આપવાને આવ્યો તે વખતે કરાર બરોબર અમલમાં લાવવાને તથા માલ આપવામાં આવે એટલે નાણા આપવાને પ્રતિવાદીએ આગ્રહ કર્યો હોત તો, કલમ ૫૫ પ્રમાણે મુદત એ તે કરારમાં અગતની બાબત થાત. સુલતાનચંદ વિગરે વિ. મીલર વિગરે ઈ. લા. રી. ક. વા. ૪ પાનુ ૨૫૨

અશકયકૃત્યે કરવાનીકબુલાયતનીરથકછે.

૫૬. જે કૃત મુળમાંજ અશકય હોય તે કરવાની કબુલાયત નીરરથકછે.

જેકૃત્ય પછા ડીથી, અશકય અગર ગેરકાય દેથાયતેકૃત્યકરવાનોકરારકયારે નીરરથ કથાય છે.

જ્યારે એકાદ કૃત કરવાનો કરાર કર્યા પછી તે કૃત અશકય થાય અથવા વચન આપનારથી અટકાવી શકાય નહી એવી કોઈ બીના બનવાથી ગેરકાયદે થાય, તીયારે તે કરાર જે વખતે સદરહુ કૃતે અશકય અથવા ગેરકાયદે થાય તે વખતે નીરરથક થાય છે એવું સમજવું.

જેકૃતઅશકયઅગર ગેરકાયદેછે એવુંજાણવામાંહતુંતે કૃતકર્યાથી જે નુકશાન થાય તેભરીઆપવા વિશે.

જ્યારે કોઇ સખસે એવી કાંઈ વસ્તુ કરવાનુ વચન આપ્યું હોય કે તે વસ્તુ અશકય અથવા ગેરકાયદે એ વાત સખસ ગજકુર જાણતો હતો અથવા યોગ્ય ઉદ્યમ કીધાથી જાણત, અને વચન લેનાર વાત ગજકુર જાણતો નહોતો તીયારે તે વચન પુરૂ ન થવાના કારણથી વચન લેનારને જે કાંઇ નુકશાન થાય તેનો બદલો સદરહુ વચન આપનારે સદરહુ વચન લેનારને ભરી આપવો જોઇએ.

દ્રષ્ટાંત.

(અ). અ જાદુવડે દ્રવ્ય સોધી કહાડવાનું બ જોડે કબુલ કરેછે. એ કરાર નીરરથક છે.

(બ). અ અને બ એઓ વચે પરસ્પર લગ્ન કરવાનો કરાર કરેછે. લગ્નનો નીમેલો વખત આવ્યાની પહેલાં અ ગાંડો થયો. એ કરાર નીરરથક થયો છે.

(ક.) અ નું ક સાથે આગળ લગ્ન થઈ ચુકુછે અને જે કાયદો અ ને લાગુ છે તે કાયદા મુજબ એક કરતાં વધારે સ્ત્રી કરવાની તેને છુટ નથી તે છતાં તે બ જોડે લગ્ન ક

રવાનો કરાર કરેછે અ નું વચન પુરૂ ન થવાને લીધે બ ને જે નુકશાન થાય તેનો બદલો અએ બને ભરી આપવો જોઇએ.

(૬) અ બને સારૂ પરમુલકમાંના એક બંદરે કંઈ માલ લઇ જવા સારૂ તે માલવાહાણુમાં લેઇ જવાનો કરાર કરેછે ત્યાર પછી અ ના દેશની સરકાર તે બંદર જે રાજ્યમાં છે તે રાજા સાથે લડાઈ કરવાનું જાહેરનામું પ્રગટ કરેછે. લડાઈનું જાહેરનામું પ્રગટ થયુ તે વખતે કરાર મજકુર નિરરથક થયો.

(ઇ) અ ને બ એ કાંઇ પઈશા આગળથી આપ્યા છે તેના અવેજમાં છ મહીના સુધી નાટકશાળા મધ્યે નાટક કરવાનો કરાર અ કરેછે કેટલેએક પ્રસંગે અ ને એટલો મંદવાડ હતો કે તેનાથી નાટક થઇ શક્યું નહીં, તે પ્રસંગે નાટક કરવાનો કરાર નીરરથક થયો એમ સમજવું.

ટીકાઃ—અશક્યતાની વાત પક્ષકારોના જાણવામાં હોય કીંવા ન હોય, પરંતુ એ કબુલાયત સરખીજ રીતે નિરરથક થાય છે. જ્યારે અશક્યતાની વાત પક્ષકારોના જાણુવામાં હોય ત્યારે તો એ ખુલ્લુ છે કે એક તરફ વચન નહી પુરૂ કરવાનો, તેમ સામી તરફ વચન પુરૂ થવાની આશાજ નહી તો પછી તેમાં કબુલાયતની જરૂરી સરતોનીજ ખામી રહે છે. જેમકે, એક એવી સરતવાળો કરાર તા૦ ૧૫ મી મારચના રોજ કરવામાં આવ્યો હતો કે વાહાણ તા૦ ૧૨ મી ફેબરવારીએ અથવા તે તારીખ પહેલાં હંકરાવવું જોઈએ, તેમાં ઠરાવવામાં આવ્યું હતું કે એ કરાર થયો તે વખતેજ એ સરત અશક્ય હતી તેથી તે નીરરથક ગણવી જોઇએ. (હોલ વી. કાજેનોવ ઈસ્ટ વા. ૪—પા. ૪૭૭)

જ્યાં એ અશક્યતા કબુલાયતની વખતે બંને પક્ષકારોના જાણવામાં ન હોય ત્યારે તો ખરૂં જોતાં કલમ ૨૦ પ્રમાણે તે હકિકતની સામાન્ય ચુક છે એક અમુક વહાણુમાં માલ આવતો ધારીને તે માલનું વેચાણ કરયું પણ તે વહાણનો નાશ થયો હતો તે વાતની એક પક્ષકારને માલમ નહીં. તે કામમાં ઠરાવવામાં આવ્યું હતું કે કરાર ઉપરથી એવો અરથ નિકળે છે કે તે માલ તે વખતે હયાત હતો. (કાફટુરીઆર વિ. હેસ્ટી, લા. જનલર, એકસચેકર વા. ૨૫ પા. ૨૫૩, બાર વિ. ગીબસન, મીશાન એન્ડ વલસબી, વા. ૩ પા. ૩૯૦)

એવીજ રીતે નિમણોકનું વેચાણ નિમણોક ખાનાર સખસ જીવતો હોય ત્યાં સુધીની સરતવાળુ ગરભીત રિતે સમજવાનું છે, અને નિમણોક ખાનાર સખસ વેચાણ થતાં પેહેલાં મરી ગયો તેથી કરાર નિરરથક ઠરાવવામાં આવ્યો હતો. (પ્રીચરડ વિ. મરચન્ટસ લાઈફ આસ્યુન્સ સોસાઇટી લા જનરલ, કોમન પ્લીઝ વા. ૨૭ પા. ૧૬૯)

જો અશક્યતા એક પક્ષકારના જાણુવામાં હોય અને બીજા પક્ષકારના જાણુવામાં ન હોય તો જે પક્ષકારના જાણુવામાં તે અશક્યતા હોય છે તે પક્ષકાર તરફનું અવસ્ય કરીને કપટ અથવા ગેરસમજુતી થાય છે. આવા કેશોને માટે આ કલમના છેલા ફકરામાં પૂરતી રીતે ઠરાવ કરવામાં આવ્યો છે.

કોઇ કબુલાયત નિરરથક કરવાને માટે જે કૃત્ય કરવાનું કબુલ કરવામાં આવ્યું હોય તે કૃત્ય "મુળમાંજ અશક્ય" હોવું જોઈએ, એટલે કે તે કૃત્ય માત્ર કબુલ કરનાર સખશને સંબંધે અશક્ય હોવું જોઇએ. એટલુંજ પણ તદન અને સામાન્ય રીતે અશક્ય હોવું જોઇએ રૂ૧૦૦૦ આપવાવી કોઇ નાદારે કરેલી કબુલાયત તેની આયપતના સંબંધમાં અશક્ય થશે; પણ એ સબબથી કબુલાયત નિરરથક થશે નહિ, કારણ કે આવી તરેહની કબુલાયતમાં મુળમાની કંઈ અશક્યતા નથી. એ અશક્યતા તેની સ્થીતી ઉપરથી ઉત્પન થતી આ આકસમીક શક્યતા છે.

( રકમ ૧ ) જ્યારે કબુલાયતનો કોઈ અમુક ચીજના સબંધમાં કરવામાં આવી હોય ત્યારે તે ચીજનો નાશ થવાથી બંને તરફના વચનો નિરરથક થાયછે. ટેલર વિ. કાલ્ડવેલના કામમાં (લા જનરલ કવીન્સ બેન્ચ વા. ૩૨ પા. ૧૬૪) કોઇ અમુક મકાનમાં વાદીએ એક ગાયનનો તમાસો કરાવવા કબુલાયત કરી એ તમાસો કરવાને નિમેલા વખત પહેલાં એ મકાન બળી ગયું એ મકાન ન પુરૂ કરવા માટે વાદીએ પ્રતિવાદી ઉપર દાવો બાંધ્યો તેમાં ઠરાવ કરવામાં આવ્યો કે એ મકાન બળી જવાથી કરાર બંધ પડયો. આ પ્લીબાય વિ. માયરસના કામમાં (લા. રીપોરટ કોમનપ્લીઝ. વા. ૨ પા. ૬૫૧ પ્રતિવાદીના એક મકાનમાં વાદીએ સકંચો ઉભો કરવાનો કરાર થયો હતો એમ કામ ચાલતું હતું તે દરમ્યાન આગથી એ મકાનનો નાશ થયો. કોમન પ્લીઝનો ઠરાવ ફેરવીને એકશચેકર ચેમબરે ઠરાવ કરયો કે વાદીને તેના કામને માટે વળતર મળવાનો હક નથી. કારણ કે આખા કરારનો આધાર એ મકાનની હયાતી ઉપર હતો, અને મકાન મજકુરનો નાશ થવાથી બંને તરફના વચનો નિરરથક થયાં હતાં.

જે ચીજનો નિક્ષેપ કરયો હોય તે ચીજ પાછી આપવા નિક્ષેપીની ફરજ તે ચીજની હયાતી સુધી ચાલે છે. (કલફોરડ વિ. વાટસ, લા. રીપોરટસ કોમન પ્લીઝ વા. ૫ પા. ૫૫૭)

જે બનાવથી અશકયતા ઉતપન થતી હોય તે બનાવ જે પક્ષકારે કરાર પુરો કરવાનો હોય તે પક્ષકારના જાણવામાં હોય ત્યારે તે પક્ષકાર જવાબદાર છે. જેમ કે જ્યાં કોલસાના એજંટ પ્રતિવાદીઓએ વાદીનું વાહાણ "સાધારણ તાકીદથી" ભરવાની કબુલાયત કરી, અને પ્રતિવાદીઓને બીજા ત્રણ વાહાણ ભરાતા હતા. અને દસ ભરવાના બાકી હતા. અને વાદીનું વાહાણ ભરવા પેહેલાં આ વાહાણો ભરવાનો વારો હતો, તે પોરટનો ધારો એવો હતો કે એજંટ એક વખતે ફકત ત્રણ વાહાણ ભરી શકે, તેથી વાદીનુ વાહાણ ભરવાની અશકયતાને માટે જવાબદાર ઠરાવવામાં આવ્યા હતા. કારણ તે અશકયતા વિશે કરાર કરતી વખતે તેઓ જાણતા હતા. (આશક્રોફ્ટ વિ. ક્રોઅરચરડ કંપની, લા રીપોરટસ, કવીન્સ બેન્ચ વા. ૯ પા. ૫૪૩)

જો અશકયતા વચન આપનારે પોતેજ (કલમ ૩૯) ઉતપન કરી હોય, કીંવા વચન લેનારે (કલમ ૬૭) ઉતપન કરી હોય તો તેથી સામા પક્ષકારને એ કરાર રદ કરી તેને પુરો કરવાને માટે નુકશાનીનો દાવો બાંધવા અખતીયાર મળેછે.

ઘણું કરીને કરારો જે વખતે જે કાયદો ચાલુ હોય તે સંબંધ કાયદાના કરવામાં આવેછે અને એ અનુમાન ખોટું બનાવી આપવાને માટે ઇરાદાનો ઘણો સ્પષ્ટ પૂરાવો હોવો જોઇએ. બેઇલી વિ. ડીકરેશ પીંગનીના કામમાં (લા રીપોટ. કવીન્સ બેન્ચ વા. ૪—પા ૧૮૦; મીલસ વિ. ઇસ્ટ લંડન યુનીએન, લા રીપોટ કોમન પ્લીઝ વા. ૮—પા. ૭૯) પ્રતિવાદીએ પોતાની તથા પોતાના મુખતીઆરોની (આસાઇનો) તરફથી કોઈ અમુક જમીનનો બતાવેલી રીતથી જુદી રીતે ઉપયોગ ન કરવો એવી કબુલાયત કરી અને પાછળથી એ જમીન કોઇ રેલવે કમપનીને વેચાણ આપવાની તેને ફરજ પડી જે કંપનીએ એ જમીન પારલામેંટના એક આકટની રૂએ મળેલી સતાથી વેચાણ રાખી. એ કંપનીએ કબુલાયતમાં ઠરાવ્યાથી ઉલટી રીતે એ જમાનનો ઉપયોગ કર્યો અને તે ઉપરથી વાદીએ એ કબુલાયતની રૂએ પ્રતિવાદી ઉપર દાવો બાંધ્યો. પ્રતિવાદીએ એવી દલીલ કરી કે પોતાથી એ કબુલાયત પુરી કરવી એ કાયદાના આકટથી અશકય થયું હતું અને કોરટે એ બચાવ કાયદેસર ઠરાવ્યો, અને કહ્યું કે પ્રતિવાદીને રેલવે કંપની જેવા આશાઇનના કૃત્યોને માટે જવાબદાર ગણવો એતો તદન નવો કરાર કરવા જેવું થાય, કારણ કે 'આશાઇન' એ શબ્દનો અરથ ઉઘાડો છે અને જે ખરીદદારો એવી કેફીઅતમાં વેચાણ રાખે કે તેથી માલીકને તે ઉપર કાંઈ પણ સતા રહે નહીં તેવા ખરીદદારોનો તેમાં સમાવેશ થતો નથી.

કાયદેસર વસ્તુ કરવાનાંતેમજ ગેરકાયદે વસ્તુ પણ કરવાનાં વચનો આપવામાંઆવે ત્યારે સદરહુ પ્રથમનીબાબતનાં વચનો કરારછે. અને સદરહુ બીજી બાબતનાં વચનોનિરરથક કબુલાયત છે.

૫૭. જ્યારે કોઇ સખશો પરસ્પર એવાં વચનો આપે કે એક તો અમુક વસ્તુઓ કાયદેસર હોય તે કરવી, અને બીજુ અમુક બીજી વસ્તુઓ ગેરકાયદે હોય તે અમુક હકીકતને સંબંધે કરવી ત્યારે સદરહુ પ્રથમ કહેલાં વચનો કરારછે એમ સમજવું. પરંતુ સદરહુ બીજાં વચનો નિરરથક કબુલાયત છે.

દ્રષ્ટાંત.

અ તથા બ એવું કબુલ કહેછે કે અ એ બ ને દસ હજાર રૂપિએ એક ઘર વેચાતુ આપવુ પણ જો બ તે ઘરને જુગાર રમવાના અખાડાના કામમાં લેતો બ એ તે ઘરના અને પચાસ રૂપિઆ આપવા.

એમાં ઘર વેચવું તથા તે બદલ દશ હજાર રૂપિઆ આપવા એ પ્રથમ કહેલાં પરસ્પર વચનો કરારછે એમ સમજવું.

સદરહુ બીજાં પરસ્પર વચનો ગેરકાયદે ઉદ્દેશને સારૂ છે તે એ કે બ ઘર મજકુરને જુગારના અખાડાના કામમાં લે સબબ એ વચનો નિરરથક કબુલાયત થાયછે.

વચન બેમાંથી એક વાતકરવાનું હોય અને એક વાત ગેરકાયદે હોય તોજેવાત કાયદેસર હોય તેનોજમાત્ર અમલ કરવો.

૫૮. કોઈ બે વાતમાંથી એક વાત કરવી એવું વચન હોય અને તેમાંથી એક વાત કાયદેસર હોય અને બીજી ગેરકાયદે હોય તો સદરહુ કાયદેસર વાતજ માત્ર અમલમાં આણી શકાયછે.

દ્રષ્ટાંત.

અ તથા બ એવો કરાર કરેછે કે અ એ બ ને હજાર રૂપિઆ આપવા અને તે બદલ બ એ પછાડીથી ચોખા આપવા, કીંવા દાણ ચોરીથી લાવેલું અફીણ આપવું.

એ કબુલાયત ચોખા આપવાને સંબંધે કાયદેસર કરાર છે પણ દાણચોરીના અફીણ આપવાને સંબંધે નિરરથક કબુલાયત છે એમ સમજવું.

**આપેલા પઇશા કયા ઊપયોગમાં લેવા તે બાબત.**

અમુક કરજનેપેટે કાંઇ આપેલી રકમમુજરે લેવાની

૫૯. જે દેણદારને કોઇ એક સખસના જુદાં જુદાં કેટલાંક કરજ હોય તે દેણદાર સખસ મજકુરને જ્યારે કાંઇ રકમ આપે અને તેની સાથે તેને એવું સ્પષ્ટ જણાવે કે રકમ મજકુર કોઇ અમુક ફલાણા

હોય એવું બતાવવામાં આવ્યું હોય ત્યારે તે રકમ કેવા ઉપયોગમાં લેવી

કરજને પેટે મુજરે લેવી અથવા રકમ મજકુર તે એવી હકીકતને સંબંધે તેને આપે કે તે ઉપરથી એવો અરથ નીકળે કે તે અમુક ફલાણુ કરજને પેટે મુજરે લેવાનીછે ત્યારે રકમ મજકુર જો લેવામાં આવી હોય તો તે સદરહુ કરજને પેટે મજરે લેવી જોઇએ.

દ્રષ્ટાંત.

(અ). અ અને બ નાં કેટલાંએક કરજો છે તેમાં એક પ્રામેસરી નોટ લખી આપીને એક હજાર રૂપિઆ લીધેલા છે. તે સદરહુ નોટ મુજબ તારીખ પહેલી જુનને રોજ આપવા જોઇએ, અ ને તેટલીજ રકમનું બ નું બીજુ કરજ નથી, જુનની પહેલી તારીખે અ બ ને એક હજાર રૂપિઆ આપે છે, એ રૂપિઆ સદરહુ પ્રામીસરી નોટના કરજને પેટે મજરે લેવા જોઇએ.

(બ). અ ને બ નાં કેટલાંએક કરજો છે, તેમાં પાંચસેં સડસટ રૂપિઆનું એક કરજ છે. બ અ ને કાગળ લખીને તે રકમની ઉઘરાણી કરેછે. અ બ ને પાંચસો સડસડ રૂપિઆ મોકલેછે. બ એ જે કરજની ઉઘરાણી કરી હતી તે કરજને પેટે સદરહુ રકમ મુજરે લેવી જોઈએ.

ટીકાઃ—જ્યાં એક દેણુદારને બે કરજ હતાં, તેમાંનું એક કરજ આપવાની મુદત થઇ ગઈ હતી, બીજુ કરજ આપવાની મુદત હજુ થઇ નહોતી; પણ આ બીજા કરજમાં દેણુદારના સસરાની જામીનગીરી હતી અને એમ બતાવવામાં આવ્યું હતું કે પઇશા ભરવામાં આવેલા તે વખતે લેણુદારે મુદત કાપી આપી હતી. તે કામમાં ઠરાવવામાં આવ્યું હતું કે આ હકીકત ઉપરથી એ આપેલા પઇશા જામીનગીરીવાળા દેવામાં મુજરે લેવરાવવાનો દેણુદારનો ઇરાદો હતો એવું પુરતી રીતે સાબીત થાયછે. (મારીઆટસ વિ. વાઈટ, સ્ટારકીસ રીપોર્ટ, વા, ૨—પા. ૧૦૧) પરંતુ એક કરજ જામીનગીરી વાળુ હોય અને બીજુ ન હોય તેટલીજ વાત ઉપરથી આપેલા પઈસા જામીનગીરીવાળા કરજને પેટે આપ્યા છે એવું અનુમાન થઇ શકતું નથી. (પ્લોમર વી. લોંગ, સ્ટારકીશ રીપોટ વા. ૧—પા૧૫૩)

કોઇ સખસને એક પોતાના અંગનું કરજ હોય અને વળી બીજું બીજાની તરફનું (દાખલો કે મૃત્યુપત્ર ચલાવનાર તરફનું) કરજ હોય અને તો એ સખસે મોગમ રીતે આપેલા પઇશા પોતાની તરફનું જે કરજ હોય તે કરજને પેટે આપેલા ગણાશે. ગોડરડ વિ. કોકસ, સ્ટરેન્જસ રીપોર્ટ વા. ૨—પા. ૧૧૯૪.

જ્યાં એક પાંકડે આટલું આપવું એવો નિકાલ દેણુદારે કરયો હોય તો લેણુદારે એ આપેલા પઈસા બધા ચાલુ કરજોમાં ફાળા પ્રમાણે વસુલ કરવા જોઇએ, અને તે પઈશા જે કરજો નિરચીત કરેલાં ન હોય અથવા અમલમાં આણી શકાય તેવાં ન હોય તે કરજો પેટે વસુલ કરી શકાય નહીં (બારડવેલ વિ. લઈડાલ, બીંગહામ વા. ૭ પા. ૪૮૯). જ્યારે દેણુદારના પઇશા દેણુદારના જાણપણા વગર લેણુદારના હાથમાં આવે ત્યારે એ પઈશા ફાળા પ્રમાણે વસુલ કરવા કહેવાનો દેણુદારનો હક જ્યાં સુધી તે હક બજાવવાનો તક આવે ત્યાંહાં સુધી ચાલુ રહે છે, (વાલર વિ. લેસી, માનીંગ એન્ડ ગ્રેન્જર વા. ૧ પા. ૫૪

કયા કરજ પેટે રકમ મુજરે લેવી એવું જણાવ્યું ન હોય તો આ-

૬૦. કોઇ આપેલી રકમ કયા કરજને પેટે મુજરે લેવી એ દેણુદારે જણાવ્યું ન હોય અને તે સમજવાને સારૂ બીજી કાંઇ હકીકતોનો આધાર ન હોય તો સદરહુ દેણુદાર પાસેથી જે કાયદેસર કરજ પોતાનું ખરેખર લેહેણું હોય તથા પોતાને આપવા જોગ હોય તેવા હરકોઇ

પેલી રકમ સીરી-તે મુજરે આપવી તે વિશે. પોતાની નજરમાં આવે તે કરજને પેટે રકમ ગજરે મુજરે લેવાને માગનાર મુખતિયાર છે. પછી તે કરજ દાવાની મુદત વિશેના તે વખતના ચાલુ કાયદા મુજબ મુદતની બહાર ગયું હોય કે ન ગયું હોય તેની ચિંતા નહી.

ટીકા.—"દેણદાર પાસેથી જે કાયદેસર કરજ ખરેખરૂં લેણું હોય તથા આપવા જોગ હોય" તે કરજને પેટે એ આપેલી રકમ માત્ર મજરે લઈ શકાય. (કલેટન્સ કેસ, મેરીવેલ વા. ૧ પા. ૫૭૨.)

જો બેમાંથી એકુપક્ષકારે રકમ કોઇ અમુક કરજને પેટે મુજરે પકડી ન હોય તો કેમ કરવું. ૬૧. આપેલી રકમ કોઇ અમુક કરજને પેટે બેમાંથી એકે પક્ષકારે મુજરે પકડી ન હોય ત્યારે તે રકમ કાળના અનુક્રમ પ્રમાણે કરજોને પેટે મજરે લેવી પછી તે કરજો દાવાની મુદત વિશે જે કાયદો તે વખતે ચાલુ હોય તે મુજબ રદ થયાં હોય કે નહીં તેની ચિંતા નહી. જો કરજો એકજ કાળનાં હોય તો આપેલી રકમ પ્રતેક કરજને પેટે હિસેરસાથી લેવી જોઇએ.

ટીકા.—જો કરજો એકજ કાળનાં હોય તો આપેલી રકમ પ્રતેક કરજને પેટે હિસ્સેરસીથી લેવી જોઇએ. એવી રીતે જ્યાં એક ખરીદદારને બે જુદા જુદા સખસોની બે ગાંસડીઓ એક દલાલની દેવી હતી, અને તેણે એક ગાંસડીની કિંમત કરતાં વધારે, અને બે ગાંસડીઓની ભેગી કિંમત કરતાં ઓછી એક રકમ મોગમ આપી; એ દલાલ નાદાર થતાં ઠરાવવામાં આવ્યું હતું કે આ આપેલી રકમ બંને મુખીઓને હિસ્સેરસીથી આપવી જોઇતી હતી. અને ફકત બાકીનું લેણું ખરીદદાર પાસેથી વસુલ કરી લેવા જેવું રાખવું હતુ (ફ્રાવેન્ક વિ. બેનેટ, ઇસ્ટ વા. ૧૧ પા. ૩૬; સ. મુનીઆ પાહ વિ. વેનકટરાયાડુ. મદ્રાસ હાઇકોરટ રીપોટ વા. ૬ પા. ૩૨; કરી બુસાયા વિ. મદાપા મદ્રાસ હાઇકોરટ રીપોરટસ. વા. ૬ પા. ૧૯૭.)

## જે કરારો પુરા કરવાની જરૂર નથી તે વીશે.

જે કરાર બદલ્યો હોય અથવા જેરદ કર્યો હોય અથવા જેમાં ફેરફાર કરયો હોય તે કરારો પૂરા કરવાની જરૂર નથી. ૬૨. જો એકાદ કરારના પક્ષકારો તે કરારના બદલામાં બીજો નવો કરાર કરવાને કીંવા તે કરાર રદ કરવાને કીંવા તેમાં ફેરફાર કરવાને કબુલ કરે તો સદરહુ મુળ કરાર પુરો કરવાની જરૂર નથી.

દ્રષ્ટાંતો.

(અ.) અ ને કોઇ કરારની રૂએ બ ના કાંઈ રૂપિઆ દેવા છે, અ, બ, તથા ક મળે એવી કબુલાયત થાય છે કે અ ને ઠેકાણે ક ને બ એ તે દીવસથી દેણદાર કબુલ રાખવો બનું જે જુનું કરજ અ ને દેવું હતુ તેનો અંત આવ્યો અને ક ને બ નું એક નવું કરજ ઉત્પન્ન થયું એમ સમજવું.

(બ.) અ ને બના દશ હજાર રૂપિઆ દેવા છે. અ બ ની સાથે બંદોબસ્ત કરેછે અ ને સદરહુ દસહજાર રૂપિઆના કરજને ઠેકાણે પાંચ હજાર રૂપિઆને માટે અ પોતાનું ઇસ્ટેટ બ ને ગીરો આપેછે. આ નવો કરાર છે અને તેથી જુનો રદ થાય છે.

(ક). અ ને બના એક કરારની રૂએ હજાર રૂપિઆ દેવાછે. બ ને ક ના હજાર રૂપિઆ દેવા છે અ એ પોતાના હીસાબમાં હજાર રૂપિઆ ક ને નામે જમે કરવા એવો બ અ ને હુકમ આપેછે, પરંતુ તે વાતમાં ક સંમતી આપતો નથી બ ને ક ના હજાર રૂપિઆ હજુ દેવાછે એમ સમજવું જોઇએ, અને કાંઇ નવો કરાર ઉત્પન્ન થયો એમ સમજવું નહીં

વાદીએ દાવો કરયો કે અમુક હુકમનામુ અમો પક્ષકારોની વચમાં થયેલું છે તે અમુક હપતેથી પુરૂ કરી આપવું, અને હક્નો પડતો વાદી અમુક જમીનના હિસ્સાની ઉપજમાંથી વારંટ કઢાવી રૂપૈયા વસુલ કરે એવી અરજી અમોએ આપેલી છે. તેમ છતાં પ્રતિવાદીએ તે આપ્યા નહી તેથી તે અપાવો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે અરજીથી પક્ષકારોની વચે નવો કરાર કરવાનો કાંઇ હેતુ નહીં હતો એવું સાફ છે માટે તે દાવો ચાલી શકતો નથી. દારભા વેકાયા વિ. રાયા સુબારાયડુ. ઇ. લા. રી. મ. વા. ૧ પાનુ ૩૮૭.

વચન લેનાર વચન પુરૂ કરવાની વાત માંડીવાળેકીંવા માફી કરેતેબાબત.

૬૩. હરકોઇ વચન લેનાર પોતાનું આપેલું વચન પુરૂ કરાવવાનું માંડીવાળી શકે છે. અથવા તે તમામ કીંવા ભાગ ન પુરો કરવો એવી માફી આપી શકે છે, અથવા તે પુરૂ કરવાની મુદત વધારી શકે છે. અથવા તેને યોગ્ય જણાય તે પ્રમાણેનો તેનો ગમે તેવો બદલો તેના બદલામાં કબુલ રાખવાને અખત્યાર છે.

દ્રષ્ટાંતો.

(અ). અ બ ને એક તસવીર રંગી આપવાનું વચન આપેછે, બ પછવાડેથી એ પ્રમાણે કરવાની ના કહે છે, એ પછી તે વચન પુરૂં કરવાની અ ને ફરજ રહી નથી.

(બ) અ ને બ ના પાંચ હજાર રૂપીઆ દેવા છે, જે ઠેકાણે તથા જે વખતે સદરહુ પાંચ હજાર રૂપીઆ આપવાના હતા તે ઠેકાણે તથા તે વખતે તે સરવે પાંચ હજાર રૂપા આના તમામ દેણની એ બાકી દાખલ અ બે હજાર રૂપીઆ બ ને આપે છે, તે બ પ્રમાણે કબુલ રાખીને લેછે. એ રકમથી સદરહુ તમામ દેણુ અદા થયું એમ સમજવું.

(ક). અ ને બ ના પાંચ હજાર રૂપીઆ દેવાછે. ક બ ને એક હજાર રૂપીઆ બ ના માગણાની એ બાકી દાખલ આપેછે તે બ તે પ્રમાણે કબુલ રાખીને લેછે. એથી કરીને સરવે કરજનો નીકાલ થયો એમ સમજવું.

(ડ.) કોઈ કરારની રૂએ અ ને બ ના કોઇ પઇસા દેણાછે, પણ તે કેટલા એ મુકરર થયુ નથી, રકમ મઝકુર મુકરર કર્યા શીવાય અ બ ને બે હજાર રૂપીઆ આપેછે અને બ પોતાના તમામ લેણાની એ બાકી દાખલ સદરહુ રૂપીઆ કબુલ રાખીને લેછે. એ ઉપરથી કરજ મજકુર ગમે તેટલું હોય તો પણ તે સરવે અદા થયું એમ સમજવું.

(ઇ.) અ ને બ ના બે હજાર રૂપીઆ દેવા છે, અને બીજા માગનારાઓને પણ રૂપીઆ આપવાના છે, અ બ સુધાંના પોતાના સાહુકારો જોડે બંદોબસ્ત કરે છે કે તેઓના પોત પોતાના કરજો રૂપીએ આઠ આના પ્રમાણે બદલો આપી પતાવવાં બ ને એક હજાર રૂપીઆ આપ્યાથી બ નું કરજ અદા થયું એમ સમજવું.

નિરરથક થવા યોગ્ય કરાર રદ કરવા-

૬૪. જ્યારે એકાદ સખસની ઇછા ઉપરથી એકાદ કરાર નીરરથક થવા યોગ્ય હોય અને તે સખસ તે કરાર રદ કરે ત્યારે તે કરારનો બીજો પક્ષકાર તેમાંના જે કાંઇ વચનનો વચન આપનાર હોય તે વચન તેણે પુરૂ

નું પરીણામ. કરવાની જરૂર નથી કોઇ નીરરથક થવા યોગ્ય કરાર જે પક્ષકાર રદ કરે તે પક્ષકારને તે કરારના બીજા પક્ષકાર તરફથી કરાર મજકુરની રૂએ કાંઇ ફાયદો થયો હોય તો તેણે તે ફાયદો જે પક્ષકાર પાસેથી મળ્યો હોય તે પક્ષકારને અપાઇ શકાય તેટલો પાછો આપવો.

૧ ચુકથી નાણા કોઇને આપવામાં આવ્યાં હોય તો જેને તે આપવામાં આવ્યાં હોય તે માણસ એ નાણા પાછા આપવાને જવાબદાર છે ઇ. લા. રી. ૧ અલહાબાદ. ૭૯

૨. આ દાવો લેહણદારને લેહેણા કરતાં ભુલથી વધારે નાણા આપવામાં આવેલાં તે પાછાં લેવાને ૧૮૭૨ ના ૯મા આકટની કલમ ૭૨ મુજબ કરવામાં આવ્યો હતો તેમાં રૂ. ૫૦૦) કરતાં ઓછી રકમનો દાવો હેવાથી આ દાવો સ્માલકાજ કોર્ટ સાંભળી શકેછે એમ ઠરાવવામાં આવ્યું હતું. ઈ. લા. રી. ૨ અલહાબાદ ૬૭.

૩. એ ખતની રૂએ એ દાવો કરવામાં આવ્યો પ્રતીવાદીએ તકરાર કરીકે અમુક હુકમનામું થએલું પણ તે હુકમનામુ થયા પછી વ્યાજ આપવાનો ઠરાવ નહીં છતાં વ્યાજ સાથે એ હુકમનામું વાદીએ બજાવેલું અને એ ઠરાવ હુકમનામામાં નથી એ વાત બદ દાનતથી છુપાવી અમો નાની વયના હતા તે વખતે તે હુકમનામાનું વ્યાજ સાથે અમારી પાસેથી આ ખત લખાવી લીધું છે તેમાં ઠરાવવામાં આવ્યું કે આ ભુલ એવી નથી કે જેથી તે કરાર રદ થઈ શકે પણ હીસાબ દુરસ્ત થઈ શકેછે ગોકળદાસ ગોપાળદાસ વિ. મરલી વિગેરે. ઇ. લા. રી. ૩ કલકત્તા ૬૦૨.

નિરરથક કબુલાયત અથવા નીરરથક થએલા કરારની રૂએ જે સખસને કાંઇ ફાયદો થયો હોય તે સખસની ફરજ શી છે.

૬૫. જયારે કોઇકબુલાયત નીરરથક છે એવું માલમ પડે અથવા જયારે કોઈ કરાર નીરરથક થાય ત્યારે તે કબુલાયત કીંવા કરારની રૂએ જે સખસને કાંઇ ફાયદો થયો હોય તે સખસે તે ફાયદો જેની પાસેથી મળ્યો હોય તેને પાછો આપવો, અથવા તેને બદલો ભરી આપવો એ તેની ફરજ છે.

દ્રષ્ટાંતો.

(અ.) અ ની ક નામની છોકરી જોડે બ એ પોતે લગન કરવાનું વચન આપ્યાથી તેના અવેજમાં અ બ ને એક હજાર રૂપીઆ આપે છે. વચન આપ્યું તે વખતે ક મરી ગએલી હતી એ કબુલાયત નીરરથક છે પણ બ એ સદરહુ હજાર રૂપીઆ અ ને પાછા આપવા જોઇએ.

(બ.) મે મહીનાની પહેલી તારીખની પહેલાં બસો પચાસ મણ ચોખા બને આપવાનો કરાર અ બ જોડે કરે છે અ એ તે તારીખની પહેલાં ચોખા એકસો તીસ મણ માત્ર આપ્યા અને તે પછી કાંઇ ચોખા આપ્યા નહીં, બ એ એકસો તીસ મણ ચોખા તારીખ પહેલી મે પછી પોતાની પાસે રાખ્યા એટલાની કીંમત તેણે અ ને આપવી જોઇએ.

(ક.) અ એક ગાયન કરનારી છે તે એક નાટકશાળાના અધીપતી બ સાથે એવો કરાર કરેછે કે બ ની નાટકશાળામાં આવતા બે મહીના સુધી દર અઠવાડીએ બે રાતરી એ પર-

માણે પોતે ગાયન કરવું અને બ એવી બોલી કરે છે કે ગાયનની દર રાત્રીના સો રૂપી-આ અ ને આપવા છઠ્ઠી રાતરે અ જાણી જોઈને નાટકશાળામાંથી ગેરહાજર રહે છે, અ-ને તે કારણને લીધે બ કરાર બંધ પાડે છે. અ એ પાંચ રાતરી ગાયન કરયું તે બદલ બ એ તેને પગાર આપવો જોઇએ.

(ડ.) અ એક હજાર રૂપીએ બ સારૂ એક ગાયન સમારંભ વખતે ગાવાનો કરાર કરે છે; અને તે હજાર રૂપીઆ તેને અગાઉ આપ્યા છે અને એવો મંદવાડ આવ્યો કે તેનાથી ગવાતુ નથી જો અનાથી ગાયન થાત તો બ ને ફાયદો થયો હોત તેનો બદલો અ એ બ ને ભરી આપવાની ફરજ નથી પણ જે હજાર રૂપીઆ અ ને અગાઉથી આપેલા છે. તે તેણે પાછા આપવા જોઈએ.

ટીકા—કોઇ હીંદુ સહભાગીઓએ વડીલોપારજીત મીલકતના કરેલા વેચાણો બીજા સહભાગીઓની ફરીઆદ ઉપરથી રદ કરવામાં આવ્યા હોય તેવા કામોમાં ખાત્રી પુર્વક એમ બતાવવામાં આવે કે ખરીદીના પઇશા કુટંબી ફંડમાં ગયા છે તે સિવાય વેચાણ રદ કરાવનાર સહભાગીઓને એ પઇશા પાછા આપવા ફરજ પાડી શકાય નહી, ( નથુલાલ ચોધરી વી. ચદીસાહી, બંગાળા લા રીપોર્ટ એ. સી. વા. ૪—પા. ૧૮)

નીરરથક થવા યોગ્ય કરાર રદ કરયો એ વાત તથા તે રદ કરવું બંધ પાડવું એ વાત શી રીતે જણાવાય.

૬૬. નીરરથક થવા યોગ્ય કરાર રદ કરયાની વાત કીંવા તે રદ કરયાની વાત પાછી રદ કરી એ વાત જણાવવી હોય તો સુચના જણાવવાના અથવા રદ કરવાના જે પ્રકાર તથા નીયમો છે તે પ્રકાર તથા નીયમ મુજબ જણાવી શકાય છે.

કરાર પુરો કરવાને જે યોગ્ય સોઇ વચન આપનારને જોઈએ તે આપવામાં વચન લેનારે ગફલત કરી હોય તો તેનું પરીણામ.

૬૭. વચન આપનારને પોતાનું વચન પુરૂ કરવાને કામ સેહેલથી કરવાનાં યોગ સાધન જોઇએ તે તેને આપવામા વચન લેનાર ગફલત કરે કીંવા આપવાની ના કહે તો તે ગફલતને લીધે અથવા ના કહેવાને લીધે જેટલું વચન પુરૂ થવાનું રહયું હોય તેટલું વચન પુરૂ કરવા વિશે વચન આપનારને સદરહુ ગફલત અથવા ના કહેવાથી માફી થઇ એમ સમજવું.

દ્રષ્ટાંત.

અ એ બનું ઘર મરામત કરી આપવાનો કરાર બ જોડે કરયો છે.

ઘર કયે કયે ઠેકાણે મરામત કરવાનું છે તે બતાવવામાં બ ગફલત કરે છે કીંવા ના કહે છે.

એ ગફલતને લીધે અથવા ના કહવાને લીધે કરાર પુરો કરવો રહયો તો તે વિશે

બ ને માફી છે.

ટીકાઃ—કોઇ સખસે ગનાગત કરવાની કબુલાયત આપી હોયને મરામતની જરૂર છે એવી પેસ્તરથી ખબર મળ્યા વગર તે કબુલાયત ઉપરથી તેના ઉપર દાવો કરી શકાય નહી. (માકીન વા. વાટકીસન, લા રીપોર્ટ. એકસચેકર વા ૬—પાં. ૨૫) એવીજ રીતે વળી જ્યાં એક શીખાઉપણાના દસ્તાવેજ ઉપરથી કોઇ શેઠ ઉપર તેના શિખાઉ ઉમેદવારને ન શીખવ્યા બાબત કરેલી ફરીઆદમાં તે ઉમેદવારે શીખવાની ના પાડી એ તકરાર કાયદેસર ઠરાવવામાં આવી હતી (રેમેંટ વી. મેનટન લા રીપોર્ટ એકસચેકર. વા. ૧ પા. ૨૪૫)

## બાબ ૫ મો.

### કરારથી ઊત્પન્ન થયલા સબંધો જેવા બીજાકેટલા એક સબંધો વિશે

કરાર કરવા જે અશક્તછે તેનેકિંવા તેના તરફથી બીજા કોઈનેખોરાકી પોશાકીની જનશ આપી હોયતેબાબતનોદાવો

૬૮. જે સખસ કરાર કરવાને અશક્ત હોય તે સખસને અથવ્ જે સખસનું પાલણ પોષણ કરવાની સદરહુ અશક્ત સખસની કાયદા પ્રમાણે ફરજ હોય તે સખસને તેની સંસારમાંની સ્થિતિને યોગ્ય હોય એવી જરૂરી વસ્તુ કોઇ બીજો સખસ પુરી પાડે, તો તેની કિંમત સદરહુ પુરૂ પાડનાર સખસને સદરહુ અશક્ત સખસની મીલકતમાંથી મળવાનો તેનો હકછે.

દૃષ્ટાંત.

(અ) બ દીવાનોછે. તેને તેની સંસારમાંની સ્થિતિને યોગ્યછે એવી જરૂરી વસ્તુ અ પૂરી પાડેછે. બ ની મીલકતમાં અ ને તેની કિંમત મળવાનો અ નો હકછે.

(બ) બ દિવાનો છે તેની સ્ત્રીને તથા છોકરાને તેમની સંસારમાંની સ્થિતિને યોગ્યછે. એવી જરૂરી વસ્તુ અ આપેછે તેની કિંમત અને બ ની મીલકતમાંથી મળવાનો તેનો હકછે.

ટીકાઃ—પૂરો પાડેલો સામાન તે સખસને તેની સંસારમાંની સ્થિતિને યોગ્ય હોય એવી જરૂરી વસ્તુઓ હોવી જોઇએ; અને જ્યાં સુધી આ નીયમને અનુસરીને ચલાવવામાં આવ્યું હોય ત્યાં સુધી ઉધાર ખરીદી કરતી વખતે તેની પાસે જરૂરી વસ્તુઓ લેવાને પુરતી રોકડ હોય તો તેની ચીંતા નહી. જરૂરી વસ્તુઓ તે કઇ કઈ એ સવાલ હકીકતનો સવાલ છે, અને તે ઉપર ઘણા ઠરાવો થયા છે. પણ તે ઠરાવોનું મુખ્ય ધોરણ તો આ કલમમાં બતાવ્યું છે તેજ છે. ચાપલ વી. કુપરના કામમાં (મીસન વા વેલ્સબી વા. ૧૩--પા. ૨૫૬) તથા રાઇટર વી. મૂબ્યુવેલના કામમાં (લા રીપોર્ટ એકસ ચેકર વા. ૩ પા. ૯૦) તેનો સારી રીતે ખુલાસો કરેલો છે.

"જરૂરી વસ્તુઓ એ છે કે જેના વગર કોઇ માણસ બાજબી રીતે રહી શકે નહી. પ્રથમતો ખેરાક, પહેરવાનાં લુગડાં, રહેવાનુ ઠેકાણું તથા એના જેવી બીજી વસ્તુઓ. આ વીસે કાંઇ શક છેજ નહીં. વળી બુધ્ધીને યોગ્ય કેળવણી આપવી એ શરીરનું પાલણ પોશણ કરવા જેટલીજ જરૂરનીછે માટે વેપાર કીંવા હુનર શિખવવો, અથવા કાંઈ અકલ સંબંધી નીતી સંબંધી, તથા ધરમ સંબંધી જાણપણું કરવું એ પણ જરૂરની વસ્તુ છે. વળી માણસ મંડળીમાં રહેછે તેથી બીજાઓની મદદની તથા ચાકરની પોતાની સુખાકારીને માટે જરૂર પડે તેથી બાળકના કરારમાં ચાકરની બાબત હોઇ શકે. ત્રણ વરગોની જરૂરી વસ્તુઓ આ પ્ર

માણે સ્થાપન કરવાપછી હવે કરારના વીશયમાં તથા લાગુપણામાં એ બાળકની સંસારમાં ની સ્થિતિ પ્રમાણે ફેરફાર પડે. તેની સ્થિતિ પ્રમાણે તેનાં કપડાં જીર્ણાં હોય કે જાડાં હોય, જે જગાઆ ઉપર તે આવવાનો હોય તે પ્રમાણે તેની કેળવણીમાં પણ ફેરફાર પડે. તેની દવાનો આધાર જે રોગથી તે પીડાતો હોય તે રોગ ઉપર, તથા જ્યારે ઉમર લાયક થાય ત્યારે તેના પાસે જે સાધનો હોવ નો સંભવ થતો હોય તે સાધનો ઉપર રહેછે. એવીજ રીતે આકર કેવો રાખવો તથા ક્યાં સુધી રાખવો એનો આધાર ગંડળીમાં તેના દરજ્જા ઉપર રહેશે; કોઇ તવંગરનું બચ્ચુ હોયતો તેને સારા પોશાક વાળો નોકર અપાય, કારણ કે સાધારણ રીતે આવી તરેહનો નોકર સંસારમાં તેના જેવી સ્થિતિના સખસોને આપવામાં આવે છે. પણ આ બધાં બાબતોમાં પ્રથમ સાબીત કરવાની વાત એ છે કે એ બચ્ચુ એવી સ્થિતિમાં હતુ કે તેને પુરી પાડેલી વસ્તુઓએ બચ્ચાની હયાતીને તથા યોગ્ય લાભને તથા સુખાકારીને માટે અવશ્ય જરૂરની હતી. આ પ્રમાણે માત્ર મોજ સોખની વસ્તુઓ હમેશ બાતલ કરવામાં આવે છે. પછી કેટલીક વખતે મોજસોખની વસ્તુઓ મજરે આપવામાં આવે છે. એવીજ રીતે બીજાઓને કરેલા ધરમાદા મદદના કરારો જો કે વખાણવા જોગછે તો પણ તેના પોતાના લાભને અરથે નથી એ સબબથી તે બંધન કારક થઇ શકતા નથી. બધે પ્રસંગોએ કરારમાંથી બાળકને પોતાને પંડનો લાભ હોવો જોઇએ" (આપલ વી. કુપર, મીસન એન્ડ વેલ્સબી વા. ૧૩ પા. ૨૫૨).

કોઇ હિંદુ સ્ત્રીએ તેનો ધણી બીજી બઇરી પરણ્યો હોય તેથી તેને છોડી દીધો હોયનો ભરણ પોશણના પઇશા તેની પાસેથી માગવા તેણીને હક નથી, અને તેણીના ભરણપોશણને સારૂ કરજ કરવા તેની તરફથા ગર્ભીત અખત્યાર નથી. (વેરાસામી ચેટી વી. આપાસામી ચેટી, મદ્રાસ હાઇકોરટ, રીપોર્ટ વા. ૧—પા. ૩૬૫)

એક સખસે આ પવાના પઈશાબી જો સખસ તે વા તમાં પોતાનો સ બંધહોવાથી આ પેતો તેઆપનાર ને પઈશા પાછા મળવાનો હકછે.

૬૯. જે પઇશા આપવાની કોઇ સખસને કાયદાથી ફરજ હોય તે પઇશા આપવાની વાતમાં કોઇ બીજા સખસને સબંધ હોય અને તે કારણથી પઇશા ગજકુર સદરહુ બીજો સખસ આપે ત્યારે તે પઇશા તે બીજા સખસને પાછા મળવાનો તેનો હક છે.

દ્રષ્ટાંત.

બંગાળા મધ્યે અ નામના જમીનદાર પાસેથી બએ જમીન પટે રાખેલીછે અ એ સરકારને જે ધારો આપવાનો તે બાકી રહ્યો તેથી તે જમીનનું લીલામ કરવાને સરકારે જાહેરનામું કરયુંછે, એ લીલામ થયું તો મુલકી કાયદા મુજબ બ નો ગણોતપટો રદ થાયછે, લીલાંમ ન થાય તથા તે ઉપરથી પોતાનો પટો ન રદ થાય એવા હેતુથી અને જે પઇશા સરકારમાં ભરવાના તે બ ભરેછે, બ એ ભરેલા પઈશા તેને અ એ પાછા આપવા એ તેની ફરજછે.

સને ૧૮૭૨ ના આકટ ૯ માની કલમ ૬૯ માં ફકત જાતની જવાબદારીનો સમાસ થાયછે એમ નથી, પણ જમાનનો માલેક આડી રીતે જવાબદાર હોય તે જવાબદારીનો પણ તેમાં સમાસ થાયછે, પણ તે જવાબદારી તે જમીન ઉપરની હોવી જોઇએ. તે કલમમાં પેટા સાથે રાખનાર જમીનના માલેકને જેમ સાંથ આપે અને તે બાબત સાંથે રાખનાર પોતાના કરારથી જવાબદાર હોયછે તેવી બાબતનો સમાસ થાયછે. મથુરાનાથ ચેતો પાલ્યા વિ. કીસ્નેકુમાર ગોઝ. ઈ. લા. રી. ક. વા ૪ પાનુ ૩૬૯

વાદીઓના વાંટાની જમીન બાબતની રકમનો ભાગ સરકારે માગેલો હોય એમ તેમને આપવાને કાયદેસર રીતે બંધાએલા હતા એમ ધારીએ તો, પ્રતિવાદીએ જે નાણા સરકારમાં ભરેલાંછે, તે ભરવામાં હિંદુસ્તાનના કરાર આકટની ક. ૬૯ ના અર્થ પ્રમાણે પ્રતિવાદીનું કાંઇ હીત નહી હતું. વળી ઠરાવવામાં આવ્યું કે તે નાણા પ્રતિવાદીએ કાયદેસર રાતે આકટની કલમ ૭૦ ના અર્થ પ્રમાણે આપેલા નથી, કારણ કે તેણે કપટથી અને બદદયાનતથી આપેલાં છે. દેસાઈ દોલતસંગજી જોરાવરસંગજી વિ. ભાવાભાઇ. કાયાભાઇ વિગેરે. ઇ લા રી. મુ. વા પાનુ ૬૪૩

ગફલત ન કરેલા કે ત્યથી ફાયદો ભોગવ્યો હોયતે વિશે ઉપભોગ કરનાર ની જવાબદારી.

૭૦. જ્યારે કોઇ એક સખસ બીજા સખસને સારૂ કાંઈ વસ્તુ કાયદેસર રીતીએ કરે. અથવા કાંઇ પણ વસ્તુ તેને આલે. પરંતુ તે પ્રમાણે ગફલત કરવું એવો તેનો ઇરાદો ન હોય તથા જ્યારે સદરહુ બીજા સખસે તે કરેલી કીંવા આપેલી વસ્તુના કોઈ ફાયદાનો ઉપભોગ કીધો હોય, ત્યારે સદરહુ બીજા સખસે તે વીશેનો બદલો સદરહુ પેહેલા સખસને ભરી આપવો. અથવા સદરહુ કરેલી કિંવા આપેલી વસ્તુ તેને પાછી આપવી એ તેની ફરજ છે.

દ્રષ્ટાંતો.

(અ) અ એક વેપારીછે અને તે ચુકથી કાંઇ માલ બ ને ઘેર મુકી જાયછે. બ તે પોતાનો સમજીને વાપરેછે. અ ને તેની કીંમત આપવી જોઇએ.

(બ) અ એ બની કાંઈ મીલકત આગથી બચાવીછે. હકીકત ઊપરથી જો એવું માલમ પડે કે અ ના મનમાં તે બદલ કાંઈ લેવાનું નોહોતુ તો અ ને કાંઇ તેનો બદલો મળવાનો હક નથી.

કોઈને કાંઇ માલ જડે તેની જવાબદારી.

૭૧. કોઈ સખસને બીજા કોઇનો કાંઈ માલ જડે અને તેને તે પોતાના હવાલામાં લે તો નિક્ષેપીના ઉપર જે જવાબદારી છે તે જવાબદારી તે સખસના ઉપરછે.

કોઈ સખસનેચુકથી અગર સખતીનાકારણથી પઇશાઆપ્યાહોય અગર કાંઇવસ્તુતેના સ્વાધીનમાં આપવામાં આવી હોય તો તેની જવાબદારી.

૭૨ જે સખસને ચુકના અથવા સખતીના કારણથી કાંઇ પઇશા આપવામાં આવ્યા હોય, અગર કાંઇ વસ્તુ સ્વાધીન કરવામાં આવી હોય તે સખસે તે પઇશા પાછા આપવા જોઇએ, અગર તે વસ્તુ પાછી સ્વાધીન કરવી જોઇએ.

દ્રષ્ટાંતો.

(અ) અ તથા બ એ બેઉને એકમતે ક ના સો રૂપિઆ દેવાછે, અ એકલોજ તે રકમ ક ને આપેછે. અને બ ના જાણ્યામાં તે વાત નહીં હોવાને લીધે બ પણ બીજા સોરૂપિઆ ક ને આપેછે. ક એ તે સો રૂપિઆ બ ને પાછા આપવા જોઇએ.

(બ) કોઇએક સખસના નામ ઉપર રેલવે કંપની મારફત કાંઇ માલ આવ્યોછે માલ

આવ્યા બદલ રેલવે કંપની કાંઇ પઇશા માગેછે અને તે પઇશા માગવા ગેર કાયદેછે; પરંતુ તે પઈશા આપ્યા શીવાય માલ મજકુર કંપનીવાળા આપતા નથી. જેનાં નામપર માલ આવ્યોછે તે સખસ માલ સ્વાધીનમાં લેવાને સારૂ. માગેલા પઇશા આપેછે જેટલા પઇશા ગેરકાયદે વધારે લીધા હોય તેટલા તેને પાછા મળવાનો હકછે.

ટીકા—ચુકની બાબતનો દાવો કરવાને કાંઇ પણ ફરજ શીવાય અથવા તે ફરજછે એવી ભુલ ભરેલી ધારણાથી એવી રીતે પઇશા આપેલા જોઇએ કે જેથી તે પઈશા લેનારે તે પઈશા રાખવા એ ગેરવ્યાજબી જણાય. એટલા માટે જે પઇશા વાસ્તવીક ફરજ પુરી પાડવામાં આપવામાં આવ્યા હોય તે પઇશા પાછા વસુલ કરી શકાય નહીં. જેમકે કોઈ લેહેણાને મુદતનો બાધ લાગવાથી તે વસુલ કરી શકાય તેવું ન હોય તેવું લેહેણું કોઇ આપે. અથવા જે લેહેણામાં સગીરપણાની તકરાર લાવી શકાય તેવું લહેણું કેઇ આપે તે આપેલા પઇશા પાછા વસુલ કરી શકાય તેના નથી કારણ કે તે લેહેણું વસુલ કરવાને કોઇ કાયદાનો બાધ હતો તોપણ તેવું લેહેણું તે લહેણાના પઇશા લેનાર ખરા દીલથી રાખી શકેછે. (મારીઆટ વિ. હામ્પટન, સ્પાર્ક્સ લીડીંગ કેસીસ. વા. ૨—પા ૩૨૫) એ ચુક ફરજની હયાતી વિશે હોવા જોઇએ. અને જે બાબત પઇશા આપવાના હેતુ દાખલ હોય તેવી કોઇ પેટાની બાબતમાં માત્ર એ ચુક હોવી ન જોઇએ. જેમકે એક શાહુકારે એક ઘરાકનું ચેક સોકારયું તે એવી ભુલ ભરેલા ધારણાથી કે તે ઘરાકનો પોતાના હાથમાં માલ છે. તે કામમાં ઠરાવામાં આવ્યું હતું કે આ પ્રમાણે આપેલા પઇશા વસુલ કરવાને તેને હક નથી. (ચેમ્બર્સ વિ. મીલર, લા જનરલ, કોમન પ્લીઝ વા. ૩૨—પા. ૩૦). બાલફુર વિ. શીફાયર એન્ડ લાઈફ આસ્યુરન્સ કંપનીના કામમાં (લા જનરલ કોમન પ્લીઝ વા ૨૭ પા. ૧૭) અમુક કારણોથી હમારી કંપની બીજી કંપનીજેને વાદીનું દેવું હતું તે કંપનીની સાથે જોડાઇ ગએલી છે એમ ધારી પ્રતિવાદીઓએ તે વાદીને તેના લેહેણાને પેટે એક હુંડી આપી પછી એમ નીકળ્યું કે એ કારણોથી ધારેલું કામ પાર પડ્યું નહોતું, પણ ઠરાવવામાં આવ્યું હતું કે એ બીલ ઉપરથી કરેલી ફરીઆદનો પ્રતિવાદીઓની ચુક તે જવાબ નથી. કારણ તે ચુક માત્ર હેતુની હતી.

જે બીનાઓથી પઇશા લેવાનો પ્રતિવાદીનો હક ન થતો હોય તે હકીકત વિશે વાદીની તરફનું સુધબુધીનું અજાણપણું અથવા વીસ્મરતી હોવી જોઇએ. (કેલી વિ. સોલરી, મીસા એન્ડ વેલ્સબી. વા. ૯—૫૪), પણ એમ જણાય છે કે આવી ચુકથી આપેલા પઇશા જો કે "તે આપતી વખતે માહીતગારી મેળવવાના સાધનો હોય ને તે સાધનોનો લાભ લેવાને વાદીએ ગફલત કરી હોય" તો પણ તે પઈશા વસુલ કરી શકાય. તો પણ માહીતગારીના સાધનો હોવાથી અલબત માહીતગારીનું અનુમાન થઇ જશે. (ટાઉનસેન્ડ વિ. કાઉડી, કોમન બેંચ, ન્યુસીરીઝ વા. ૮—પા. ૪૯૩.)

લેહેણા કરતાં વધારે નાણા ભુલથી આપવામાં આપેલાં તે પાછાં લેવાને સને ૧૮૭૨ ના હિંદુસ્થાનના કરાર આક્ટની કલમ ૭૨ પ્રમાણે નુકશાનનો દાવો છે માટે તે સ્માલ કાજ કોરટને સાંભળવા લાયકછે, બદરૂનિસા વિ. મહમદજાન વિગરે ઇ. લા. રી આ. વા. ૨ પાનુ ૬૭૧.

---

## બાબ ૬ ઠો.

### કરાર તોડયાના પરીણામ વિશે.

કરાર તોડવાથી ઉત્પન્ન થએલા ટોટાના અથવા નુક

૭૩. જ્યારે કોઈ કરાર તોડવામાં આવ્યો હોય ત્યારે તેથી થએલો જે તોટો કિંવા નુકશાન કરાર મજકુર તુટવાથી પદારથોની હમેશાની રીતીને પ્રસંગે સ્વાભાવીક રીતે ઉત્પન્ન થયું હોય તે તોટા કિંવા નુ-

શાનના બદલાના બત. — કશાનનો અથવા જે વખતે તે કરારના પક્ષકારોએ કરાર મજકુર કર્યો તે વખતે તે કરાર તુટયાથી જે ટોટો કીંવા નુકશાન થવાનો સંભવ પક્ષકાર મજકુરના જાણુામાં હતો તે તોટો કીંવા નુકશાનનો બદલો કરાર મજકુર તુટયાથી જે પક્ષકારને હાનિ થાય તે પક્ષકારને જે પક્ષકારે કરાર મજકુર તોડયો હોય તે પક્ષકાર પાસેથી મળવાનો હક છે.

કરાર ઉપરથી ઊતપનથએલી ફરજના જેવી ફરજ ન અદાકરી તો નુકશાન ભરી આપવું જોઈએ. — સદરહુ મુજબ કરાર તોડયાના કારણથી જે તોટો કીંવા નુકશાન દુર ને પરંપરા સબંધે થયું હોય તે તોટો કીંવા નુકશાનનો સદરહુ મુજબનો બદલો ભરી આપવાનો નથી.

જ્યારે કરાર ઉપરથી ઉતપન થતી ફરજોની જેવી ફરજ કોઇ સખસને વીશે ઊતપન થઈ હોય અને તે ફરજ તેણે અદા કરી ન હોય ત્યારે જે સખસને ફરજ મજકુર અદા ન થયાથી હાની થઇ હોય તે સખસને જે પક્ષકારે ફરજ મજકુર અદા ન કરી તે પક્ષકારે જાણે તે ફરજ અદા કરવાનો કરાર કરયો હોય અને તે કરાર તેણે તોડયો હોય તેજ પ્રમાણેનો બદલો સદરહુ પક્ષકાર પાસેથી મળવાનો હકછે.

ખુલાસો.—કરાર તોડયાથી થએલો તોટો અગર નુકશાનનો સુમાર ઠરાવતી વખતે કરાર મજકુર પુરો ન કરયાથી જે અડચણ થઈ હોય તેનો ઈલાજ કરવાને કાંઇ સાધનો હતાં એમ હોય તો તે સાધનો મુજરે પાડવાં જોઇએ.

દ્રષ્ટાંતો.

(અ) અમુક એક કીંમત પચાસ મણ સૂરોખાર બ ને વેચવાનો તથા બ ને સ્વાધીન કરવાનો અ કરાર કરે છે. સ્વાધીન કાધો એટલે કીંમત આપવાનો કરાર છે અ પોતાનું વચન તોડે છે, સદરહુ સુરોખાર જે વખતે સ્વાધીન કરવાનો હતો તે વખતે જો કરાર કાંધેલી જાતનો પચાસ મણ સુરોખાર બ એ વેચાણ લીધો હોત તો કરારની કીમતના કરતાં વધારે કીંમત બેઠેલી જેટલા પઇશા વધારે પડત તેટલા પઇશા નુકશાનના બદલામાં અ પાસેથી લેવાનો બ નો હકછે.

(બ) બ નું વાહાણ મુંબાઇ મોકલીને ત્યાં તારીખ પેહેલી જાનેવારીને રોજ કાંઈ જણસ (અ આપે તે) ભરીને કલકતે લાવવાને માટે અ વાહાણ ભાડે રાખે છે. વાહાણનું ભાડું કામ થયાથી આપવાનું છે બ નું વાહાણ મુંબાઇ જતું નથી પરંતુ જેવી સરતે અ એ વાહાણ મજકુર ભાડે લીધું હતું તેવીજ ફાયદાવાળી સરતે તે જણસ મંગાવવાનું યોગ્ય સાધન અને મળવાનો લાગ છે. અ તે લાગનો ઊપયોગ કરેછે. પણ તેમ કરતાં તેને મેહેનત તથા ખરચ પડે છે તે મેહેનત તથા ખરચનો બદલો અ ને બ પાસેથી મળવાનો હક છે.

(ક) અ એ બ પાસેથી કાંઇ નીમેલી કીંમતે પચાસ મણ ચોખા વેચાતા લેવાનો ક

રાર કરયો છે ચોખા આપવાનો વખત નીમેલો નથી. પછી અ બ ને ખબર આપે છે કે ચોખા આપવા લાવશે। તો તે હું લેનાર નથી અ એ સદરહુ મુજબ ખબર આપી તે વખત બ એ ચોખા વેચ્યા હોય તો કરાર કરેલી કીંમતના કરતાં કમી કીંમત ઉપજેથી જેટલી કીંમત કમી ઉપજે તેટલા નુકશાનનો બદલો અ પાસેથી બ ને મળવાનો હકછે.

(ડ) બ નું વાહાણ સાઠ હજાર રૂપીએ વેચાતુ લેવાનો કરાર અ કરેછે પણ પોતાનું વચન તોડેછે. વચન તોડયું તે વખતે બ ને તે વાહાણની જે કીંમત ઉપજે તે જો કરારની કીંમતથી કમી હોય તો તેટલા નુકશાનનો બદલો અ એ બને ભરી આપવો જોઇએ.

(ઈ) અ એ એક પડાઉનો ધણી છે તે જુટ ભરીને વેચવા સારૂ મીરજાપુર લઇ જવાનો બ સાથે કરાર કરેછે અમુક દહાડે નીકળવું એવું કરારમાં ઠરાવ્યું છે કાંઇ દૂર થઇ શકવા જેવી અડચણને લીધે પડાઉ મજકુર નીમેલે વખતે નીકળતી નથી અને તેથી કરીને કરાર કરેલે દીવસે નીકળ્યા હોય તો જે દીવસે પડાઉ મીરજાપુર પોહોચી હોત તે દીવસ પછી માલ મજકુર મીરજાંપુર પોહોચ્યો. દીવસ મજકુરની પછી અને જે દહાડે પડાઉ મજકુર પોહોચી તેની આગાડી જુટનો ભાવ ઊતરયો યોગ્ય વખતે તે માલ રવાને કરયો હોતતો જે વખતે તે મીરજાંપુર પોહોચત તે વખતે ત્યાં બ ને જે કીંમત મલી હોત તે કીંમત માલ ખરેખરો જે વખતે પોહોચો તે વખતના બજારભાવ કરતાં જેટલી જાસ્તી હોય તેટલાં નુકશાનનો બદલો અ એ બ ને ભરી આપવો જોઈએ.

(ફ) અમુક એક રીતે બ ના ઘરને મરાંમત કરી આપવાનો કરાર અ કરેછે અને તેના રૂપીઆ આગાડીથી લેછે અ ઘરને મરાંમત કરેછે પણ તે મરામત કરાર મુજબ નથી. થયેલી મરામત કરાર મુજબ કરી લેવાને સારૂ જે ખરચ લાગે તેટલા નુકશાનનો બદલો અ એ બ ને ભરી આપવો જોઈએ.

(ગ) એક અમુક કીંમતે પોતાનું વાહાણ પેહેલી જાનેવારીથી બને એક વરસ સુધી ભાડે આપવાનો કરાર અ કરેછે; વાહાણના નુરનો ભાવ વધયો અને તારીખ પેહેલી જાનેવારીએ સદરહુ વાહાણનું નુર સદરહુ કરારના ભાવ કરતાં વધારે ઊપજેછે અ પોતાનું વચન તોડેછે. પેંહલી જાનેવારીને રોજે તથા તયારથી એક વરસ સુધી તેવું વાહાણ ભાડે રાખતાં બને જેટલા પઇશા પડે તેમાં તથા કરારની રકમમાં જેટલો તફાવત હોય તેટલો નુકશાનનો બદલો અ એ બને ભરી આપવો જોઇએ.

(હ) કાંઇ નીમેલી કીંમતે કાંઇ લોઢું બ ને આપવાનો કરાર અ કરેછે તે કીંમત લોઢુ મેળવીને સવાધીન કરતાં અ ને જેટલા પઇશા લાગે તેથી વધારે બ લોઢુ લેવાને ગેરવાજબી રીતે ના કહે છે લોઢાની કરારમાં લખેલી કીંમતમાં તથા લોઢુ મેળવીને સ્વાધીન કરતાં અ ને જે ખરચ લાગ્યો હોત તેમાં જે તફાવત હોય તેટલો નુકશાનનો બદલો બ એ અ ને ભરી આપવો જોઇએ.

(આઈ.) બ માલ મજુરીએ ભાડે લઇ જવા લાવવાનો ધંધો કરેછે અ પોતાના ચરખાના કારખાનામાં તાબડતોબ લઇ જવા બ ને એક યંત્ર આપે છે તથા બ ને કહે છે કે તે યંત્ર ન હોવાને લીધે મારૂં ચરખાનું કારખાનું બંધ પડયું છે, બ યંત્ર પહોચાડવામાં અયોગ્ય રીતની ઢીલ કરેછે અને તેથી કરીને અ નો ફાયદો થવા લાયક એ

ક સરકારી ઇજારો જાયછે. યંત્ર સ્વાધિન થતાં ઢીલ થઈ તે દરમીઆન ચરખો ગજકુર ચા લવાથી જે સરાસરી ફાયદો અ ને થયો હોય તેટલો નુકશાનનો બદલો બ પાસેથી ભરી લેવાનો હક અ નો છે, પણ સરકારી ઇજારો ગયાથી અ ને જે તોટો આવ્યો તેનો બદલો મળનાર નથી.

(જે) દર એક ટને સો રૂપિઆ પ્રમાણે હજાર ટન લોઢું અમુક એક વખતે આપવાનો કરાર અ બ જોડે કરે છે. અને દર ટને એંશી રૂપિઆ પ્રમાણે સો ટન લોઢું વેચાતુ લેવાનો કરાર અ ક જોડે કરેછે તથા તે કરાર કરતી વખતે અ ક ને કહે છે કે બ જોડે કરેલો કરાર પુરો કરવા સારૂ આ લોઢું હું લેઉ છું. કએ અ જોડે કરેલો કરાર કના હાથે પુરો થતો નથી, તથા અ ને બીજું લોઢું મળતું નથી અને તેથી કરીને બ કરાર બંધ પાડે છે. ક એ અ ને વીસ હજાર રૂપીઆ આપવા જોઇએ. કારણ કે અ એ જો બ જોડે કરેલો કરાર પુરો કરયો હોય તો અ ને તેટલા રૂપિઆનો ફાયદો થાય.

(કે) કોઇએક અમુક યંત્ર અમુક એક કિંમતે અમુક દિવસ સુધીમાં બનાવીને સ્વાધિન કરવાનો કરાર અ બ જોડે કરે છે નિમેલે વખતે અ યંત્ર સ્વાધિન કરતો નથી અને તેથી જે કીંમત અ ને બ એ આપવાની હતી તે કરતાં ભારે કીંમત આપીને બીજો યંત્ર લેવાની બ ને જરૂર પડી તો પણ અ જોડે કરાર કરતી વખતે એક તરાહીત સખસ જોડે કંઈ કરાર બ એ કરયો હતો. ( પણ એ કરાર વિશે અ ને તે વખતે કાંઈ જણાવવામાં આવ્યું નહોતું) તે કરાર સદરહુ કારણથી પુરો કરવાનું બ થી બની આવ્યું નહી અને તે કરાર તોડયાને લીધે તે તરાહીત સખસને નુકશાનનો બદલો બ ને ભરી આપવો પડયો. બ એ લીધેલા યંત્રની જે કીમત બ ને આપવી પડી તેમાં તથા કરાર કરેલી કીંમતમાં જે તફાવત હોય તેટલો નુકશાનનો બદલો અ એ બ ને આપવો જોઇએ પરંતુ બ એ સદરહુ તરાહીત સખસને જે બદલો ભરી આપ્યો તે અ પાસેથી બ ને મળવાનો નથી.

(લ) અ ઘરો વગેરે બાંધવાનો ધંધો કરેછે પહેલી જાનેવારીએ એક ઘર બાંધીને પુરૂ કરી આપવાનો અ બ જોડે કરાર કરે છે એટલા માટે કે તેં ઘર ક ને ભાડે આપવાનો બ એ કરાર કરયોછે, તેને ઘર ગજકુરનો કબજો પહેલી જાનેવારીએ બ આપે. બ તથા ક મધે થયેલો કરાર અ ને સમજાવ્યો છે અ એ તે ઘર એવી ખરાબ રીતે બાંધ્યું કે પહેલા જાનેવારીની આગાડીજ તે પડી ગયું અને તે બને પાછું બાંધવું પડયું તેથી ક પાસેથી બ ને ભાડું મળવાનું હતું તે મળ્યું નહી અને ક જોડેનો કરાર તુટયો માટે કને નુકશાનનો બદલો બ ને આપવો પડયો. ઘર ગજકુર પાછુ બાંધતાં લાગેલા ખરચનો તથા ભાડુ મળ્યું નહી તેનો તથા કને બદલો ભરી આપવો પડયો તેનો નુકશાનનો બદલો અ એ બ ને ભરી આપવો જોઈએ.

(મ) અ કાંઇ વેપારની જનસ બ ને વેચે છે અને તે અમુક જાતની છે એવું બ ખાતરીથી કહે છે તે ખાતરી ઉપર વિશ્વાસ રાખીને બ તે જણસ ક ને વેચે છે તથા પોતે પણ ક નીં તેવીજ ખાતરી કરેછે. પછાડીથી તે જનસ ખાતરી કરેલી જાતની નથી એવું ઠરેછે. અને નુકશાનનો બદલો ક ને આપવાની બ ને જરૂર પડે છે એ રકમ અ પાસેથી ભરી લેવાનો હક છે.

(ન) અમુક એક દિવસે કાંઇ રકમ બ ને આપવાનો કરાર અ કરે છે, તે દિવસે તે રકમ અ આપતો નથી દિવસ મજકુરે તે રકમ ન મળ્યાથી બ ને પોતાના કરજો આ પવાનું બન્યું નહી અને તેથી તેની તદન ખરાબી થઇ, પરંતુ અ એ જે રકમ આપવાનો કરાર કરયો છે તે રકમ મુદલ તથા તે આપે ત્યાં સુધીનું વ્યાજ એ સિવાય બીજુ કાંઇ નુકશાન બદલ બ ને આપવાને અ પાત્ર નથી.

(ઓ) અમુક એક કીમતે પહેલી જાનેવારીને રોજે પચાસ મણ સુરોખાર બ ને સ્વાધિન કરવાનો કરાર અ કરે છે ત્યાર પછી બ તે સુરોખાર કોઈએક કીમતે ક ને વેચ વાનો પહેલી જાનેવારીના પહેલાં કરાર કરેછે તે કિમત પહેલી જાનેવારી ના બજાર ભાવ ક રતાં વધારે છે અ પોતાનું વચન તોડે છે અ એ બને જે નુકશાનનો બદલો આપવાનો તે નો આંકડો ઠેરવતી વખતે પહેલી જાનેવારીને રોજ બજાર ભાવ શો હતો તે મજરે પકડવો જોઇએ; પણ ક ને વેચ્યાથી બ ને જે ફાયદો થયો હોત તે મજરે પકડવાનો નથી.

(પી) બ ને અમુક એ દિવસે પાંચસો ગાંસડી રૂ વેચવાનો તથા સ્વાધિન કરવાનો કરાર અ કરે છે બ પોતાનો ધંધો કહી રીતે કરે છે તે વિશે અ ને કાંઇ ખબર નથી અ પોતાનું વચન તોડે છે અને રૂ ન હોવાને લીધે બ ને પોતાનુ ચરખાનું કારખાનું બંધ કરવું પડેછે સદરહુ મુજબ ચરખો બંધ પડવાથી બ ને જે ટોટો થયો તે બદલ અ ઉપર કાંઈ જવાબદારી નથી.

(ક્યુ) કાંઇ એક પ્રકારનું કાપડ પેહેલી જાનેવારીને રોજ બ ને વેચવાનો તથા સ્વાધિન કરવાનો કરાર અ કરે છે. તે કાપડની બ ના મનમાં એક તરેહની ટોપીઓ કર- વાની હતી, અને તે ટોપીઓનો તે મોશમ સિવાય બીજે વખતે ખપ હોતો નથી. નિમેલો વખત ચુકી ગયો ત્યાં સૂધી કાપડ સ્વાધિન કરયું નહી પછ્વાડેથી સ્વાધિન કરયું અને સ્વા ધિન કરયું તે વખતે વરસની મોસમ થઇ ગયાને લીધે ટોપી કરવાના કામમાં આવ્યું ન હી. કાપડ મજકુરની કરારમાં લખેલી કીંમતમાં તથા કપડું આપ્યું તે વખતે તેના બજાર રમાં જે ભાવ હોય તેમાં જે તફાવત હોય તેટલો નુકશાનનો બદલો બ એ અ પાસેથી ભરી લેવાનો બ નો હક છે પણ ટોપીઓ કરયાથી જે ફાયદો તેને થાત તે અથવા ટોપી બનાવવાનું કારખાનું તઇયાર કરવામાં તેને ખરચ થયો હોય તે મળી શકતો નથી.

(ર) અ એ વાહાણનો માલીક છે. અને તે બ ને પોતાના વાહાણમાં કલકતેથી પે- હેલી જાનેવારીએ વાહાણ હંકારીને સિડનીમાં લઇ જવાનો કરાર બ જોડે કરેછે, અને બ અનાગત દાખલ નુરના રૂપિઆ પઈકી નીમે અ ને આપેછે. વાહાણ પેહેલી જાનેવારીએ હંકારયું નહીં અને તેથી બ ને કલકતામાં થોડા દીવસ રહેવું પડયું, તથા તેને કાંઇ ખરચ થયો તથા બીજા એક વાહાણમાં બેસીને સિડની જવું પડયું, એ કારણને લીધે તે ત્યાં મો ડો આવ્યો તેથી તેની કાંઇ પઇશાની રકમ ડુબી ગઇ અ એ બ ને વ્યાજ સુધાં અનાગ ત મુકેલા પઇશા, તથા તે કલકતે રહયો તેથી તેને ખરચ પડયો તે, તથા પેહેલા વાહાણ નું નુર જાસ્તી બેઠું હોય તો જેટલું જાસ્તી હોય તેટલું નુર, એટલું આપવું જોઈએ પ રંતુ બ સીડનીમાં મોડો આવ્યો તેથી કરીને તેની જે રકમ ડુબી તે અ એ ભરી આ- પવાની નથી.

ટીકા—રકમ ૧) કરાર તુટવાથી જે ટોટો કીંવા નુકશાનનો બદલો વસુલ કરી શકાય તે ટોટો કીંવા નુકશાન આ બેમાંના એક પ્રકારનું હોવું જોઇએ. (૧) તે ટોટો કીંવા નુકશાન કરાર મજકુર તુટવાથી પદારથોની હમેશ પ્રમાણેની ગતાને પ્રસંગે સ્વભાવીક રીતે ઉત્પન્ન થયું હોય અથવા (૨) કરારના પક્ષકારોના કરાર કરતી વખતે તે કરાર તુટવાથી જે ટોટો કીંવા નુકશાન થવાનો સંભવ જાણ્યામાં હોય તેવો ટોટો કીંવા નુકશાન હોય પણ આ બેમાંના એકે પ્રસંગે તે ટોટો કીંવા નુકશાન દુરને પરંપરા સબંધે ન હોવું જોઇએ; અને બંને પ્રસંગે કરાર તુટવાથી થએલી હરકત મટાડવાને સારૂ જે સાધનો હોય તે સાધનો ધ્યાનમાં લેવા જોઇએ.

એક સેહેલામાં શેહેલો દાખલો એ છે કે માલ સ્વાધીન કરવાનો કરાર કરવામાં આવ્યો છે અને તે કરાર તુટયો છે. આ પ્રસંગે કરાર તુટવાથી સ્વભાવીક રીતે ઉત્પન્ન થતો ટોટો ખુલી રીતે તે માલ જે દીવસે સ્વાધીન કરવો જોઈતો હતો તે દીવશે તેના બજાર ભાવ અને તે માલની કરાર પ્રમાણેની કીંમતની વચેનો જે તફાવત હોય તેટલોછે. દ્રષ્ટાંત (બ) એવું બતાવે છે કે જો માલની કીમત એકની એકજ હોય અને તેથી કરીને આ સબબને લીધે વાદીએ કાંઇ ટોટો ન આવતો હોય તો પણ જે માલ સ્વાધીન કરવો જોઇતો હોય તે માલ બીજી રીતે મંગાવતાં જે ખરચ તથા મેહનત પડે તેને માટે તે દાવો બાંધી શકે. (દ્રષ્ટાંત) ઓ એવું બતાવે છેકે જ્યાં માલ સ્વાધીન નહી કરવાથી કરાર તુટયો હોય તો કરારની કીમત તથા જે દીવસે માલ સ્વાધીન કરવો જોઈતો હોય તે દીવસે તે માલનો બજાર ભાવ હોય તે વચેનો તફાવત એ નુકશાનીનું માપછે, અને જે દીવસે માલ સ્વાધીન કરવો જોઈતો હોય તે દીવસ પહેલાં તે માલનું વેચાણ કરવાથી તે નફો થતો હોય તે કંઈ નુકશાનીનું માપ નથી. પરંતુ આવા પ્રસંગે નુકશાની નકી કરવાનું બજાર ભાવ એ એક સરખું માપ નથી જેમ કે જ્યાં એમ માલમ પડયું કે પ્રતિવાદીની ઇછા ઉપરથી નકી કરેલા વખતની અંદર માલ સ્વાધીન કરવાનો કરાર પ્રતિવાદીએ તોડવાથી ઉત્પન્ન થએલી નુકસાનીનો દાવો વાદીએ કરવો બંધ રાખ્યો અને થએલી ઢીલમાં પોતે સંમતી આપી તેમાં ઠરાવામાં આવ્યું હતું કે વાદી દાવો કરવાથી કરારની કીંમત તથા બજાર ભાવ વચે તે વખતે (દાવો કરતી વખતે) જેટલો તફાવત હોય તે તફાવત જેટલી રકમ મળવાનો હકદાર છે. આ તફાવત કરાર તુટયો તે વખતે જે તફાવત હતો તેના કરતાં ઘણોજ વધારે હતો. (ઓગમ વિ, વેઈન, લા રીપોટ ક્વીનસ બેંચ વા. ૩—પા. ૨૭૨).

એ કામમાં એક (વરફી લાનસામલેટ ટીન પ્લેટ કંપની લા. રીપોટ, એકસચેકર વા. ૧૯—પા.૧૫૮) (અ) એ (બ) ને કેટલાક વખતે લોખંડ સ્વાધીન કરવાનો કરાર કરયો હતો અને પછી તે પ્રમાણે તેણે કર્યું નહી (બ) એ ફરીયાદ કરી નુકશાનીનો દાવો કરયો. તે દાવામાં નુકશાનીના બદલે જે દીવસોએ એ લોખંડ સ્વાધીન કરવું જોઇતું હતું તે દીવસો એ તેનો બજાર ભાવ તથા કરારની કીમત વચેનો તફાવત લેવા માત્ર તેણે હક કરયો એટલુંજ નહી પણ ઢીલ "પ્રતિવાદીની સગવડ તથા લાભને માટે" થએલી એમ કહીને એ થએલી ઢીલની દરમીઆન પછવાડેથી ભાવમાં જે વધારો થએલો તે નુકશાની મળવાનો પણ તેણે હક કરયો—ઠરાવ કરવામાં આવ્યો કે ઓગલ વી. અર્લવેઈનના કામમાં ઠરાવેલા ધોરણની અંદર આ મુકદમાને દાખલ કરવાને એ ઢીલ પ્રતિવાદીની ઈછા ઉપરથી કરવામાં નહોતી આવી. (લા રીપોટ ક્વીન્સ બેંચ વા. ૨—પા. ૨૭૫)

આ કામમાં બારન મારટીન નીચે પ્રમાણે બોલ્યો.—

માલ પુરો પાડવાનો કરાર પુરો કરવાનો જ્યારે વખત આવે અને વેચનાર કહે કે 'હુ સ્વાધીન કરી શકતો નથી; ત્યારે નુકશાની કરારની કીંમત તથા કરાર તુટતી વખતે જે બજાર ભાવ હોય તે વચેના તફાવત જેટલી છે, પણ જો વેચનાર એમ કહે કે હું આગળ ફલાણે દીવસે સ્વાધીન કરીશ અને લેનાર તે ઉપરથી વાટ જોઇ બેશી રહે તો તેથી નવો કરાર થતો નથી, પરંતુ વેચનાર માલ સ્વાધીન કરવાને છેવટ અશક્ત થવાથી લેનારને બ-

જાશમાં તે વખતે જે નુકશાન પડતું હોય તે નકી કરવામાં આ "બીના ધ્યાનમાં લેવાય"આ અભીપ્રાય જ્યુરીને બતાવવામાં આવ્યો અને જ્યુરીએ જે વખતે કરાર તુટયો તે વખતના બજાર ભાવ કરતાં જાદે એવી મોટી રકમ મળવાનો ફેંસલો આપ્યો. (લા રીપોર્ટ એકસ ચેકર વા૦ ૧૬—પા. ૧૫. ૮—૯)

જ્યારે કરાર પુરો કરવાનો દીવસ અને કરાર તુટયાનો દીવસ વચન લેનારે કરાર પુરો કરવા પ્રથમથી ના પાડવાના સબબથી એકજ ન હાય અને કરારની મુદત પુરી થવાની વાર હોય ત્યારે નીયમ એ છે કે જે દીવસે કરાર કરવાનો હોય તે દીવસના બજાર તથા કરારની કીંમત વચેના તફાવત પ્રમાણે નુકશાન નકી થવું જોઈએ. જેમ કે પ્રતિવાદીએ ૫૦૦) ટન લોખંડ સપટેમ્બર, અકટોબર તથા નવમબર મહીનામાં સરખે ભાગે આપવાનો કરેલો. અને તેણે નોટીસ આપી કે જ્યાં એ લોખંડ આપવા મારો ઇરાદો નથી તેમાં ઠરાવામાં આવ્યું હતું કે ત્રણ મહીનાના આખરે એ કરારની કીંમત અને એ પરતેક મહીનાની આખરના બજાર ભાવ વચેના તફાવત જેટલું નુકશાન મળવાનો વાદીને હક છે. (બ્રાઉન વી લા રીપોર્ટ એકસચેકર વા. ૭—ા. ૩૧૯ રેપર વિ. જાનસન, લા રીપોર્ટ કોમન પ્લીઝ વા, ૮—પા ૧૬૭)

દુર અને પરંપરા સંબંધે થએલા ટોટા અથવા નુકશાનના સબંધમાં દ્રષ્ટાંત (અ) એવા દુર અને પરંપરા સંબંધે થએલા નુકશાનનો દાખલો આપે છે કે તે નુકશાનનો બદલો મળવાનો હક કરી શકાય નહીં, અમુક એક દીવસે કાંઇ રકમ (બ) ને આપવાનો કરાર (અ) કરેછે, (અ) તે પ્રમાણે રકમ આપતો નથી. દીવસ મજકુરે તે રકમ ન મળ્યાથી (બ) ને પોતાના કરજો આપવાનું બનતું નથી અને તેથી તેની તદન ખરાબી થાયછે. અહીંઆં સાધારણ રીતે એ કરાર કરતી વખતે જોકે પક્ષકારોને માલમ હોય કે મુકરર કરેલે દીવસે (અ) રકમ નહી આપે તો (બ) ને દેવાળું આવશે તો પણ (અ) એ રકમ તથા ઉપરનાં વ્યાજનેજ માટે ફકત જવાબદાર છે; કારણ કે દેવાળું જો કે એક રીતે તો રકમ મજકુર નહી આપવાથી નીકળેલું તો પણ રકમ નહી આપવાનું તે દુર અને પરંપરા સંબંધે થએલું પરીણામ છે. જુદા જુદી ખાસ કેફીઅતના સંબંધે રકમ મજકુર નહી આપવાથી ખાસ પરીણામ નીપજ્યું, પરંતુ કાયદો કૃત્યના સ્વભાવીક અને પ્રતક્ષ પરીણામો ઉપર માત્ર નજર રાખેછે.

ફેધરસ્ટાન વુઈલકીન્સનના કામમાં (લા રીપોર્ટ એકસ ચેકર વા. ૮—પા. ૧૨૨) પ્રતિવાદીઓએ વાહાણ ભાડે રાખ્યાનો દસ્તાવેજ કરી વાદીની સાથે એવો કરાર કરયો કે હમારા વહાણમાં અમુક વખતે ટાઇન નદીમાં વાદીને માટે હાવર લેઇ જવાને સારૂ ૧૩૦૦) ટન કોલસા ભરીશું પ્રતિવાદીઓએ તેમનો કરાર તોડયો, અને તેને લીધે વાદીને પ્રથમતો જાસતી નુરથી બીજાં વાહાણો ભાડે રાખવાં પડયાં, અને બીજું ૧૩૦૦) ટન કોસલા વધારે કીંમતે લેવા પડયા. ટાઇનમાં કોલસાના વેહપારના સીરસ્તા મુજબ કોલસા ભરાવી લેઇ જવાને સારૂ વાહાણ ભાડે રાખે ત્યાં સુધી વાદીને કોસલા મળી શકે તેવું નહોતું. વાદીએ પ્રતિવાદીઓ ઉપર આ બંને નુકશાનનો દાવો બાંધયા ઉપરથી પ્રતિવાદીઓએ જાસતી નુર બેહું તે આપવાની જવાબદારી અંગીકાર કરી, પરંતુ કોલસાની ચઢેલી કીમતઆપવાની જવાબદારીનો ઈનકાર કર્યો આ કામમાં તજવીજમાં ખાગુને માટે કીમતમાં ચડાવો થયો હતો, એ વાતનો વાંધો લેવામાં આવ્યો નહોતો, પણ એમ પ્રતક્ષ સાબીત કરવામાં નહોતું આવ્યું, કે હાવરમાં પણ કીંમતમાં એટલોજ ચડાવો થયો હતો. આ કામમાં ઠરાવામાં આવ્યું હતું કે વધારે કીંમત વાદીને બેઠી તે વાત તે વધારા કરતા નુકશાનનો પ્રથમ દરસનીય પુરાવો છે અને તે વિરૂધ કાંઇ પણ પુરાવો ન હોય તો તે નુકશાન કરવા વાદીનો હકછે.

દ્રષ્ટાંત (લ) કરાર તુટયાના એવી જાતના પરીણામો બતાવે છે કે જેને માટે જો કરાર તોડનાર સખસ પ્રકરણ-હકીકતથી માહીત હોય તો તેને પાસેથી બદલો માગી શકાય

પડી ગએલું ઘર ફરી બાંધવાની કીંમત એ અલબત કરાર તુટયાથી સ્વભાવીક રીતે તથા પ્રતક્ષ રીતે ઉત્પન્ન થએલો ટોટોછે, પણ (ક) પાસેથી ભાડુ ન મળ્યું તે તથા (ક) કબજો ન આપવાથી (ક) ને જે બદલો આપવો પડે તે જો કરાર તોડનાર પક્ષકારને પ્રકરણ એ હકીકત માલુમ હોય તોજ બદલો મળવાના સબબો થઇ શકે છે.

વહાણે ચડાવેલા માલમાંનો થોડોક ભાગ ગુમ થવાથી જે પરીણામ નીપજવાના હોય તેની ખબર ન આપી હોય અને આ પરીણામને સારૂ જવાબદાર થવાનો કાંઇ પણ સ્પષ્ટ અથવા ગર્ભીત કરાર કરયો હોયતો આ માલ વહાણે ચડાવનાર એ માલનો થોડોક માત્ર ગુમ થવાથી એ ગુમ થએલો પુરો કરવાને જેટલી રકમની જરૂર હોય તેટલી રકમ તે રકમ મજકુર આપતા સુધીનું માત્ર વ્યાજ મળવાને હકદારછે, પછી ગુમ થએલો માલ ભરતાં સુધી બાકીનો માલ નકામો થઇ ગયો હોય તો તેની ચીંતા નહીં, (બ્રીટીશ કોલમબીઆ સો મીલ કંપની વી, નેટલશીપ, લા રીપોર્ટ, કોમન પલીઝ વા—પા ૪૯૯)

(ખુલાસો). "અડચણ મટાડવી" એટલે "ટોટો કીંવા નુકશાન અટકાવવું અથવા કમી કરવું" દ્રષ્ટાંત (બ) જોવું જ્યાં કરાર તુટવાથી થએલો બધો ટોટો અટકયો હતો, ફકત બીજુ વહાણુ મેળવતાં અડને મહેનત તથા ખરચ પડયું હતું. એવીજ રીતે કોઇ એજંટ અથવા નોકરને ગેરવાજબી રીતે બરતરફ કરયો હોય તેણ બનતાં સુધી નવી નોકરી મેળવવા તેની ફરજછે. અને આ નવી નોકરીથી જે પગાર મળ્યો હોય અથવા મળે તે પગાર નુકશાન બદલ જે રકમ મળવા તેનો હક હોય તે રકમમાંથી બાદ કરાય છે. (હોચેસ્ટાર વી ડુ'લાટુર, લા જનરલ કવીન્સ બેંચ વા. ૨૩—પા. ૪૫૮)

જે પ્રકરણોમાં એક પક્ષકાર કરાર પુરો ન કરવાનો પોતાનો ઈરાદો પ્રથમથી જણાવે. અને બીજો પક્ષકાર આ કૃતને કરાર તોડયા બરોબર ગણે તો કોરટે નુકશાનનો સુમાર કરાવતી વખતે વાદીએ જે કાંઇ કરયું હોય અથવા જે કરવાના તેની પાસે સાધનો હોય અને જે કોઈ સમજદાર આદમીએ વાજબી રીતે કરવું જોઈતું હોય, અને જે કરવાથી વાદીનો ટોટો ઓછો થયો હોય અથવા થઈ શકે તેવું કંઇ પણ નજરે પકડવું જોઈએ. (ફ્રોષ્ટ વી. નાઇટ, લા રીપોર્ટ એકસચેકર, વા. ૭—પા, ૧૧૧); પરંતુ જે કરાર તુટયો તેના જેવો બીજો તઇયાર કરાર જે બજાર નરમ પડે અથવા તેજ થાય તે પ્રમાણે વાદીના લાભ અથવા નુકશાનનો થઇ પડે તેવો કોઇપણ કરાર બજારમાં જઈ મેળવવાને વાદી બંધાએલો નથી (બ્રાઉન વી. મુલર, એકસચેકર વા, ૭ પાનુ ૩૨૨)

લગ્નનો કરાર અમલમાં લાવવાનો દાવો ચાલી શકતો નથી. સબબ તેવો કરાર તોડવામાં આવે તો તેથી થએલું નુકશાન લેવાનો દાવો ચાલી શકેછે. વિવાહ કરવાની કીયા હિંદુશાસ્ત્ર પ્રમાણે એવી બંધન કારક નથી કે જેથી તે બાબતનો કરાર કોર્ટ અમલમાં લેવરાવી શકે. ગણુપત નારાયણસીંગના કામમાં ઇ. લા. રી. ક. વા. ૧ પાનું. ૭૪

કલકતામાં અમુક હિંદુઓની વચમાં સ્પષ્ટ કરાર કરી સાંથનો હકક ઉત્પન્ન કરવામાં આવેલો છે તેનો ૩ જાર્જના ૨૧ મા વર્ષના બાબ ૭૦ માની કલમ ૧૭ માં સમાસ થાય છે અને હિંદુશાસ્ત્ર પ્રમાણે પક્ષકારોના હક અને સાંથને લગતી બાબતોની વ્યવસ્થા થવી જોઇએ. થાકુરચંદ પારતીકના કામમાં ઠરાવ્યું છે કે બીજાની જમીન ઉપર જે સખસ ઇમારત કરે તે સખસનો જમીન કબજે રાખવાનો હક પુરો થાય એટલે તે ઈમારત ખસેડવાનો અગર તે બદલ કંપાસેસન મળવાનો હક છે. અને તે નિયમ જ્યારે સાંથના કરારને લાગુ કરવામાં આવે ત્યારે તેથી કાંઇ કરાર આકટના વિરૂધ્ધ થતુ નથી સબબ તેથી તેને કાંઇ હરકત થતી નથી. રસીકલાલ મુરાદ વિ. લોકનાથ કરમોકાર ઇ. લા. રી. ક. વા. ૫ પાનુ ૬૮૮.

લગ્નનો કરાર તોડવાથી, તે કરારનો અમલ કરાવવાનો દાવો ચાલી શકતો નથી પરંતુ તે કરાર તોડવાથી થએલું નુકશાન લેવાનો દાવો ચાલી શકેછે, ગણુપત નારાયણસીંગના

કામમાં ઇ-લા-રી-ક-વા-૧ પાનુ ૭૪

અમુક માલના કોથળા વાદી પાસેથી લેવાને પ્રતીવાદીએ કરાર કરેલો હતો તેમ છ-તાં પ્રતીવાદીએ તે લીધા નહી તેથી પ્રતીવાદીએ કરાર તોડયો અને પરીણામે વાદીને નુકશાન થયું તે લેવા વાદીએ પ્રતીવાદી ઉપર દાવો કરયો તેમાં ઠરાવવામાં આવ્યું કે જે ભાવથી ખરીદ કરવાને પ્રતીવાદીએ કરાર કરેલો તે, અને ઠરાવેલી મુદતે બજાર ભાવ હોય એ બે વચ્ચેના ગાળાની રકમ નુકશાન તરીકે વાદીને મળવી જોઇએ. કોહેન વિગેરે વિ. કાશમ નાહાનાભાઇ ઇ લા-રી-ક-વા- ૧ પાનુ ૨૬૪

નુકશાનીનો દાવો ચાલશે કે નહીં તે અવેજ વગરના કરાર તુટવાથી રાજુબા વિ. કૃષ્ણરાવ રામચંદ્રનો કેશ કલમ ૨૫ નીચે બતાવવામાં આવ્યો છે તે જુઓ.

કરાર તોડયો તો અમુક રકમ આપવી એવું જે કરારમાં કરાવ્યું હોય તે કરાર તોડયાથી બદલો મળવાનો હક.

૭૪ જ્યારે કોઈ કરાર તોડવામાં આવ્યો હોય અને કરાર મજકુર તોડવામાં આવે તો કાંઈ અમુક રકમ આપવી તેવું તે કરારમાં બતાવ્યું હોય ત્યારે કરાર મજકુર તોડયાની જે પક્ષકાર ફરીઆદ કરતો હોય તે સખસને તેથી ખુરેખરૂં નુકશાન અથવા ટોટો થયાનું સાબીત થાય કીંવા ન થાય તો પણ કરાર તોડનાર પક્ષકાર પાસેથી તેને યોગ્ય બદલો મળવાનો હક છે પરંતુ એ મુજબ મળવાનો બદલો સદરહુ કરારમાં સદરહુ બતાવેલી રકમ કરતાં જાસ્તી હોવું જોઇએ નહીં.

અપવાદ—જ્યારે કોઈ સખશ કાંઇ જામીનખત કીંવા મુચલકો કીંવા તેજ પ્રકારનો બીજો કાંઇ દસ્તાવેજ લખી આપે, અથવા કોઇ પણ કાયદાના ઠરાવ મુજબ કીંવા હિંદુસ્તાનની સરકારના કીંવા કોઇ સ્થાનીક સરકારના હુકમ મુજબ જે સરકારી કામ કીંવા કૃત્યમાં સરવ લોકનો સબંધ છે તેવું કોઈ કામ અથવા કૃત્ય કરવાનું કાંઇ ખત લખી આપે; ત્યારે તેવા કોઇ દસ્તાવેજની સરત તોડેથી તેમાં લખેલી તમામ રકમ આપવાને તે તોડનાર સખસ પાત્ર છે.

ખુલાશો— કોઇ સખસે સરકાર સાથે કાંઇ કરાર કરયો તો તેજ ઉપરથી અવશ્ય કરીને તેણે જેમાં સરવ લોકનો સંબંધ છે એવું સરકારી કામ કરવાનું કબુલ કરયું અથવા તેવું કૃત્ય કરવાનું વચન આપ્યું એમ સમજવું નહી.

દ્રષ્ટાંતો

(અ) અમુક દીવશે જો બ ને પાંચશો રૂપીઆ આપવામાં ચુકું તો તેને હજાર રૂપીઆ આપીશ એવો કરાર અ બ જોડે કરેછે અ તે દીવશે પાંચસો રૂપીઆ આપતો નથી એક હજાર રૂપીઆની અંદર કોરટને યોગ્ય જણાય તેટલો બદલો બ ને અ પાસેથી લેવાનો હક છે,

(બ) અ બ સાથે એવો કરાર કરે છે કે હું કલકત્તા મધે શસ્ત્ર વઈદનો ધંધો કરૂં તો મારે પાંચ હજાર રૂપીઆ બ ને આપવા અ તે ધંધો કલકત્તા મધે કરેછે પાંચ હજાર રૂપીઆની અંદર કોરટને યોગ્ય જણાએ તેટલો બદલો અ પાસેથી ભરી લેવાને બ નો હકછે,

(ક) અમુક રોજે કોરટમાં હાજર ન થાઉ તો પાંચસેં રૂપીઆ ગુનેગારી આપવી એવો મૂ

પક્ષકો આ લખી આપે છે; તે હાજર થતો નથી તે તમામ દંડ આપવાને પાત્ર થાયછે.

ટીકા:—જેટલે સુધી આ કલમનો સંબંધ છે તેટલે સુધી આ આકટ કોઈ પાછળની તારીખથી લાગુ થતો નથી. (બંગાળા લા રીપોર્ટ વા. ૧૨—પા. ૪૭૨)

એક કરાર એવો હતો કે અમુક તારીખે મુદ્દલ નાણું ૧૨ ટકાના વ્યાજ સાથે આપવામાં નહી આવેતો, તા. ૧૫ નવેંબરના રોજ બેવડી રકમ દેણદારે આપવી. આવો કરાર ઈકવીટી કોર્ટ અમલમાં લાવતી નથી. વેનકીતારામા પાતાર વિ. કામ બારાથ કેસવા મેનન ઇ. લા. રી. મ. વા ૧ પાનુ. ૩૪૯

સરકાર સાથે કોઇ ખાનગી સખસ અમૂક કરાર કરે, તેમ છતાં સરકાર પોતાના સરકારી હકથી તે કરાર વિરૂદ્ધ કોઇ કામ કરે અને ખાંનગી સખસ તે કરારવાળું કામ સરકારના અખત્યાર વિના પોતાને માથે રાખી શકે તેવું ના હોયતો તે સખસનો સરકાર ઉપર દાવો ચાલી શકતો નથી. નોબીનચંદ્ર વિ. હિંદુસ્થાનના સેક્રેટરી ઓફ્ સ્ટેટ ઇ. લા. રી ક. વા. ૧ પાનુ. ૧૧

વાજબી રીતે કરાર બંધ પાડનાર પક્ષકારને બદલો ભરી લેવાનો હકછે

૭૫. કોઈએક શખસ એકાદ કરાર બ્યાજબી રીતે રદ કરે તો તે કરાર પુરો ન કર્યાને લીધે તેને જે નુકશાન થયું હોય તેનો બદલો ભરી લેવાનો તેનો હક છે.

**દૃષ્ટાંત.**

(અ) અ એક ગાયન કરનારોછે, તે એક નાટકશાળાના અધીપતિ બ જોડે એવો કરાર કરે છે કે બ ની નાટકશાળામાં આવતા બે મહીના સુધી દર અઠવાડીએ બે રાતરી એ પ્રમાણે પોતે ગાયન કરવું. અને બ એવી બોલી કરેછે કે ગાયનની દર રાત્રીના સો રૂપિઆ અને આપવા, છઠા રાતરે અ જાણી જોઈને નાટકશાળામાંથી ગેરહાજર રહેછે અને તે કારણને લીધે બ કરાર રદ કરેછે. કરાર પુરો ન કર્યાથી બ ને જે નુકશાન થયું હોય તેનો બદલો ભરી લેવાનો બ નો હકછે.

---

## બાબ ૭ મો.

### માલના વેચાણ બાબત.

વેચેલા માલ ઉપર માલીકી ક્યારે ઉત્પન્ન થાયછે.

"માલ" એ શબ્દનો અરથ.

૭૬. આ બાબમાં 'માલ' એ શબ્દનો અરથ પ્રતેક જાતની જંગમ મીલકત સમજવો તથા તેમાં પ્રતેક જાતની જંગમ મીલકતનો સમાવેશ થાયછે.

ટીકા:—"માલ" એ સંજ્ઞામાં હરેક ખ્યાલ કરી શકાય એવા પદારથનો સમાવેશ ન કરવો જોઈએ, કેમકે કેટલાક પદારથો જેવાં કે રત્નો અથવા બીજા પદારથો જે લોકોની પુજાને માટે વપરાતા હોય તેવા પદારથો વહેવાર કરવાના પદારથો નથી અને તેથી તે વેચી શકાય તેવી ચીજો નથી. મદ્રાસ હાઈકોરટ રીપોટ વા. ૭—પા. ૨૧૯)

'વેચાણ" એ શબ્દનો અરથ.

૭૭. વેચાણ એટલે કીમતના બદલામાં મીલકત આપવી તે ઉપરથી વેચેલી વસ્તુ ઉપરનું સ્વામીત્વ વેચનાર પાસેથી નીકળી ને વેચાણ લેનારને પ્રાપ્ત થાય છે.

વેચાણ શી રાતે થાય. ૭૮. કાંઇ કીમને કાંઇ મુકરર કરેલો માલ; કીંવા કાંઇ મુકરર કરેલા માલની કીમત આપવા માંડી તથા સ્વીકારી એટલે તેથી.

અને તેની સાથે કીમત આપ્યાથી અથવા માલ સ્વાધીન કર્યાથી અથવા કીંમતઆપવા માંડયાથી કીંવા માલ સ્વાધીન કરવા માંડયાથી કીંવા કીમતનો કાંઈ ભાગ આપ્યાથી કીંવા બાનું આપ્યાથી કીંવા માલ પઇકી કાંઇ ભાગ સ્વાધીન કર્યાથી અથવા કીમત આપવાની વાત અગર માલ સ્વાધીન કરવાની વાત અગર એ બેઉ વાતો મુલતવી રાખવી એવી કબુલાયત સ્પષ્ટ રીતે કીંવા ધર્ભીત રીતે કર્યાથી.—

વેચાણ થાય છે એમ સમજવું.

કોઇ મુકરર કરેલા માલના વેચાણ સારૂ જો કાંઇ કરાર કરવામાં આવ્યો હોય તો જ્યારે તેની સઘળી કીંમત કીંવા તે કીમતનો કાંઇ ભાગ કીંવા બાનું આપવામાં આવે અથવા જ્યારે તે સઘળો માલ કીંવા તે માલનો કંઈ ભાગ સ્વાધીન કરવામાં આવે તારે તે વેચેલા માલનું સ્વામીત્વ ખરીદદારને પ્રાપ્ત થાય છે એમ સમજવું.

જો પક્ષકારો સ્પષ્ટ રીતે અગર ગર્ભીત રીતે એવું કબુલ કરે કે પઈશા આપવાની વાત અગર માલ સ્વાધીન કરવાની વાત અગર એ બેઉ વાતો મુલતવી રાખવી તો વેચાણની સુચના સ્વીકારતાંજ માલની માલીકી ખરીદદારને પ્રાપ્ત થાય છે.

દ્રષ્ટાંતો.

(અ) બ અ નો ઘોડો પાંચસો રૂપિએ વેચાતો લેવાનું કહે છે. અ બનું બોલવુ સ્વીકારેછે અને ઘોડો બને સ્વાધીન કરેછે ઘોડો સ્વાધીન કરયો એટલે ઘોડા ઉપર બની માલકી થઈ

(બ) અ બ ને કાંઇ માલ મોકલેછે. અને તે બ ને પસંદ પડે તો અમુક એક કીમતે લેવો અને પસંદ ન પડે તો પાછો મોકલવો એવો બ ને સંદેશો મોકલાવે છે. બ માલ રાખે છે અને પોતાને પસંદ પડયાનું અ ને કહેવડાવેછે, બ એ માલ રાખ્યો એટલે તે ઉપર બ ની માલીકી થાય છે.

(ક) તમારા ઘોડાના હું હજાર રૂપિઆ આપીશ એવું બ અ ને કહે છે, અને જણાવેછે કે નીમેલે અમુક એક દીવસે ઘોડો સ્વાધીન કરવો અને કીમત બીજે એક નીમેલે દીવસે આપવી. અ તેનું કહેવું સ્વીકારે છે. બ એ અ ની સુચના સ્વીકારી એટલેજ ઘોડા ઉપર બ ની માલીકી થઇ.

(ડ) અ ના ઘોડાના એક હજાર રૂપિઆ આપવાનું બ કહેછે અ ને રૂપીઆ એક મહીના પછી આપવાનું જણાવેછે, અ તે કહેવું સ્વીકારે છે કહેવું સ્વીકારતાંજ ઘોડો બ નો થયો.

(ઇ) બ પેહેલી જાનેવારીને રોજ અ ને કહેછે કે તારા ચોખા હું હજાર રૂપિએ લેવા માગુ છું અને રૂપિઆ આવતા મારચ મહીનાની પેહેલી તારીખે આપીશ. તથા કિંમત આપતાં સુધી ચોખા લઇ જવા નહી. અ એ કહેવું સ્વીકારે છે. તે સ્વીકાર કરતાંજ ચોખા બ ના થયા.

ટીકાઃ—સ્વાધિન કરવાનું કામ ઈરાદા પુર્વક થએલું હોવું જોઇએ; માત્ર અકસમાતથી અથવા રાજીખુશી વગર બનેલું ન હોવું જોઇએ. જેમકે જ્યાં હુંડીઓ ઉપર (અ) ના

નામિનો સ્વીકાર કર્યો અને ફ્રાન્સમાં તેના ઉપર ટપાલ રસ્તે મોકલવામાં આવી; પણ તે મોકલતાં પેહેલાં વેચનારે તે રદ કરી હતી, જે કરવાનો ફ્રાન્સના કાયદા મુજબ તેને હક હતો પણ ચુકથી એ હુંડીઓ મોકલાઇ ગઇ, તેમાં ઠરાવવામાં આવ્યું હતું કે એ હુંડીઓનું સ્વામિત્વ (અ) ને પ્રાપ્ત થતું નથી, કારણ કે વેચનારને કાગળ રદ કરવાનો ઇરાદો બતાવ્યો હતો. (એક તરફી કોર્ટ, લા રીપોર્ટસ ચાનસરી કેસીસ વા. ૯ પા. ૨૭)

એવી કંઇ પણ ચીજ જે સાટા વિશે બંને તરફેનની આખરની નિરણીતકારક સંમતી બતાવવાને માટે ખરીદદારે વેચનારને આપી હોય અને વેચનારે તેનો સ્વીકાર કર્યો હોય તેને બાહાનું સમજવું (બેનજામીન પા. ૧૩૭

(થોડાક ભાગનો માલ સ્વાધીન કરવાથી ન સ્વાધીન કરેલા માલનું સ્વામિત્વ બીજાને પ્રાપ્ત થવા વિશે કલમ ૯૨ જોવી.

તે કલમમાં આ કલમના ઠરાવોનું ઘણુંજ ઊંચું પરિવિતપણું આપેલું છે. આ કલમના ઠરાવોથી આ બાબત હિંદુ લા ઠરાવોમાં ફેરફાર થતો દેખાયછે. કારણ કે હિંદુલા પ્રમાણે વેચાણ પુરૂ કરવાને કબજો આપવાની અવશ્ય જરૂરછે. (કમુ બગાપો વિ. કચોહુ વો થોબા. મુંબાઇ હાઇકોર્ટ રીપોર્ટસ, વા. ૧૦ પા. ૪૯૧)

કાળીગંજમાં અમુક " ગોળા " માં બધા મળી ૯૫૦ મણ ચોખા હતા, તે બને અમુક દરથી વેચાણ આપવાને અ એ તેની સાથે કરાર કરયો. તે ગોળાની નજીકમાં બ રહેતો હતો, અને તેણે એવું કબુલ કરયું હતું કે અમુક તારીખ પહેલાં તે ચોખા હું ત્યાંથી તોળી લેઈશ. બએ આ કરાર ક ને આપ્યો. તેથી કએ ૧૩૦ મણ ચોખા લીધા અને રૂ ૧૦૦૦) આપ્યા. પણ પાછળથી તેણે બાકીના ચોખા લેવાની ના કહી, એવા કારણથી કે જેવા ચોખા બાબત કરાર કરવામાં આવ્યો છે તેના કરતાં તે ઉતરતી જાતના છે તેટલામાં " ગોલા " અકસમાત બળી ગયું અને ચોખાનો પણ નાંશ થયો. પછી વસુલ આપેલાં નાણા કાપી બાકીની કીંમતનાં નાણાં લેવા અ એ બ ઉપર દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે વેચાણ સંપૂર્ણ છે. અને વેચેલા ચોખાને જોખમ લાગે તેના બોજા સાથે તેનું માલેકપણું કરાર આકટના કલમ ૭૮ અને ૮૬ પ્રમાણે બ ને મળ્યું છે કારણ કે તે કરાર નકી કરેલા માલ બાબત હતો. અને તે બદલ બ એ બાહાનું આપેલું છે અને થોડાક ચોખા લેવામાં આવેલા છે અને જ્યાં સુધી કલમ ૧૯ માં સમાસ થાય નહીં ત્યાં સુધી જેવી ખાત્રી કહેવામાં આવી હતી તેવી ખાત્રી લાયક તે ચોખા નથી એમ સાબેત કરી બ તે કરાર રદ કરી શકતો નથા. પણ તેને તો તે પ્રમાણે કરવાને અટકાવ થએલો છે કેમકે જો તેણે યોગ્ય હુંસીઆરી રાખી હોત તો, તે ચોખા નિચી જાતના છે. એવું તેને માલમ પડી શકત. શોસો. મોહનપાળ ચોધ્રી વિગેરે વિ. નોબો ક્રિસ્ટો પોડીર ઇ લા. રી. ક. વા. ૪ પા. ૮૦૧

જેવસ્તુ મુકરર કરવામાં કીંવા બનાવવામાં કિંવા પુરી કરવામાં આવી નથી તે વેચી હોયતો તેનું સ્વામીત્વ ખરીદદારને પ્રાપ્ત ક્યારે થાયછે.

૭૯. જે વસ્તુ હજુ મુકરર કરવાની હોય, કિંવા બનાવવાની હોય, કિંવા પુરી કરવાની હોય, તે વસ્તુ વેચવાનો જ્યારે કરાર થયો હોય, ત્યારે વસ્તુ મજકુરનું સ્વામિત્વ તે વસ્તુ મુકરર કરવામાં આવે, બનાવવામાં આવે અથવા પુરી કરવામાં આવે ત્યાં સુધી ખરીદદારને પ્રાપ્ત થતું નથી.

દ્રષ્ટાંત.

અ નામના હોડા કરનારને બ પોતાને સારૂ એક હોડી કરવા કહેછે. કિંમત ઠરાવતા

પ્રમાણે આપવાનું ઠરાવેલું નથી. હોડી બાંધવાનું કામ ચાલ્યાના દરમીઆન તેની કીંમત બ હક્ષ બ એ વખતે વખત અ ને રૂપીઆ આપ્યાછે હોડી પુરી થાય ત્યાં સુધી તેના ઉપરનું સ્વાગિત્વ બ ને પ્રાપ્ત થતું નથી.

જ્યારે જમીન વ્યાજબી કીંમતથી વેચવાનો કરાર કર્યો હોય અને વ્યાજબી કીંમત નક્કી કરવાને કોઇ મુસ્કેલી ના હોયતો, કોર્ટે હમેશાંના રીતી પ્રમાણે તે નક્કી કરવી. અને તે કરારને અમલ કરવાનું હુકમનામું કરવું. પરંતુ જે જમીનમાં કોયલા અગર કીમતી ક્ષણીજ પદાર્થ હોય જેમકે તેનો ખાસ પ્રકાર લક્ષમાં રાખતાં કીમત કરવાનું ફક્ત કલ્પના અને ધારણા ઉપર હોયતો, કોર્ટે તે કરારનો વિશેશ રીતે અમલ કરવાને હુકમનામુ કરવું નહીં, કારણ કે વાદીએ શી કીમત આપવી એ નક્કી કરવાનું કોર્ટ પાસે સાધારણ રીતનુ સાધન નથી. નવી બોરૂભુમ કોલ કંપની વિ. બન્નોરામ માહતા. ઇ. લા. રી ક. વા ૫ પાનુ ૧૭૫

ખરીદદારજેસ્થિતિમાં માલ લેવાનો હોયતે સ્થિતિમાં તે માલને વેચનાર આણવાનો હોય ત્યારેમાલ મજકુરનું વેચાણપુરૂ કયારે થાયછે.

૮૦. જ્યારે કોઇ માલના વેચાણના કરાર મુજબ જે સ્થિતિમાં કોઇ ખરીદદાર માલ મજકુર લેવાનો હોય તે સ્થિતિમાં તે માલને આણવા સારૂ માલ મજકુર ઉપર કાંઇ કામ કરવાનું હોય ત્યારે તે કામ કરવામાં આવે તાંહાં સુધી વેચાણ મજકુર પુરૂ થતું નથી.

દ્રષ્ટાંત.

અ એક વહાણ કરનારછે. તે બ સાથે એક વહાણ અમુક ઠરાવેલી કીંમતે વેચવાનો કરાર કરેછે તે વહાણ અ ની ગોદીમાં પડેલું છે વાહાણને શડ દોરડાં ચડાવીને મુસાફરી ઉપર જવા લાયક સજ કરવું, તથા તેમ કરીને સ્વાધીન કર્યું એટલે કીંમત આપવી એવી બોલીછે. વાહાણને સડ દોરડાં ચડાવી સજ કરીને સ્વાધીન કરવામાં આવે તાંહાં સુધી વહાણની માલીકી કરાર મુજબ બ ને પ્રાપ્ત થતી નથી.

ટીકા;—કલમ ૭૯ માં "પુરી કરવાની હોય" એમ જે લખ્યું છે તેનો આ કલમથી ખુલાસો થાયછે. જ્યાં સુધી કોઈ ચીજને ખરીદદાર લેવાનો હોય તેવી સ્થિતિમાં આણવાને કંઇ વસ્તુ કરવાની બાકી હોય ત્યાં સુધી તેનું સ્વામીત્વ ખરીદદારને પ્રાપ્ત થાય તેવા અરથમાં તે 'પુરી' થઈ નથી. એ નિયમ જસ્ટીસ બ્લાકબને આ નીચે મુજબ બતાવેલો છે:—"જ્યારે વેચાણના કરાર મુજબ જે સ્થિતિમાં માલ લેવાને ખરીદદાર બંધાએલો છે તેવી સ્થિતિમાં અથવા સ્વાધીન કરવા યોગ્ય સ્થિતિમાં માલને આણવાને સારૂ વેચનારે માલ મજકુર ઉપર કાંઈ કામ કરવાનું હોય ત્યારે તે પ્રમાણે કરવાથી ઉલટો ઇરાદો દરશાવનારી કંઇ કંઇ હકીઅત ન હોયતો સ્વામીત્વ પ્રાપ્ત થતાં પેહેલાં એ કામ માલ મજકુર ઉપર કરવું એ એક સરત ગણવાની છે" (બ્લાક બરનઆન સેલ્સ પા. ૧૫૧) અક્રમન વી. મોરાસના કામમાં (કોમન બેન્ચ વા. ૮ પા. ૪૪૯) એમ માલમ પડયું કે વેહેપારનો. શોરસ્તો એવો હતો કે ઇમારતી લાકડુ વેચનારે ખરીદદારેના પસંદ કરેલા કડકા તેના પોતાના ખરચે વેહેરાવવા જોઇએ. આ પ્રમાણે કરતાં પહેલાં વેચનારે દેવાળું કહાડયું, અને ના પસંદ કડકા ખરીદદારે પોતે વેહેરાવ્યા; અને બાકીના લઇ ગયો, એ દેવાળીઆઓના આસાઇનીઓએ તેના ઉપર કરેલી ફરીઆદમાં ઠરાવામાં આવ્યું કે ના પસંદ કરેલા કડકાનું સ્વામીત્વ તેને પ્રાપ્ત થયું નહોતું કેમકે વેચનારને તે ઉપર કાંઇક કામ કરવાનું બાકી હતું.

માલની કીંમત શી થાયછેતે ઠરાવવાસારૂ વેચનારે તેમાલને કાંઇપણુ કરવાનું હોયત્યારે વેચાણુ ક્યારે પુરૂ થાય.

૮૧. માલની કીંમત કેટલીછે એ ઠરાવવાને સારૂ વેચનારને માલ મજકુરને કાંઇ કરવાનું બાકી રહ્યું હોય તો તે કરવામાં આવે તાંહાં સુધી વેચાણુ મજકુર પુરૂ થતું નથી.

દ્રષ્ટાંતો.

(અ) એક જાતની છાલના ઢગલાનો અ માલીકછે. અને તે ઢગલો બ ને દર ટને સેહ રૂપિઆ પ્રમાણે વેચવાનો તથા તોળીને તેને સ્વાધીન કરવાનો કરાર અ કરે છે બતે લેવાનું કબુલ કરીને અમુક દીવસે તેની કીંમત આપવાનું કબુલ કરેછે કેટલોએક ભાગ તોળીને બ ને સ્વાધીન કરયોછે, બાકી રહેલો ભાગ કરાર મુજબ તોળવામાં આવે ત્યાં સુધી તે બાકીના ભાગનું સ્વામિત્વ બ ને પ્રાપ્ત થતું નથી.

(બ) કાંઇ ગટોડીનો ઢગલો દર ટને અમુક રૂપિઆ પ્રમાણે બ ને વેચાણ આપવાનો કરાર અ કરેછે બ એ તે ગટોડી પોતાના ગાડામાં નાખીને લઇ જવી. તથા અ ની જમીન ઉપરથી બ ની મટોડી મજકુર મુકવાની જગો ઉપર જતાં રસ્તામાં તોળવાનાં યંત્ર છે. ત્યાં તે ગાડાં લઇ જવા તથા યંત્ર મજકુર ઉપર બ એ સદરહુ પ્રતેક ભરેલી ગાડીનું વજન કરવું એવી કરારની બોલીછે એમાં વેચનારને કાંઇ કરવાનું રહ્યું નથી. સબબ વેચાણુ મજકુર પુરૂ થયુ તથા સદરહુ મટોડીના ઢગલા ઉપર ખરીદદારનું સ્વામિત્વ એકદમ થયું એમ સમજવું.

કરાર થતી વખતે માલ મુકરર થયો ન હોયતોવેચાણુ કયારે પુરૂં થાય છે.

૮૨. કોઈ વેચાણુનો કરાર કરતી વખતે માલ મુકરર થયો ન હોયતો તે વેચાણુ પુરૂ થવાને સારૂ માલ મજકુર મુકરર થવો જરૂર છે.

દ્રષ્ટાંત.

(અ) પોતાની ટાંકીમાંથી વીસ ટન તેલ બ ને વેચવાનો કરાર કરેછે અ ની ટાંકીઓમાં વીસ ટન કરતાં વધારે તેલછે. તે તેલમાંના કોઇ પણુ ભાગ ઉપર બની માલીકી થઇ નથી.

માલ પછવાડીથી ઉપયોગમાંલીધાથીતે મુકરરથયોએમસમજવું.

૮૩. જ્યારે કોઇ વેચાણુની કબુલાયત કરતી વખતે માલ મુકરર થયો નહીં હોય પરંતુ કબુલાયતમાં બતાવેલા પ્રકારના જેવો માલ એક પક્ષકારે પાછળથી સદરહુ કબુલાયતને અર્થે ઉપયોગમાં લીધો હોય તથા સદરહુ મુજબ ઉપયોગમાં લીધાની વાત બીજા પક્ષકારે કબુલ રાખી હોય ત્યારે માલ મજકુર મુકરર થયો તથા તે વેચાણુ પુરૂં થયું એમ સમજવું.

દ્રષ્ટાંત.

(અ) પાસે વીસ પીપ ભરાઇને વધે એટલી ખાંડનો એકંદર ઢગલોછે તેમાંથીતે વીસ પીપ ખાંડ બ ને વેચવાનો કરાર કરેછે, કરાર થયા પછી અ વીસ પીપમાં ખાંડ ભરેછે અને બ ને ખબર આપેછે કે કરારમાં લખ્યા પ્રમાણે ૨૦ પીપ તઇયારછે તે લઇ જવાં જોઇએ બ કહેછે કે મારાથી જેમ જલદી લઇ જવાશે તેમ હું લઈ જઈશ એ મુજબ અ એ ખાંડ

મજકુરનો જે ઉપયોગ કરયો તેથી તથા બ એ તે વાત માન્ય રાખીતેથી તે ખાંડ બ ની થઇ.

ટીકા—આ કલમ મુજબ વેચનારે કરારના કામમાં માલનો ઉપયોગ કરવો જોઇએ અને એ પ્રમાણે ઉપયોગમાં લીધાની વાત ખરીદદારે માન્ય રાખવી જોઈએ. જસ્ટીસ હોલરાયડ નીચે મુજબ નીયમ ઠરાવે છેઃ—"એક પક્ષકારે માલ પસંદ કરયો અને બીજા પક્ષકારે તે વાત માન્ય રાખી એટલે પ્રથમ જે માત્ર વેચવાની કબુલાયત હતી તે ફરીને હવે ખરેખરૂ વેચાણ થાયછે, અને તેથી સ્વામીત્વ પ્રાપ્ત થાયછે" રોઢ વિ. થ્વેટસ, બાર્નેવાલએન્ડ ક્રાવેલ વા. ૬—પા. ૩૯૮

વેચનારે માલપસંદ કરીને કહાડે તો માલ મુકરરથયોએમસમજવું.

૮૪. જ્યારે કોઇ વેચાણનો કરાર કરતી વખતે માલ મુકરર થયો ન હોય, અને કરારની સરત મુજબ તે માલને સબંધે વેચનારે કાંઇ એવું કૃત્ય કરવાનું હોય કે તે કૃત્ય માલ મજકુર ખરીદદારના ઊપયોગમાં લેતા સુધી થઈ શકતુ નથી ત્યારે કરારમાં બતાવેલા પ્રકારનો કોઇ પણ માલ પસંદ કરી કાઢવાનો વેચનારનો હકછે અને તેણે તે પ્રમાણે કરવાથી માલ મુકરર, થયો એમ સમજવું.

દ્રષ્ટાંત.

અ ની વખારમાં ઘણા ચોખા છે તેમાંથી અમુક દીવસે અમુક કીમત આપવાનું ઠરાવીને પચાસ મણ ચોખા વેચાણ લેવાની કબુલાત અ જોડે બ કરેછે એ કબુલાયત થઇછે કે ચોખાને સારૂ બ એ કોથળા મોકલવા તથા અ એ ચોખા તેમાં ભરવા બ કોથળા મોકલેછે અને અ પચાસ મણ ચોખા તેમાં ભરેછે એ ઉપરથી માલ મુકરર થયો એમ સમજવું.

જંગમ મીલકત સ્થાવર મિલકત જોડે વેચીહોયત્યારે જંગમ મીલકત ઉપર સ્વામીત્વ ક્યારે ઉત્પન્ન થાયછે.

૮૫. જ્યારે સ્થાવર તથા જંગમ મીલકત એ બેઊ એકઠી વેચવાની કબુલાયત થઇ હોય ત્યારે સ્થાવર મીલકત ઉપર હક પ્રાપ્ત થાય તે પેહેલાં જંગમ મીલકત ઉપરનુ સ્વામીત્વ ઉત્પન્ન થતુ નથી.

દ્રષ્ટાંત.

એક ઘર તથા તેમાંનો સામાન સરંજામ વેચવાની કબુલાયત અ બ જોડે કરેછે બને ઘર મળે ત્યાં સુધી સરંજામ ઉપર બ નું સ્વામીત્વ થતુ નથી.

ટીકા—આ કલમ કહેલી કેફીયતને સંબંધે કરાર આખો છે અને તે પુરો થતાં સુધી સ્વામીત્વ ઊત્પન્ન થતું નથી [લિનીઅન વિ. ટુગુડ, ગોસન એન્ડ વેલ્સ બી વા. ૧૩ પા ૨૭)

માલ વેચાણ લેનારનો થયાપછીકાંઈ નુકશાન થાય તો તે તેણે ખમવું જોઈએ.

૮૬. જ્યારે માલ ઉપર ખરીદદારની માલીકી થઇ હોય ત્યારે તે માલ નાસ થયાથી અગર તેને કાંઇ નુકશાન પોહોચવાથી કાંઈ ટોટો થયો તો તે ખરીદદારને ખમવો જોઇએ.

દ્રષ્ટાંતો.

(અ) અ ની જમીન ઉપર જળાઉ લાકડાનો ગંજછે તેના બ એકસો રૂપીઆ આપ-

વાનું કેહેછે અને અ તે સ્વીકારેછે અમુક દીવસ સુધી લાકડાં અ ની જમીનમાંછે ત્યાંજ રેહે અને કીમત આપ્યા પેહેલાલાકડાં લઇ જવાં નહી એવી બોલીછે. કીમત રૂપિયા આપ્યા અગાઉ અને અની જમીનમાં લાકડાં મજકુરછે એ દરમીઆન તે લાકડા અકસ્માત આગથી બળી ગયા. એ તોટો બ એ ખમવો જોઇએ.

(બ) એક તસબીરનું લીલામ ચાલતુ હતુ તેમાં અ એ તેની એક હજાર રૂપિયાની માગણી કરી. એ માગણી કર્યા પછી તે તસ્વીર અકસમાત ખરાબ થાયછે. જો લીલામ પુરૂ થયા અગાડી તસબીર ખરાબ થઇ તો વેચનારે, તથા લીલામ પુરૂ થયા પછી ખરાબ થઇ તો અ એ, તોટો ખમવો જોઇએ.

કાળીગંજમાં અમુક "ગોળા" માં બધા મળી ૯૫૦ મણ ચોખા હતા, તે બને અમુક દરથી વેચાણ આપવાને અ એ તેનીસાથે કરાર કર્યો, તે જગોની નજીકમાં બ રહેતો હતો, અને તેણે એવું કબુલ કર્યું હતુ કે અમૂક તારીખ પહેલાં તે ચોખા હું ત્યાંથી તોળી લેઇશ બ એ આ કરાર ક ને આપ્યો. તેથી ક એ ૧૩૦ મણ ચોખા લીધા, અને રૂ ૧૦૦૦) આપ્યા. પણ પાછળથી તેણે બાકીના ચોખા લેવાની ના કહી, એવા કારણથી કે જેવા ચોખા બાબત કરાર કરવામાં આવ્યો છે તેના કરતાં તે ઉતરતી જાતનાછે તેટલામાં "ગોળા" અકસમાત બળી ગયું અને ચોખાનો પણ નાશ થયો. પછી વસૂલ આપેલાં નાણા કાપી બાકીની કીમતનાં નાણાં લેવા અ એ બ ઉપર દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે વેચાણ સંપૂર્ણછે. અને વેચેલા ચોખાને જોખમ લાગે તેના બોજા સાથે તેનુ માલેકપણુ કરાર આકટની કલમ ૭૮ અને ૮૬ પ્રમાણે બ ને મળ્યુંછે, કારણકે તે કરાર નકી કરેલા માલ બાબત હતો. અને તે બદલ બ એ બાહાનું આપેલું છે અને થોડાક ચોખા લેવાલાં આવેલા છે અને જ્યાં સુધી કલમ ૧૯ માં સમાસ થાય નહી ત્યાંસુધી જેવી ખાત્રી કહેવામાં આવી હતી તેવી ખાત્રી લાયક તે ચોખા નથી એમ સાબેત કરી બ તે કરાર રદ કરી શકતો નથી. પણ તેને તો તે પ્રમાણે કરવાને અટકાવ થએલોછે કેમકે જો તેણે યોગ્ય હુશયારી રાખી હોતતો, તે ચોખા નિચી જાતનાછે એવું તેને માલમ પડી શકત. શો શી. મોહનપાળ ચોધ્રી વિગરે વિ. નોબો ક્રિસ્ટો પોડાર ઇ. લા. રી. ક. વા. ૪ પા. ૮૦૧.

જે માલમોજુદ નથીતે વેચવા વીશેકરાર થયોહોય તોતે માલ ઉપર સ્વામિત્વ ક્યારે થાય.

૮૭. જે માલ કરાર કરતી વખતે હોયજ નહી તેવો માલ વેચવા વિશેનો કરાર જ્યારે થયો હોય, ત્યારે માલ પેદા કર્યા પછી, કરાર માં ઠર્યા મુજબ, વેચનારે અથવા વેચનારની સંમતિથી ખરીદદારે કાંઈ કૃત્ય કર્યાં હોય તો, તેથી માલ મજકુર ઉપરનું સ્વામિત્વ ખરીદદારને પ્રાપ્ત થઇ શકે છે.

## દૃષ્ટાંતો.

(અ.) અ કરાર કરછે કે આવતા વરસમાં પોતાના કારખાનામાં જેટલી ઉત્પન્ન થાય તેટલી સરવે અમુક કિંમતે બ ને વેચાણ આપવી. ગળી તઈયાર થયા પછી તે ગળીબ ની મરજી મુજબ બ્યવસ્થા થવા સારૂ પોતે રાખીછે, એવી અ બ ને નોટીસ આપેછે એવો. હોયની તારીખથી ગળી ઉપરનું સ્વામિત્વ બ ને પ્રાપ્ત થયું.

(બ.) અ ની જમીન ઉપર હાલ જે પાક ઉભોછે તે પછી જે પાક કરવામાં આવે તે. બ એ લઇને વેચવો એવો કરાર કોઈ અમુક કિંમતે અ કરેછે. એ કરાર મુજબ કરાર કરતી વખતે જે પાક ઉભો હતો તે પછી કરેલો પાક બ અ ની સંમતી લેઇને પોતાના કબજામાં લે છે પાક મજકુર કબજામા લીધો તેવખતે તે ઉપરનું સ્વામીત્વ બ ને પ્રાપ્ત થયું.

(ક) અ કોઈ અમુક કીમતે એવો કરાર કરે છે કે મારી જમીન ઉપર જે પાક હાલ ઉભો છે તે પછે જે પાક કરવામાં આવે તે બ એ લઇને વેચવો એ કરાર મુજબ કરાર કરતી વખતે જે પાક ઉભો હતો તે પછી કરેલો કોઇ પાક પોતાના કબજામાં આપવાનું બ અ ને કહેછે અ કબજો આપવાની ના પાડે છે, કબજો આપવાની ના કહયાથી અ એ કરાર તોડયાનું થાય તો પણ પાક મજકુર ઉપર બ નું સ્વામીત્વ થતું નથી.

કરાર કરતી વખતે જે માલ વેચનારના કબજામાંનથી તે વેચવા વિશે તથા ભવીશ કાળે કોઈ દિવશે સવાધીન કરવા વિશેનો કરાર.

૮૮ ભવીશકાળે એકાદ દીવશે માલ સ્વાધીન કરવાની બોલીથી માલના વેચાણનો કરાર કરયો હોય તો કરાર કરતી વખતે વેચનારના કબજામાં તે માલ ન હોય તો પણ તથા તે માલ વેચાતો લીધા સીવાય બીજી રીતે વેચનાર મજકુરને મળશે એવી આશા રાખવાને વેચનારને યોગ્ય કારણ તે વખતે ન હોય તો પણ કરાર મજકુરથી પક્ષકારો બંધાએલા છે એમ સમજવું.

દ્રષ્ટાંત.

ઇસ્ટઇંડીઆ રેલવે કંપનીના પચાશ શેર બ ને વેચવાનો કરાર તારીખ ૧ લી જાનેવારીને રોજ અ કરેછે એ શેરો તેજ સાલના મારચ મહીનાની ૧ લી તારીખે સ્વાધીન કરવા અને તેજ રોજ કીંમત આપવી એવી બોલી છે કરાર કરતી વખતે અ પાસે કાંઈ પણ શેરોનો કબજો નહોતો એ કરાર કાયદેસર છે.

કરારથી કીંમત ઠરી ન હોય તો કેમ ઠરાવવી.

૮૯ વેચાણના કરારથી વેચેલા માલની કીંમત ઠરી ન હોય ત્યારે કોરટને યોગ્ય દેખાય તે કીંમત ખરીદદારે વેચનારને આપવી એવી ખરીદદાર મજકુરની ફરજ છે.

દ્રષ્ટાંત.

બ પટણા મધે રહેછે તે કલકત્તા મધેના અ નામના ગાડી કરનારને એક પ્રકારની ગાડી કરવાનું કહેછે કિંમત વિશે કોઈ કાંઇ બોલતા નથી. હુકમ મુજબ ગાડી તઇયાર થઇ; અને કિંમત વિશે ખરીદદાર તથા વેચનાર વચે તકરાર ઉત્પન્ન થયાથી, કેટલી કિંમત અપાવવી કોરટના વિચારમાં યોગ્ય આવેછે એ કોરટે ઠરાવવું જોઈએ.

## સ્વાધીન કરવું.

સ્વાધીન શી રીતે કરવું.

૯૦ વેચેલો માલ ખરીદદારના કબજામાં જાય, અથવા ખરીદદાર તરફથી જેને અધીકાર છે એવા કોઇ સખસના કબજામાં જાય, એવું પરિણામ જે વાતથી થાય તેવી કોઇ પણ વાત કરયાથી વેચેલો માલ સ્વાધીન કરી શકાય છે એમ સમજવું.

દ્રષ્ટાંતો.

(અ) અ બ ને એક ઘોડો વેચેછે અને તેને પોતાના તબેલામાંથી બ ના તબેલામાં

મોકલાવે છે અગર લઇ જવા દે છે બ ના તબેલામાં ઘોડો ગયાથી તે સ્વાધીન કરવામાં આવ્યો એમ થયું.

(ખ.) ઇંગલંડમાં છે તે મુંબાઇના વેપારી અ પાસેથી સો ગાંસડી રૂની મંગાવે છે. અને તે સારૂ પોતાનું વાહાણ મુંબાઇ મોકલે છે રૂ સદરહુ વાહાણમાં ચઢાવ્યું એટલે તે બ ને સ્વાધીન કરયું એમ સમજવું.

(ક) કાંઈ અમુક પ્રકારનો માલ અ બને વેચેછે તે માલ એક વખારમાં બંધ કરેલો છે અ બને તે વખારમાંથી માલ લઇ જવાને માટે વખારની કુંચી આપે છે, એ સવાધીન કરવું થયું.

(ડ) તેલના ભરેલા અમુક પાંચ પીપો અ બ ને વેચે છે, એ તેલ અની વખારમાં છે. બ તે પાંચ પીપો ક ને વેચે છે અને તે પીપો વખારમાં રાખ્યા બદલ વખારનું ભાડું ક પાસેથી અ લેછે. એ ઉપરથી તેલ મજકુર ક ને સ્વાધીન કરયું એમ સમજવું. કારણ કે તેથી કરીને ક ના વખારવાળા તરીકે તે માલ પોતાની પાસે રાખવાની અ ની સમતી થઇ એવું તે ઉપરથી સમજાય છે.

(ઇ) અ પચાસ મણ ચોખા બ ને વેચેછે તે ચોખા ક નામના વખારવાળાના કબજામાં છે, અ ક ઉપર બ ની હસતક હુકમ મોકલે છે કે તે ચોખા બ ને આપવા, અને ક તે હુકમ માન્ય કરીને ચોખા પોતાના હીસાબમાં બને નામે લખેછે એમ કરયાથી ચોખા મજકુર બ ને સ્વાધીન કરયા સમજવા.

(ફ.) અ દર ટને હજાર રૂપીઆ પ્રમાણે પાંચ ટન તેલ બ ને વેચવાનું કબુલ કરેછે માલ સ્વાધીન કરયો એટલે કીંમત આપવી એવી બોલી છે ક એ ડકાવાળો છે તેની પાસે અ નુ વીસ ટન તેલ છે તેમાંથી પાંચ ટન તેલ બ ને નામે કરવા વીશેનો હુકમ અ ક ને મોકલે છે. ક તે પ્રમાણે પોતાના હિશાબમાં નામ ફેર કરે છે તથા બ ને નામે કરયાનો ખબર અ ના મેહેતા સાથે બ ને ચીઠી મોકલેછે. અ નો મેહેતો તે ચીઠી બ પાસે લેઇ જાયછે અને કહેછે કે કીંમત આપો એટલે આ ચીઠી તમને આપુ બ કીંમત આપવાની ના કહેછે એમાં માલ બ ને સ્વાધીનમાં કરયાનું સમજવું નહીં કારણ કે અ એ પસંદ કરેલું પાંચ ટન તેલ બ ની તરફથી મુનીમ તરીકે ક પોતાના કબજામાં રાખે એવીબ એ પોતાનીસંમતી આપેલી નોહોતી.

ટીકાઃ—ખરીદદાર હસતક સ્વાધીન કરવા હુકમ માત્ર મોકલવામાં આવે તેટલાથીજ માલના નીક્ષેપી સંમતી શીવાય માલ સ્વાધીન થયો એમ થતું નથી. (બેનટલ વી. બર્ન બારનવેલ એંડ કરેશવેલ વા. ૩—પા. ૪૨૩) ગોડાસ વી. રોમના કામમાં (લો જનરલ કોમન પલીઝ વા. ૨૫—પા. ૧૭) એક વખારવાળાનું શરટીફીકેટ માલની કીંમતનું ચેક આપવાની સરતે ખરીદદારને આપવામાં આવ્યું હતું; અને એ સરત પુરી કરવામાં નહીં આવતાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે તરણ પક્ષકારોની વચે કરાર પુરો થયો નથી અને તેથી કરીને માલ પોહોચતા નથી.

ડકાવાળાને કીંમત હુંડા ભાડા વાળાને સ્વાધીન કર-

૯૧ વેચેલો માલ ડકાવાળાને અથવા હુંડા ભાડાવાળાને સ્વાધીન કરયો હોય તો તેનું પરીણામ તે માલ ખરીદદારને સ્વાધીન કરયા જેવું જાછે; પરંતુ તેમ કરયું હોય તો જે માલ ખરીદદારને પોહોચે નહીં તે માલની કીંમતનો તે જવાબદાર થતો નથી, તથાપી જ્યારે સદરહુ ડકાવાળાને અથ

વાનું પરીણામ. આ હુંડા ભાડાવાળાને માલ મજકુર એવી રીતે સ્વાધીન કરયો હોય કે તેથી કરીને તે માલ સંભાળી રાખવાનો અથવા તે સ્વાધીન કરવાનો જવાબ તે ડકાવાળા અગર હુંડાભાડાવાળા પાસેથી ખરીદદાર મજકુર લઇ શકે તો તેવો માલ તેવા ખરીદદારને પોહોચે નહીં તો પણ તેની કીંમતનો તે જવાબદાર છે.

દ્રષ્ટાંત.

બ આગરેથી અ કલકત્તામાં રહેછે, તેને એવો હુકમ મોકલે છે કે ત્રણ પીપ રેલવેમાં મોકલવામાં અ બ નું ઠામ ઠેકાણું લખીને તેલના ત્રણ પીપો આગગાડીના સ્ટેશન ઉપર લઇ જાય છે અને તે ત્યાં મુકી જાય છે પણ જે નીયમ મુજબ અમલ કરવાથી રેલવે કંપની માલની સલામતીની જવાબદાર થાયછે તે નીયમ મુજબ અ એ કરયું નહીં માલ મજકુર બ ને પોહોચતો નથી. સબબ માલ એવી યોગ્ય રીતે સ્વાધીન કરયો નથી કે બ ઉપર દાવો માંડી કીંમત તેની પાસેથી વસુલ કરી શકાય.

ટીકા—જ્યાં કરાર પ્રમાણે વેચનાર માલ ખરીદદારને મોકલવાનો હોય, તેવે પ્રસંગે કોઈ સાધારણ હુંડા ભાડાવાળાને અને વળી ખરીદદારે પોતાની મરજી પ્રમાણે પોતાની પાસે એ માલ લઈ આવવાને હુંડા ભાડાવાળો ખસુસ કરીને બનાવ્યો હોય તેને એ માલ વધારે કારણ સહિત સ્વાધીન કરયો હોય તો તે ઇંગ્લાંડના કાયદા પ્રમાણે ખરીદદારને સ્વાધીન કરયા બરાબર છે. (સ્મીથ વી. હડશન, લો જનરલ કવીન્સ બેંચ વા. ૩૪—પા. ૧૪૫) આ નીયમ આ કલમમાં ફરીથી ઉતપન કરવામાં આવ્યો છે; અને તે હુંડા ભાડાવાળાઓ તથા ડકાવાળા બંનેને લાગુ કરવામાં આવ્યો છે. તો પણ સ્વાધીન કરવાનું કામ એવું પુરે પુરૂં હોવું જોઇએ કે તેથી માલ મજકૂરને માટે હુંડા ભાડાવાળો જવાબદાર થઈ શકે; નહીં તો એ ખુલ્લુ છે કે ખરીદદાર ઊપર ગેર વાજબી જોખમ નંખાય છે જેમકે કલારક વી. હગીંજસના કામમાં હુંડા ભાડાવાળાઓએ એમ જાહેર ખબર આપી હતી કે પાંચ પાંઉડથી જાદે કીંમતની ગાંસડીઓ હશે અને અમને તે વિશેની ખબર નહીં આપી હોય તથા તેનું યોગ્ય નુર નહીં આવ્યું હોય તો તે ગાંસડીઓને માટે અમે જવાબદાર નથી અને આ પ્રમાણે જાહેર ખબર આપી હતી તો પણ તેમને સોંપેલા માલની કીંમત પાંચ પાંઊંડ કરતાં જાસતી છે એવી હુંડા ભાડાવાળાઓને ખબર આપવાને વેચનારે ગફલત કરી હતી. આ કામમાં ઠરાવ કરવામાં આવ્યો હતો કે વેચનારે માલ સ્વાધીન કરયો નથી, “કેમકે તે માલ એવી રીતે મોકલાવ્યો નથી કે તેમાં નુકશાન થવાથી પ્રતિવાદીને હુંડા ભાડાવાળાઓ પાસેથી તે નુકશાનનો બદલો મળે.” ઇસ્ટ વા. ૧૪—પા. ૪૭૫) એવીજ રીતે વળી જ્યાં સને ૧૮૫૪ના આકટ ૧૮ ની કલમ ૧૦ માં ઠરાવ્યા મુજબ રેલવે કંપનીને માલ સ્વાધીન કરયો ન હોય અથવા સને ૧૮૬૫ના આકટ ૩ની કલમ ૩ થી ઉલટી રીતે કોઇ સાધારણ હુંડા ભાડાવાળાને માલ સ્વાધીન કરયો હોય તો તેની કીંમતને માટે ખરીદદાર જવાબદાર થશે નહીં આ કલમની સરતો ઊપરથી વળી એમ પણ માલમ પડશે કે માલનો ફકત થોડોજ ભાગ ગુમ થયો હોય તો એ ગુમ થએલા માલના પ્રમાણમાં કીંમત ઓછી આપીને બાકીનો માલ રાખવાને ખરીદદાર બંધાએલો થશે.

માલનો કાંઇ ભાગ સ્વાધીન કરયાનું પરિણામ. ૯૨. સઘળો માલ સ્વાધીન કરવાનું કામ ચલાવતાં તેનો કંઇ ભાગ સ્વાધીન કરવામાં આવ્યો હોય તો સદરહુ સઘળા માલની માલકી ખરીદદારને પ્રાપ્ત થવાને સબંધે ભાગ મજકુર સ્વાધીન કરવાનું પરીણામ સદરહુ તમામ માલ સ્વાધીન કરયાના પરિણામ જેવુંજછે, પરંતુ માલનો કંઈ

ભાગ સઘળા માલમાંથી તેટલો નીરાળો કરવાના હેતુથી સ્વાધીન કરયો હોય તો તેનું પરીણામ બાકી રહેલો માલ સ્વાધીન કરયાના પરિણામ જેવું નથી.

દ્રષ્ટાંતો.

(અ) અ ને નામે મોકલેલો માલ જે વાહાણુમાં ભરેલો છે તે વાહાણુ બંદરમાં આવે છે. અ તે માલનો ખરીદદાર છે. કપ્તાંન વાહાણુ ખાલી કરવા માડેછે અને સદરહુ સઘળો માલ સવાધીન કરવાનું કામ ચલાવતાં માલ પઇકી કાંઈ માલ અ ને સવાધીન કરયોછે આ ઊપરથી સરવ માલ ઉપરની માલીકી અ ને પ્રાપ્ત થવાને સબંધે તે સરવ માલ અ ને સવાધીન થયો એમ સમજવું.

(બ) અ બ ને એક જળાઉ લાકડાનો ગંજ વેચે છે. ગંજ સવાધીન કરે એટલે બ એ કીંમત આપવાનીછે. વેચાણુ થયા પછી બ તે લાકડાં પઇકી થોડાં લાકડાં લઈ જવાની પરવાનગી અ પાસે માગેછે અને તે અ આપેછે. એથી બધો માલ સવાધીન કરવાનું પરિણામ કાયદા મુજબ થતું નથી.

(ક) અ બને ૫૦ મણુ ચોખા વેચેછે તે ચોખા અ ની વખારમાંજ રહેછે. વેચાણુ થયા પછી તે પઇકી ૧૦ મણુ ચોખા બ કને વેચેછે બની ઇચ્છા ઉપરથી ૧૦ મણુ ચોખા અ ક ને મોકલેછે એ ઉપરથી સરવે ચોખા કાયદા મુજબ સ્વાધીન થયાનું પરિણામ થતું નથી.

ખરીદદાર વીનંતી કરે ત્યાં સુધી માલસ્વાધીન કરવાની ફરજ વેચનારને નથી.

૯૩. કાંઈ વિશેષ વચન આપવામાં આવ્યું ન હોયતો માલ સ્વાધીન કરવો એવી ખરીદદાર વીનંતી કરે ત્યાં સુધી માલ સ્વાધીન કરવાની ફરજ વેચનારને નથી.

સ્વાધીન કરવાનું ઠેકાણું.

૯૪. સ્વાધીન કરવા બાબત કાંઇ વિશેષ વચન આપવામાં આવ્યું ન હોય તો વેચેલો માલ વેચતી વખતે જે ઠેકાણે હોય તે ઠેકાણે તે સ્વાધીન કરવાનો છે; અને જે માલ વેચવાનો કરાર થયો હોય તે માલ કરાર મજકુર થતી વખતે જે ઠેકાણે હોય તે ઠેકાણે તે સ્વાધીન કરવાનો છે અથવા તે વખતે તે માલ હોયજ નહીં તો જે ઠેકાણે તે પેદા કરવામાં આવે તે ઠેકાણે સ્વાધીન કરવો.

ટીકા—કરારમાં કોઇ જગીઆ બતાવી ન હોય તો સામાન્ય નીયમ એછે કે થએલી જણુસો વેચાણુની વખતે જે જગીઆએ હોય તે જગીઆએ તે સ્વાધીન કરવાની છે. જ્યારે કરારમાં માગે ત્યારે આપવાનું હોય અને તે ઠેકાણે ન હોય ત્યારે વેપારીઓનો કોઠાર, કારખાનાવાળાની અથવા કારીગરની દુકાન, તથા ખેડુતનું ખેતર અથવા વખાર જે ઠેકાણે વેચેલી ચીજો મુકી હોય અથવા રાખી હોય તેજ ઠેકાણે એ માલની માગણી કરવી જોઇએ. તથા તે સ્વાધીન કરવો જોઇએ (કેન્ટ, વા. ૨—પા. ૬૭૭.

કામના ૩૫ ઉપરથી જેવી રીતે સ્વાધીન કરવાની જરૂરજણાતી હોય તેવી રીતે સ્વાધીન કરવું જોઇએ જેમ કે, સાલ્ટર વિ. પુલમ્સના કામમાં (મ્યાનીંગ એન્ડ ગરેન્જર, વા. ૨—પા. ૬૫૦ પ્રતિવાદી એક લીલામવાળાએ ધાસની એક ગંજી વેચી; જે ગંજી તે વ-

ખતે જ નામના કોઇ સખસની જગા ઉપર પડી હતી, અને તેણે તે ગંજી લેઈ જવાને પરવાનગી આપી હતી એ પરવાનગીની વાત ખરીદદારને જણાવવામાં આવી હતી અને વળી જ ઉપરનો કાગળ પણ લખી આપ્યો હતો જેમાં એવું લખ્યું હતું કે ખરીદદારને એ ઘાસ લઇ જવા દેવુ. આમ છતાં પણ એ ઘાસ લઈ જવા દેવાની જ એ ના પાડી, અને ખરીદદારે ઘાસ ન સ્વાધીન કરવાને માટે લીલામવાળા ઉપર ફરીઆદ કરી તોપણ તેમાં ઠરાવવામાં આવ્યું હતું કે ઘાસ સ્વાધીન કરવામાં આવ્યું હતું, કેમકે લીલામવાળાએ કામના ૩૫ ઉપરથી જેવી રીતે સ્વાધીન તેણે કરવું જોઇતું હતું તેવી રીતે તેણે સ્વાધીન કર્યું હતું.

## વેચનારનું *લીયન.

વેચનારનું લીયન.

૯૫. કરાર ઉપરથી વિરૂધ ઇરાદો દેખાઇ ન આવે, તો વેચેલો માલ જ્યાં સુધી વેચનારના કબજામાં રહે અને તેની કીંમત અથવા તે કીંમનો કાંઇ ભાગ આપવો બાકી હોય ત્યાંહાં સુધી વેચનારનું તે માલ ઉપર લીયન છે.

ટીકા.—વેચેલો માલ અટકાવી રાખવાને વેચનારનો હક છે અને તે હક રહેવાને વાસ્તે ત્રણ બાબતો જરૂરની છે. (૧) વિરૂદ્ધ ઇરાદો ન દેખાઇ આવવો જોઇએ. (૨) માલ વેચનારના કબજામાં રહેવો જોઇએ. પહેલી બાબતના સંબંધમાં કલમ ૯૬ જેમાં લીયન નથી એવો ઇરાદો દેખાતો હોય એવા સાધારણ કેશ વિશે વીચાર કરે છે, સ્વાધીન કરવા વિશે તેમની મરજીમાં આવે તેવી સ્પષ્ટ કબુલાય કરવાને પક્ષકારોને અલબત છુટ છે, અને સ્પષ્ટ ન હોય તો કાર્યનાં ૩૫ ઉપરથી લીયત બાતલ કરવાના ઈરાદાનું અનુમાન થઇ શકે જેમકે કોઇ વેચનાર મુદતની હુંડી અથવા મુદતે નાણાં મળે એવો કોઈ બીજો દસ્તાવેજ લેતો કરાર ઉપરથી લિયનનો હક બીલકુલ રહી શકતો નથી. જેમકે ચેમ્બરસ વિ. ડાવીડસનના કામમાં (લા રીપોરટ પ્રીવી કાઉનશીલ કેસીસ વા. ૧ પા૦ ૨૯૬ લોરડ વેસ્ટબરી બોલ્યા કે કોઇ વેપાર સંબંધી કારય જેમાં લીયન રહેતો હોય તે કારય જો લેખી કરારથી ઉતપન થએલું હોય તો અને એ સંબંધી કામ કાજ કરતાં જે પરીણામ નિપજે તેને માટે જામીન આપવામાં આવ્યો હોય તો જામીનને માટે પક્ષકારો વચેનો સ્પષ્ટ કરાર તથા કબુલાયતથી લીયન રહેતો નથી એને તેમણે કરાર કરયો છે તે કરાર પુરતી તેમના હકની હદ વળે છે.

બીજી બાબતના સંબંધમાં જેથી કરીને કલમ ૯૦ મુજબ સ્વાધીન થાય અને તેથી માલ ખરીદદારના કબજામાં મુકાય તેનું પરીણામ એવું થશે કે વેચનારનો કબજો ઉઠી જશે અને તેથી તેનું લીયન પણ રહેશે નહીં જેમકે ખરીદદાર પાસે લેઈ જવા સારૂ કોઇ

---

* ટીપ. 'લીયન' એ શબ્દ ઇંગરેજી છે, તેનો અરથ નિચે આપ્યો છે.

કોઇ શખસના કબજામાં બીજા સખસની કાંઇ વસ્તુ હોય, અને તે બીજા શખસ પાસેથી તેનું કાંઇ માગણું હોય તે આપવામાં આવે ત્યાં સુધી તે વસ્તુ અટકાવી રાખવાનો તે કબજેદારને જે હક હોય છે તેને 'લીયન' કહે છે. એ હક સદરહુ ખુદ વસ્તુ ઉપર માલકી ઉતપંન કરતા નથી, અથવા તે ઉપરથી ખુદ વસ્તુ મજકુર સારૂ દાવો આણી શકાતો નથી. 'લીયન' બે પ્રકારનાં છે—'વિશેષ લીયન' અને 'સાધારણ લીયન' વિશેષ લીયન ટલે કોઈ અમુક વસ્તુ ઉપરથીજ માત્ર ઉતપંન થએલા અથવા તે વસ્તુને સબંધ રાખતા કાંઇ ખરચ કીંવા માગણાં બદલ વસ્તુ મજકુર અટકાવી રાખવાનો હક હોય તે 'સાધારણ લીયન એટલે સદરહુ પ્રકારના ખરચ તથા માગણાં બદલ, તેમજ તેની સાથે પક્ષકારની દરમીઆન તેવા પ્રકારના બીજાં લેવડ દેવડના હીસાબની બાકી નીકળતી હોય તે બદલ પણ કોઇ વસ્તુ અટકાવી રાખવાનો હક હોય તે (વ્હારટનના કાયદા કોશની ત્રીજી આવ્રતિ જોવી.) વીરપ્રસાદ તાપીપ્રસાદ. ખ૦ ૨૦ ઠાંનાવાળા,

સાધારણ હુંડા ભાડાવાળાને ગાલ સ્વાધીન કરવાથી લીયન બંધ પડે છે. ડોઇસ વિ. પેક ટરનર એન્ડ રક્ષલ.વા. ૮ પા. ૩૩૦

ત્રીજી બાબત વિશે બોલવાનું કે લીયન ફક્ત બાકી રહેલી આખી અથવા થોડી કીંમતને ગાટે રહે છે. એટલા માટે ગાલને વખારગાં ભરવાની ખરાજાતને માટે કાંઇ પણ લીયન થતો નથી, પછી એ ખરાજાત અથવા એવું કાંઇ બીજું ખરચં ખરીદદારની કસુરથી થયું હોય તો પણ તેની ચીંતા નહીં. (સોમ્સ વિ. બ્રાટીશ અને પાયર સ્પાનીંગ કંપની લો જનરલ કવીન્સ બેંચ વા. ૨૭ પા. ૩૯૭) લૉ જનરલ કવીન્સ બેન્ચ વા ૨૮ પા. ૨૮ પા. ૨૨૦

કીંમત પાછળથી આપવાની હોય પણ સ્વાધીન કરવાનો વખત નિમ્યો ન હોય તો લીયન હોય છે કે શી રીતે. નાદારી એટલે શું.

૯૬. જો કરારમાં એવું હોય કે કીંમત ભવીશકાળે કોઈ દિવસે આપવી, પરંતુ માલ સ્વાધીન કરવાનો વખત નિમ્યો નથી, તો વેચનારને લીયન નથી. અને પઈશા આપ્યા સિવાય માલ મજકુર તેજ વખતે સ્વાધીન કરી લેવાનો ખરીદદારને હક છે; પરંતુ જો ગાલ સ્વાધીન કરવાની પેહેલાં ખરીદદાર નાદાર થાય તો અથવા પઈશા વિશે નો નિમેલો વખત ગાલ સ્વાધીન કરવાની પહેલાં આવે તો વેચનાર કીંગતને માટે ગાલ મજકુર અટકાવી રાખી શકે છે.

ખુલાસો—જે સખસ પોતાનાં કરજો હમેશ મુજબના કામને પ્રસંગે આપવાનું બંધ કરે અથવા જે સખસ જે કરજો આપવાને અસમથ હોય તે શખસ નાદાર થયો એગ સમજવુ.

દ્રષ્ટાંત.

અ ની વખારમાંથી કાંઈ સાકર અ બ ને વેચેછે. કબુલાયત એવી થઇ કે કીંમત ત્રણ મહીના ઉધાર રાખવી. બ સાકર અ ની વખારગાં રહેવા દેછે. ત્રણ ગહીના થયા પહેલાં અ નાદાર થાયછે, કીમતને માટે માલ અ અટકાવી રાખી શકેછે.

ટીકા—આ કલમના પહેલા ફકરામાં એવા પ્રકરણનું બ્યાન કર્યું છે કે જેમાં વેચનારનો લીયન રહેતો નથી. "કારણ કે કરાર ઉપરથી વિરૂદ્ધ ઇરાદો દેખાયછે. ઉધાર આપવા કબુલ કર્યાથી લેણદાર ખરૂં જોતાં પોતાનો લીઅન છોડી દેછે આ પ્રમાણે સ્પાર્ટલી વિ. બેનેકના કામમાં ઠરાવવામાં આવ્યું હતું. આ કામમાં ઉનનો ત્રીસ ગાંસડીઓનું વેચાણ કરવામાં આવ્યું હતું "અને તેની કીંમત એક માસમાં પાંચ ટકા પ્રમાણે વટાવ કાપી રોકડે નાણે આપવાની હતી. તેમાં ઠરાવવામાં આવ્યું હતુ કે તેની કીમત ભવીશકાળે કોઈ દીવસે આપવી. એવી કરારની સરતથી લીયન વિરૂદ્ધ છે એવા સબબથી પઇશા આપ્યા શિવાય ગાલ મજકુર તેજ વખતે સ્વાધિન કરી લેવાનો ખરીદદારનો હક છે. (લૉ જનરલ. કોમનપ્લીઝ વા. ૧૯ પા. ૨૯૩)

વેચનારનો લીયન જો કે કીંમતને માટે હુંડી આપવાથી બંધ પડેછે તે લીયન વેચનાર માલનો કબજો સોંપે તે પેહેલાં સદરહુ હુંડી જો ન શકરાયતો તાજો થાયછે. (ગ્રોફીટસ વિ. પેરી, લા જનરલ કવીન્સબેંચ વા. ૨૮ પા. ૨૦૪)

(ખુલાસો) કોઇ વ્યાજબી અને અંગીકાર કરેલુ દેવું નાં આપવાથી લીયનનો હક બજાવી શકાય છે. (બેનજમીન્સ ટ્રીટીઝઓનસેલ પા. ૬૩૩)

કીંમત પછાડીથી એક દીવસે આપવાની હોય અને ખરીદદાર માલ

૯૭. જયારે કરાર મુજબ કીગત પછાડીથી એકાદ દીવસે આપવાની હોય તથા તે દીવસ સુધી ગાલ ખરીદદાર વેચનારના કબજામાં રહેવા દે અને તે રોજે તેની કીંમત ન આપે ત્યારે વેચનાર કીમતને માલ મજકુર અટકાવી રાખી શકેછે.

વેચનારના કબજા માં રેવા દેતે વેચ નારનું લીઅન.

દૃષ્ટાંત.

અ ની વખારમાં કાંઇ સાકરછે. તે અ બ ને વેચેછે કબુલાયત એવી થઇછે કે કીંમત ત્રણ મહીના સુધી ઉધાર રાખવી, ત્રણ મહીના થાય ત્યાંસુધી બ અ ની વખારમાં રહેવા દેછે અને ત્રણ મહીના થયા પછી તેની કીમત આપતો નથી, કીમતને માટે અ માલ અટકાવી રાખી શકેછે.

પાછળનો ખરીદદાર હોય તેનીવિરૂધ વેચનારનું લીયન.

૯૮. વેચેલો માલ વેચનારના કબજામાં હોય ત્યારે જો તેણે કોઇ પાછળથી બીજીવાર ખરીદ કરનાર શખસનો હક કબુલ રાખ્યો નહોય તો સદરહુ પાછળથી ખરીદ કરનાર વિરૂદ્ધ વેચનાર મજકુર કીમતને માટે માલ અટકાવી રાખી શકેછે.

## માલ રસ્તામાં જતો રોકવા બાબત.

માલ જતો રસ્તામાં રોકવાનો વેચનારનો અખત્યાર.

૯૯. જે વેચનારે માલ પોતાના કબજામાંથી કાઢયો હોય તથા જેને સઘળી કીમત પહોચી ન હોય તે વેચનાર જો ખરીદદાર નાદારથાય તો માલ ખરીદદારના તરફ જતાં રસ્તામાં રોકી શકેછે.

ટીકાઃ—જો ખરીદદાર નાદાર ન થાય અને વેચનારે તેનો હક જોઈએ તે વખત પેહેલાં બજાવ્યો હોયતો માલ સ્વાધિન કરવાની તથા રોકાયતથી ખરીદદારને થએલુ ખરચ તેને ભરી આપવાની વેચનારની ફરજ થશે. (ધી કોનસ્ટાનશીઆ, રોબીનસન્સ એડમીરલ્ટી રીપોર્ટસ વા. ૬ પા. ૩૨૧)

રસ્તામાં જતો માલ એટલે શું.

૧૦૦ કોઇ માલ હુંડા ભાડાવાળાના કબજામાં હોય તે દરમીયાન અથવા ખરીદદાર તરફ રવાને થતાં કોઇ ઠેકાણે મુકવામાં આવ્યો હોય તે દરમીઆન તથા હુંડા ભાડાવાળાના કબજામાં હોય અથવા કોઇ ઠેકાણે સદરહુ મુજબ મુકવામાં આવ્યો હોય તે શીવાય બીજી રીતે ખરીદદારના અથવા તેની તરફથી બીજા કોઇ સખસના કબજામાં આવ્યો ન હોય તે દરમીયાન માલ મજકુર રસ્તામાં જતો માલ છે એમ સમજવું.

દૃષ્ટાંત.

(અ) બ મદ્રાસમાં રહેછે, અને અ પટણા મધે રહેછે. બ અ પાસેથી કાંઈ માલમંગાવેછે, અને તે મદરાસ મોકલવો એમ કહેછે. માલ કલકતે મોકલાવ્યો અને આગળ મદરાસ મોકલવાને સારૂ તે માલ ડકાવાળા ક ને સ્વાધિન કરયો એ માલ ક ના કબજામાં હોય ત્યાં સુધી તે રસ્તામાં જતો માલ છે.

(બ) બ દીલી રહેછે અને તે કલકતેથી અ પાસેથી કાંઇ માલ મંગાવે છે અ માલ બ ને નામે કોઈને સોંપીને દીલ્લીથી મોકલેછે, ત્યાં પહોચ્યા પછી તે માલ બ ની વખારમાં લઇ જઇને તાંહાં મુકવામાં આવેછે બ તે લેવાની ના કહેછે અને પછી તરતજ લોકોના પઈશા આપવાનું બંધ પાડે છે એ માલ રસ્તામાં જતો માલ છે એમ સમજવું.

(ક) બ પુને રહેછે અને તે મુંબઇથી અ પાસેથી કાંઇ માલ મંગાવે છે, બ એ ક ને

માલ મજકુર લઇ આવવાને નીમ્યો છે તે પ્રમાણે ક ની હસ્તક આ માલ પુને મોકલેછે. માલ પુને આવી પહોચાથી બ ના કહેવા ઉપરથી તે ક એ બ ને સારૂ પોતાની વખારમાં રાખ્યો એ માલ રસ્તામાં જતો માલ નથી.

(ડ) બ નામના લંડનના વેપારીએ મુંબઇના વેપારી અ પાસેથી ૧૦૦ ગાંસડી રૂની મંગાવી છે બ તે રૂને સારૂ પોતાનું વહાણ મુંબાઈ મોકલેછે, રૂ વાહાણ ઉપર સ્વાધિન કરી આપ્યું એટલે તે રસ્તામાં જતુ હોવાની વાત પુરી થાયછે.

(ઇ) બ એ લંડનનો વેપારી છે તેણે મુબાઇના વેપારી અ પાસેથી સો ગાંસડી રૂ મંગાવ્યું છે. બ તે રૂને સારૂ પોતાનું વહાણ મુંબાઇ મોકલેછે અ રૂ વાહાણ ઉપર સ્વાધિન કરી આપેછે, અને કપતાન પાસેથી બીલ્સ આફ લેડીંગ લઇને રૂ અ હુકમ કરે તેને કીંવા અ ના અશાઇનને સ્વાધિન કરવાનો બંદોબસ્ત કરેછે, રૂ લંડન પહોંચેછે પણ બ ના કબજા માં આવ્યા પહેલાં બ નાદાર થાયછે, રૂની કીંમત હજુ આપેલી નથી. અ રૂ રોકી શકે છે.

ટીકા:—માલ રસ્તામાં જતો એક વખત બંધ અને સ્વાધિન કરવાનું કામ પુરૂ થાય ત્યારપછી એ માલ બીજી જગોઆએ મોકલવામાં આવે તેથી માલ મજકુરનું રસ્તામાં જવું નવેસરથી થતું નથી. (ડીકસન વિ. બાલ્ડવીન, ઇસ્ટ વા. ૫ પા. ૫૭૫.)

વળી દ્રષ્ટાંત 'ક'માં બતાવ્યા મુજબ ખરીદદારે હુંડા ભાડાવાળાને નીમ્યો હોય તે ઉપરથી માલ મજકુર રાખવાને સારૂ તે સખસ ખરીદદારનો મુખ્તાર બનતો નથી; પણ માલ યોજેલે ઠેકાણે સ્વાધિન કરવામાં આવે તાંહાં સુધી તે અટકાવવાનો હક ચાલેછે. તોપણ ખરીદદાર માલ મજકુર લેઇ જવાનો અંત અગાઉથી આણી તે માલ કોઈ વચલી જગોયાએ હુંડા ભાડાવાળાના કબજામાં પોતાને હસ્તક લેઇને વેચનારના હકનો અટકાવ કરી શકેછે. (હોલ્સ્ટ વિ. પાઉનલ, એસપીનાલ વા. ૧ પા. ૨૪૦) જેના ઉપર માલ મોકલ્યો હોય તે સખસ અને હુંડા ભાડાવાળો જો આ પ્રમાણે સ્વાધિન કરવા કબુલ થાયતો બેશક ઉપર પ્રમાણેજ થાય અને માલમ પડશે કે જો હુંડાભાડાવાળો એવી ફેરીયતને સંબંધે પોતાની સંમતી આપવા ના ના પાડે કે તેથી માલ લેનાર સખસને ફરીયાદ કરવાનો હક મળતો હોય તોપણ એજ પરીણામ થાય. (વાઈટહેડ વિ. એન્ડરસન, મીસન એન્ડ વેલ્સબી વા. ૯ પા. ૫૧૮) એ ઘણું સ્પષ્ટ છેકે જે જગોઆએ માલ મોકલ્યો હોય તે જગોયાએ માલ સ્વાધિન કરવા હુડાભાડાવાળા તરફથી ગેરવ્યાજબી રીતે ના પાડવામાં આવે તેથી ખરીદદાર હકને બાધ આવી શકતો નથી. (બર્ડ બ્રાઉન, લા રીપોર્ટસ એકસચેકર વા. ૪ પા. ૭૮૬)

**રોકવાનો હક ક્યાં સુધી જારી રહેછે.**

૧૦૧. હવે પછી નિચે લખ્યાછે તે શીવાયને બીજે પ્રસંગે માલ રોકવાનો વેચનારને હક માલ મજકુર રસ્તામાં જતો હોય તે દરમીયાન ખરીદદારે પાછો વેચ્યાથી તથા તેણે કીમત લીધાથી બંધ થતો નથી. પરંતુ સદરહુ બીજા ખરીદદારના અથવા તેના તરફથી કોઇ શખસના સ્વાધિનમાં માલ મજકુર કરવામાં આવે ત્યાં સુધી તે હક જારી રહેછે.

**હકનો દસ્તાવેજ ખરીદદારે બીજા ને નામે કરી આપ્યો તો માલ રો**

૧૦૨. ખરીદદારને બીલ આફ લેડીંગ અગર માલ ઉપરનો હક બતાવનાર બીજો દસ્તાવેજ મળેલો હોય અને તે બીલ અગર દસ્તાવેજ તે માલ રસ્તામાં જતો હોય તે દરમીયાન બીજા ખરીદદારના નામ ઉપર કરી આપે તથા તે બીજો ખરીદદાર સુધ બુધીથી માલ મજકુર લ

કવાનો હક બંધ પડેછે.

ઈને તેનો કીંમતવાળો અવેજ આપેતો માલ રોકવાનો હક બંધ પડેછે.

દૃષ્ટાંત.

(અ) અ કાંઇ માલ બ ને વેચીને તેને નામે કોઇને સોંપીને મોકલાવેછે તથા બીલ આફ લેડીંગ બ પાસે રવાને કરેછે અ ને હજુ પઈશા પહોંચ્યા નથી તેટલામાં બ નાદાર થાય છે અને માલ રસ્તામાં છે તે દરમીયાન બ રોકડા રૂપિઆ લઇને બીલ આફ લેડીંગ ક ને નામે કરી આપેછે ક ને બ ની નાદારીની ખબર નથી અ માલ રસ્તામાં જતો રોકી શકતો નથી

(બ) અ કાંઇ માલ બ ને વેચીને તેને નામે કોઇને સોંપીને મોકલેછે અ ના પઇશા હજુ આપવાનાછે એટલામાં બ નાદાર થાયછે અને માલ રસ્તામાં છે તે દરમીયાન બ રોકડા રૂપિઆ લઈને બીલ આફ લેડીંગ ક ને નામે કરી આપેછે બ નાદાર થયાની ખબર કને છે એ પ્રમાણે બીલ આફલેડીંગ ક ને નામે કરી આપે છે બ નાદાર થયાની ખબર ક ને છે એ પ્રમાણે બીલકુલ આપ્યું તે સુધ બુધીથી આપ્યુ નહી. માટે અ માલ રસ્તામાં જતો રોકી શકે છે.

ટીકા; માલની કીમત અવલના ખરીદદારે આપી નથી એમ બીજા ખરીદદારના જાણવામાં હોય તે વાત અવસ્ય કરીને તેની શુદ્ધ બુદ્ધિને પ્રતિકુલ નથી; પણ (બ) દ્રષ્ટાંતમાં બતાવ્યા મુજબ અવલ ખરીદદાર નાદાર થયાની વાત જાણવામાં હોયતો તેથી શુદ્ધબુદ્ધિની ખામી જણાશે, અને આવી કેફીયતને સંબંધે માલ નામે કરી આપેલો હશેતો તેથી વેચનારના હક નાબુદ થશે નહીં. (ગરની વિ. બેહરડ, લા જનરલ કવીન્સબેંચ વા. ૨૩ પા. ૨૬૫.

બીલ્સ આફ લેડીંગ (ભરતીઆં) વેચવાની બાબત વિશે સને ૧૮૫૬ નો આકટ ૯ જોવો.

કરજે આપેલી રકમને પેટે હકનો દસ્તાવેજ ધરેણે મુકી બીજાનાં નામ ઉપર કરી આપ્યો હોયતો વેચનારે માલ રોકવા માટે શું કરવું.

૧૦૩. જ્યારે બીલ આફ લેડીંગ અથવા માલ ઉપરનો હક બતાવનાર બીજો કોઈ પણ દસ્તાવેજ સુધ બુધિથી સ્પષ્ટ રીતે તે ઉપર ધારેલી રકમની ખાતરીમાં સદરહુ માલના ખરીદદારે ધરેણે મુકીને બીજાને નામે કરી આપ્યો હોય ત્યારે વેચનાર માલ રસ્તામાં જતો રોકી શકતો નથી પણ જેની પાસે તે ધરેણે મૂકયો હોય તેણે ધારેલી રકમ તેને આપ્યા પછી અથવા આપવા માંડયા પછી માલ મજકુર રોકી શકાય છે.

દ્રષ્ટાંતો.

(અ) અ ૧૨૦૦૦ રૂપિઆની કીમતનો માલ બ ને વેચીને તેને નામે કોઇને સોંપીને રવાને કરેછે એ માલના બીલ આફ લેડીંગ ઉપર ક એ બ ને ૫૦૦૦ રૂપિઆની મુકરર રકમ કરજે આપી છે તે રકમની ખાતરમાં સદરહુ બીલ આફ લેડીંગ બ ક ને નામે કરી આપેછે બ નાદાર થાયછે અને બ ને ક નું કરજ ૯૦૦૦ રૂપિઆ આપવાનુંછે અ ક ના ૫૦૦૦ ન આપે અગર આપવાનું કહે નહી તો અ ને માલ રસ્તામાં જતો રોકવાનો હક નથી.

(બ) અ ૧૨૦૦૦ રૂપીઆની કીંમતનો માલ બ ને વેચીને તેને નામે કોઇને સોંપીને રવાને કરેછે ક તથા બની વચે આગલો લેણદેણનો હિસાબ હતો તે નકી કરયાથી બ પાસેથી કના ૫૦૦૦ રૂપીઆ લેણા ઠરયા તેની ખાતરીમાં સદરહુ માલનું બીલ આફ લેડીંગ બ કને નામે કરી આપે છે બ નાદાર થાયછે, ક ને રૂપીઆ ૫૦૦૦ ન આપતાં અથવા આપવા ન માંડતાં માલ રસતામાં જતો રોકવાનો અ નો હકછે.

માલ શો રી ૧૦૪ કોઇ માલ ખરેખરો પોતાના કબજામાં લીધાથી અથવા જે હુડા

તે રોકી શકાય છે. ભાડાવાળાના અથવા બીજા કોઇ માલ રાખી મુકનાર સખસના કબજામાં માલ મજકુર હોય તેને પોતાના દાવાની ખબર આપ્યાથી વેચનાર રસતામાં જતો માલ રોકી રાખી શકેછે.

ટીકાઃ—હુંડાભાડાવાળાને અથવા તે માલ ખરેખરો જે સખસના કબજામાં હોય તે સખસને માત્ર ખબર આપી એટલે વેચનારનો લીયન ફરીથી પ્રાપ્ત થવાને બસછે, એટલા માટે જો આ પ્રમાણે ખબર આપ્યા પછી હુંડા ભાડાવાળો ચુકથી અથવા વેચનારનું કેહેવું ન માની એ માલ સ્વાધિન કરેતો વેચનારને માલ મજકુર એ નાદાર પાસેથી વસુલ લેવાનો હકછે. (લીટ વિ. કાઉલિ, ટાનટન વા. ૩ પા. ૧૭૯)

વેચનારના હકનિ ખબર. ૧૦૫ સદરહુ ખબર માલ પ્રત્યક્ષ જેના કબજામાં હોય તેને અથવા જે સખશના નોકરના કબજામાં હોય તે સખસને આપિ શકાય છે એ પ્રમાણે નોકરના ધણિને ખબર આપવામાં આવે તો તે એવે વખતે અને એવે પ્રસંગે આપવિ જોઈએ કે તે ધણિ સાધારણ ઊધમ કિધાથિ તે ખબર પોતાના નોકરને વખતસર જણાવિને માલ મજકુર ખરિદદારને સ્વાધિન થતો બંધ પાડિ શકે.

ટિકા;—આ કલમમાં કરેલો ઠરાવ પાર્કસાહેબે નિચે પ્રમાણે કરિ બતાવ્યો છે,

"માલ રસ્તામાં રોકવાને સારૂ ખબર અસરકારક કરવાને માટે, એ ખબર માલ મજકુર પ્રત્યક્ષ જે સખસના કબજામાં હોય તે સખસને આપવી જોઈએ; અથવા, જે સખસના નોકરના કબજામાં હોય તે સખસને આપવામાં આવે તો ખબર મજકુર એવે વખતે અને એવે પ્રસંગે આપવી જોઇએ કે તે ધણી સાધારણ ઉધમ કિધાથી તે ખબર પોતાના નોકરને વખતસર જણાવીને માલ મજકુર ખરિદદારને સ્વાધિન થતો બંધ પાડી શકે" જો ધણિને ઉપર બતાવ્યું તેવે પ્રસંગે મળે ને તે ખબર તે ધ્યાનમાં ન લેતો તે ધણી વેચનારને જવાબદાર થાયછે; પણ જો દુરના સબબથી અથવા ટપાલ નહીં હોવાના સબબથી તે ધણી માલ સ્વાધિન થતો રોકી શકે નહીં તો તેને માથે જવાબદારી રેહેતી નથી અને માલ રોકવાનો વેચનારનો હક જાયછે. (વાઇટહેડ વિ. એન્ડરસન, મિસન એન્ડ વેલ્સબિ વા. ૯ પા. ૫૧૮)

માલ રોકયાથી વેચનારનો હક કેવો થાય છે. ૧૦૬ કોઇ માલ રસ્તામાં જતો રોકયાથી વેચેલા તમામ માલની કીંમત આપવામાં આવે ત્યાં સુધી વેચનારને તે માલ રાખવાનો હક થાયછે એમ સમજવું.

દ્રષ્ટાંત.

અ બને ૧૦૦ ગાંસડી રૂ વેચેછે, તે પઈકી ૬૦ ગાંસડીઓ બના કબજામાં આવીછે અને ૪૦ ગાંસડીઓ રસ્તામાં છે તે દરમીઆન બ નાદાર થયો અ ને પઈશા ન પહોંચ્યાને લીધે તે રસ્તામાં જતી ૪૦ ગાંસડીઓ રોકેછે એ ૪૦ ગાંસડીઓ સદરહુ ૧૦૦ ગાંસડીની કીંમત આપવામાં આવે ત્યાં સુધી રોકી રાખવાનો અનો હકછે.

ટીકાઃ—માલ રોકવાનો હક બતાવવાથી કરાર તુટતો નથી, કારણ કે હજુ પણ તેના લેહેણદારોને અર્થે તે કરાર અમલમાં આણી શકાયછે. (એક તરફી ચાલમરસ, લા રિપોર્ટસ ચાનસરિ કેસિસ વા. ૮ પા. ૨૮૯) એટલા માટે માલ મજકુર ફરિથી વેચવાનો હક વેચનારને તરત મળતો નથી કલમ ૧૦૭ જુઓ રોકાયતથી વેચનારને માત્ર લીયનનો હક ફરીથી પ્રાપ્ત થાયછે જે હક એ માલ પોતાના કબજામાંથી કાહાડતા પેહેલાં તે ભોગવતો હતો. દ્રષ્ટાંત બતાવે છે કે એટલો માલ આખી કીંમતની ખાતરી દાખલ રાખી શકાયછે તેથી ઉલટું, કલમ ૯૯ મુજબ કીમતનો કાંઇપણ ભાગ આપવો બાકી રહયો હોય તો બધો માલ રોકી શકાયછે.

### ફરી વેંચાણ.

ખરીદદારે કરાર પુરો ન કરયાથી ફરી વેચાણ.

૧૦૭ ખરીદદારને વેચેલો માલ તેણે ન લીધાથી અથવા તેની કીમત તેણે ન આપ્યાથી તે કરારનો પોતાને કરવાનો ભાગ પુરો ન કરે તારે જો વેચનારનું માલ ઉપર લીયન હોય અગર તેણે તે રસ્તામાં રોકયો હોયતો પોતાનો ઇરાદો માલ મજકુર ફરી વેચવાનો હોવા વિસેની ખબર ખરીદદારને આપ્યા પછી યોગ્ય મુદતે તે માલ સદરહુ વેચનાર પાછો વેચવાને મુખતીઆર છે અને એ પ્રમાણે ફરીને વેચ્યાથી કાંઈ ટોટો આવે તો તે ખરીદદારે ભરી આપવો જોઇએ પરંતુ તેમ કરયાથી નફો થાય તો ખરીદદારનો તે ઉપર હક નથી.

### હક.

વેચનાર તરફથી ખરીદદારને હક મળે છે તે બાબત.

૧૦૮ નીચે લખેલા પ્રસંગો શીવાય બીજે પ્રસંગે કોઈપણ વેચનારનો પોતાનો માલ ઊપર જે હક હોય તેથી વધારે હક તે માલ ઉપર ખરીદદારને તે વેચનાર આપી શકતો નથી.

. અપવાદ. ૧ જ્યારે માલીકની સંમતિથી કાંઈ માલ અથવા એકાદ બીલ આફલેડીંગ ડોક વોરંટ, વખારવાળાનું સરટીફીકટ. ડકકાવાળાનું સરટીફીકટ, અથવા સ્વાધિન કરવાનું વારંટ કીંવા હુકમ, અથવા માલ ઉપર હક છે એવું દેખાડનારો બીજો કોઇ દસ્તાવેજ કોઇ સખસના કબજામાં હોય ત્યારે જે માલ સદરહુ પ્રમાણે તેના કબજામાં હોય તે માલનું અથવા સદરહુ પ્રકારના દસ્તાવેજો જે માલ વિશે હોય તે માલનું સ્વામિત્વ સદરહુ શખસ બીજા કોઇપણ સખસને આપી શકે છે અને સખસ મજકુર સદરહુ બીજા સખસને તે માલ ઊપર પાકો હક આપી શકેછે પછી માલીકની આજ્ઞા બીજી રીતે હોવ તો ચીંતા નહીં પરંતુ ખરીદદારે શુદ્ધ બુદ્ધિથી ચાલવું જોઈએ, તથા પ્રસંગ એવો ન હોવો જોઇએ કે તે ઉપરથી એવું અનુમાન યોગ્ય રીતે થાય કે માલ અથવા દસ્તાવેજ મજકુર જે સખસના કબજામાં છે તેને તે માલ વેચવાનો અધિકાર નથી.

અપવાદ ૨. માલના કેટલાએક સમસ્ત માલીકો પઈકી કેવળ એકનીજ પાસે બાકીના માલીકોની પરવાનગીથી માલનો કબજો હોય, તો તે માલ સદરહુ એક સમસ્ત માલીક પાસેથી જે સખસે સુધબુધીથી ખરીદ કરયો હોય અને તે એવે પ્રસંગે ખરીદ કરયો હોય કે જેના કબજામાં માલ મજકુરછે તેને તે વેચવાનો અધિકાર નથી એવું પ્રસંગ મજકુર.ઉપરથી યોગ્ય અનુમાન ન થાય તો તે સખસને તે માલ ઉપરનું સ્વામિત્વ પ્રાપ્ત થાયછે

અપવાદ ૩. જ્યારે કોઇ કરાર ઉપરથી એકાદ સખસે પોતાના તાબામાં માલ લીધો હોય અને તે કરાર તેમાંના બીજા પક્ષકારની ઇચ્છા ઊપરથી નિરરથક થવા યોગ્ય હોય ત્યારે કરાર મજકુર રદ કર્યા પેહેલાં જો કોઇ જો સખસ તે માલ જેના કબજામાંછે તેની પાસેથી શુધબુધિથી વેચાણ લેતો તેનું સ્વામિત્વ તે ખરીદદારને પ્રાપ્ત થાય છે. પરંતુ જે કે ફીયત ઉપરથી તે કરાર નિરથક થવા યોગ્ય હોય તે કેફીયતનું સ્વરૂપ જેના કબજામાં માલ મજકુર હોય તેણે અથવા જેનો તે પ્રતિનીધી હોય તેણે કરેલા કાંઇ ગુન્હાનું થતું હોય તે સદરહુ મુજબ સ્વામિત્વ ઉત્પન્ન થતું નથી.

એવા કામમાં મુળ વેચનારને કરાર રદ કરવાનો અટકાવ થયાને લીધે તેને જે કાંઇ ટોટો થયો હોય તેનો બદલો મુળ ખરીદદાર પાસેથી ભરી લેવાનો તેનો હક છે.

દ્રષ્ટાંત.

(અ) બ એ ક પાસેથી એક ગાય ચોરી તે અ શુધ બુધિથી બ પાસેથી વેચાતી લે છે. ગાય ઉપરની માલકી અ ને મળતી નથી.

(બ.) અ નામનો વેપારી પોતાના બ નામના મુનીમને કાંઈ માલનું બીલ ઓફ લેડીંગ સોંપેછે અને બ ને હુકમ કરે છે કે કાંઇ અમુક કીંમતની અંદર માલ મજકુર વેચવો નહી, અને ડ ને ઉધાર આપવો નહી, બ તે માલ તે કીંમતથી કમી કીંમતે ડ ને વેચેછે અને પઇશા ત્રણ મહીને લેવાનું કબુલ કરેછે. માલ ઉપરની માલકી ડ ને મળેછે.

(ક) અ પાસે કાંઇ માલનું બીલ આફ લેડીંગછે તે માલ અ બ ને વેચેછે પરંતુ બીલ આફ લેડીંગ માલ ક ને સ્વાધિન કરવાનો છે અને ક એ તેની પછાડી સેરો લખી આપેલો નથી. તેની માલકી બ ને પોહોચતી નથી.

(ડ) અ બ અને ક એ ત્રણ અવીભક્ત, હીંદુ ભાઇઓછે તે સરવેની માલીકીનાં કાંઇ ઢોરોછે. બ તથા ક એઓ અ ના કબજામાં એક ગાય રહેવા દેછે અને તે અ ડ ને વેચે છે. ડ તે સુધ બુધીથી લેછે, ગાય ઉપરની માલીકી ડ ની થાયછે.

(ઇ) ઠગાઇનો ગુનો ન થાય એવી ગેર સમજુતી કરીને અ બ ને એક ઘોડો પોતાને વેચવાને તથા સ્વાધિન કરવાને લલચાવે છે. બ કરાર રદ કરે તેના પેહેલાં અ તે ઘોડો ક ને વેચેછે, ઘોડા ઉપરની માલીકી ક ની થાયછે અને બ ને કરાર રદ કરવાને અટકાવ થયાથી કાંઈ ટોટો થયો હોય તો તેનો બદલો અ પાસેથી ભરી લેવાનો તેનો હક છે.

(ફ) અ બ ને ગેરકાયદે ધમકી આપીને પોતાને એક ઘોડો વેચાણ આપવાની ફરજ પાડેછે, કીંવા ઠગાઇ અથવા ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરીને તે ઘોડો પોતાને વેચાણ આપવાને તેને લલચાવેછે. બ કરાર રદ કરે તે પહેલાં તે ઘોડો અ ક ને વેચેછે ક ને માલીકી મળતી નથી.

ખાત્રી.

ગેરહક બાબત વેચનારની જવાબદારી.

૧૦૯. વેચનારનો હક કાયદેસર નહી હોવાને લીધે જો કોઇ ખરીદદારના હાથમાંથી અથવા જે સખસ ખરીદદાર મજકુર પાસેથી પોતાને હક પોહોંચ્યાનું કહેતા હોય તે સખસના હાથમાંથી વેચેલી વસ્તુ જાય તો કરાર ઉપરથી જુદી રીતનો ઈરાદો ન દેખાય ત્યારે તે માલ સદરહુ મુજબ જવાથી જે ટોટો થાય તે બદલ સદરહુ ખરીદદારને કીંવા સદરહુ બીજા સખસને વેચનાર મજકુર જવાબદારછે.

માલ સારોછે તથા અમુકજાતનો છે એવી ગર્ભીત ખાત્રીની સાબીતી બાબત.

૧૧૦. કાંઇ માલ સારો અથવા અમુક જાતનોછે એવી ગર્ભીત ખાતરી કોઇ પણ અમુક ધંધાના રીવાજ વડે સાબીત કરી શકાયછે.

ટીકા:—આ આકટમાં ખાત્રીના લક્ષણો બતાવ્યાં નથી. લોર્ડ આબીનજર આ પ્રમાણે તેના લક્ષણો બતાવેછે. "જે કરવાનું પક્ષકાર માથે લે તે વિશેનો સ્પષ્ટ અથવા ગર્ભીત કહેલો મજકુર કરારનો ભાગ થશે, અને જો કે ભાગ થશે તોપણ તે કરારના વીષયને સહગામી થશે." (ચાન્ટર વિ. હોપકીન્સ, મીસન એન્ડ વેલ્સબી, વા. ૪ પા. ૩૯૯

ખાવાનો પદાર્થ વેચવામાં આવેતો

૧૧૧. ખાવા પીવાનો પદારથ વેચાણ આપવામાં આવે ત્યારે તે સારોછે એવી ગર્ભીત ખાતરી આપવામાં આવી એમ સમજવું.

તે સારોછે એવી ગર્ભીતખાત્રીઆપી સમજવી.

નમુના ઉપરથી માલ વેચ્યો હોય તો નમુના પ્રમાણે એકંદરે સઘળો માલછે એવી ગર્ભીત ખાત્રી આપી સમજવી.

૧૧૨. નમુનો બતાવીને માલ વેચવામાં આવ્યો હોયતો માલ એકંદરે નમુનાની જાતનો છે એવી ધર્ભીત ખાતરી આપવામાં આવીએમ સમજવું.

ટીકા;—નમુનો બતાવવાથી એમ થતું નથી કે વેચનાર નમુનો બતાવીને માલ વેચવાનો ઇરાદો રાખે છે કેમકે સ્પષ્ટ ખાતરી આપી નમુનાનું પ્રમાણ તે બાતલ કરી શકેછે અથવા વેપારની જણસ મજકુર વિશે ખરીદદાર યોગ્ય મત બાંધી શકે તેટલાજ માટે ફકત વેચનાર નમુનો બતાવી શકે છે. (ગારડીનર વી. ગ્રે. કયાંમ્પબેલ્સ રીપોર્ટસ વા. ૪ પાનું ૧૪૪)

અમુક નામનો માલ કહીને વેચ્યો હોયતો તેજનામનો માલ છે એવી ગર્ભીત ખાત્રી આપી સમજવી.

૧૧૩ કોઇ માલ અમુક નામનો છે એમ કહીને વેચવામાં આવ્યો હોય ત્યારે ખરીદદારે તે માલ નમુના ઉપરથી લીધો હોયતો પણ અથવા માલ એકંદરે તપાશીને લીધો હોય તોપણ વેપારીઓમાં તે નામે જે માલ પ્રસિધ હોય તેવોજ માલ વેચવામાં આવ્યો છે એવી ગર્ભીત ખાતરી આપવામાં આવી એમ સમજવું.

ખુલાસો—પરંતુ માલ અમુક નામનો કહીને, વેચવામાં આવ્યો હોય તોપણ તે તેજ નામનો છે એવી ખાત્રી આપવામાં આવતી નથી એવો મજકુર કરારમાં હોય તો પછી ધર્ભીત ખાત્રી આપેલી સમજવી.

દૃષ્ટાંતો.

(અ) "રદી રેશમ"નાં ૧૨ થેલા મુરશીદાબાદથી કલકતે આવતા હતા તે અ કલકતા મધે બ ને વેચે છે એમાં અ એ ધર્ભીત ખાત્રી આપી કે "રદી રેશમ" એ નામે જે રેશમ બજારમાં પ્રશિધ છે તેજ રેશમ વેચ્યું છે.

(બ) અ એ ૧૦૦ થેલા રૂ "સારૂ બંગાળી" નમુનો જોઈને તથા એકંદર રૂ તપાસી જોઇને વેચાણ લીધુંછે. પછવાડેથી એવું માલમ પડેછે કે બજારમાં "સારૂ બંગાળી" એવે નામે જે રૂ પ્રશિધ છે તે એ નથી એવાં ખાત્રી તોડી એમ સમજવું.

કાંઇ વિશેશ કામને સારૂ માલમંગાવ્યો હોયતો તે વિશેની ખાત્રી.

૧૧૪. જ્યારે માલ કોઇ જણાવેલા કામને સારૂ મંગાવ્યો હોય અને જે કામને સારૂ મંગાવ્યો હોય તે કામને સારૂ હુકમમાં જણાવેલા નામનો માલ ઘણું કરીને હમેશ વેચવામાં આવતો હોય ત્યારે વેચનારે એવી ગર્ભીત ખાત્રી કર્યાનું સમજવું કે આપેલો માલ તે કામમાં ઉપયોગ આવે એવો છે.

દ્રષ્ટાંત.

અ નાગના ત્રાંબાના કારખાનાવાળા પાસેથી બ વહાણ ઉપર પતરાં મારવા સારૂ ત્રાંબુ મંગાવેછે. હુકમ મુજબ બ ત્રાંબુ આપેછે. તે તાંબુ વાહાણ ઉપર પતરાં મારવા લાયક છે, એવી ખાત્રી બ એ આપી એમ સમજવું.

ટીકા;—આ નિયમ તથા પાછલી કલમમાં બતાવેલો નિયમ નીચે પ્રમાણે જોન્સ વિ. જસ્ટના કામમાં કહી બતાવ્યોછે. "એ વાત સાબીત ગણવી જોઇએ કે કોઈ કારખાનાવાળા અથવા વેહેપારીએ અમુક કામને માટે માલ વેચવો હોય ત્યારે કરારનાં એ એક સરતછે કે માલ મજકુર સાધારણ રીતે તે કામમાં આવશે, અને જ્યારે કોઈ જણુસ કોઈ કારખાનાવાળાએ કોઇ ખરીદદાર જેને તે જણુસ બનતી વખતે જોવાનો તક મળ્યો નથી તેવા ખરીદદારને વેચી હોય ત્યારે કરારની એ એક સરત છેકે જણુશ મજકુર સાધારણ રીતે ઉપયોગમાં આવશે, અથવા વેહેપારને સારૂ કામ લાગશે, પછી જે પ્રમાણે હોય તે પ્રમાણે" (લા રીપોર્ટસ ક્વીન્સબેંચ વા. ૩ પા. ૩૦૨)

પ્રસિધ તથા મુકરર કરેલી જાતનો માલ વેચ્યાથાં કેવી ખાતરી આપી સમજવી.

૧૧૫. એકાદ પ્રસીધ મુકરર કરેલી જાતનો પદારથ વેચવામાં આવે તો તે કોઇ અમુક કામમાં ઉપયોગમાં આવે એવો છે એવી ગર્ભીત ખાત્રી આપવામાં આવી એમ સમજવું નહીં.

દૃષ્ટાંત.

રૂ સાફ્ કરવાના એક નવા કાઢેલા પેટંટ યંત્રનો માલીક અ છે તેને બ લખે છે કે "તમારૂ રૂ સાફ કરવાનું પેટંટ યંત્ર મારા કારખાનામાંનું રૂ સાફ્ કરવા મને મોકલજો" આ હુકમ મુજબ યંત્ર મોકલી એટેછેમાં અ એ એવી ધર્ભીત ખાતરી આપી કે અનું રૂ સારૂ કરવાનુ પેટંટયંત્ર એવે નામે જે પદારથ પ્રસીધછે તે એજ છે. પરંતુ બ ના કારખાનામાંનું રૂ સાફ્ કરવાના કામમાં એ યંત્ર ઉપયોગ આવે એવો છે એવી ધર્ભીત ખાતરી એ ઉપરથી કર્યાનું સમજવું નહી.

ટીકા;—આ કલમ અને પાછળની કલમ વચે તફાવત એછે કે એક પ્રસંગે ખરીદદાર જે કામને સારૂ જે માલ ઘણું કરીને વેચવામાં આવતો હોય અને જે એટલા માટે ખરીદદારના જાણવામાં હશે એમ અનુમાન કરવું જોઈએ તે કામને લાયક માલ પોતાને આપવાને માટે ખરીદદાર વેચનારના વીચાર તથા કુશળતા ઉપર ભરૂસો રાખેછે, અને બીજે પ્રસંગે (એટલે આ કલમમાં કહેલે પ્રસંગે) પોતાના વીચાર ઉપરથી અમૂક ચીજ પોતાના કામમાં આવશે એવી ધારણાથી તે ચીજ ખરીદ કરેછે અને તેમાં તેની ધારણા પાર નપડે તો તેમાં કોઇ બીજાનો વાંક નથી, તેનો પોતાનોજ વાંક છે. એટલા માટે "જ્યાં કોઈ પ્રસિદ્ધ પ્રકારવાળી તથા લક્ષણુ બતાવેલી ચીજ કોઇ કારખાનાવાળા પાસેથી મંગાવામાં આવેતો પછી ખરીદદારે અમૂક કામને માટે તે ચીજ જોઈએ છીએ એમ કહ્યું હોય તોપણુ જો લક્ષણુ બતાવેલી તથા કેટલા પ્રકારની ચીજ મોકલવામાં આવેતો ખરીદદારે ધારેલા અમૂક કામમાં તે ચીજ આવશે એવી ખાત્રી આપવામાં આવીછે એમ સમજવાનું નથા" (ચાન્ટર વિ. હોપકીન્સ, મીસન એન્ડ વેલ્સબી વા. ૪ પા. ૩૯૯)

છુપી ખામીઓ વિસે વેચનાર ક્યારે જવાબદાર નથી.

૧૧૬ કપટ ન હોય તો તથા જાત વિશે સ્પષ્ટ ખાતરી આપવામાં આવી ન હોયતો જે પ્રકારનો કહીને એકાદ પદાર્થ વેચ્યો હોય તેજ પ્રકાર પ્રમાણેનો તે પદાર્થ હોય ત્યારે તેમાંની કોઇ છુપી ખામીઓનો વેચનાર જવાબદાર નથી.

દ્રષ્ટાંત.

અ બ ને એક ઘોડો વેચે છે પછવાડેથી એમ માલમ પડેછે કે વેચાણની વખતે ઘોડામાં એક ખોડ હતી અને તે અ ને માલમ નહોતી; તે વિશે અ જવાબદાર નથી.

ખાતરી તોડી- તો ખરીદદારનો હક.

૧૧૭ જ્યારે એકાદ અમુક પદાર્થે ખાતરી આપીને વેચવામાં આવ્યો હોય તે સ્વાધીન કરવામાં આવ્યો હોય તથા તેનો સ્વીકાર કરવામાં આવ્યો હોય અને પછી ખાતરી તોડવામાં આવે ત્યારે તેથી કરીને વેચાણ નીરરથક થવા યોગ્ય થતું નથી; પણ ખાતરી તોડયાથી ખરીદદારને ટોટો થયો હોયતો તેનો બદલો વેચનારને ભરી આપવો જોઇએ.

દ્રષ્ટાંત.

(અ) એક ઘોડો બ ને વેચીને તેને સ્વાધીન કરેછે અને તે મજબુત હોવા વિશેની ખાતરી આપેછે પછવાડેથી એવું માલમ પડેછે કે ઘોડો મજકુર વેચાણની વખતે મજબુત ન હતો એથી કરીને વેચાણ નીરરથક થવા યોગ્ય થતું નથી પણ ઘોડાની ગેર મજબુતીને લીધે થયેલા ટોટાની નુકશાની અ એ બ ને ભરી આપવી જોઇએ.

જે માલ મજકુર નથી તે બદલ આપેલી ખાતરી તુટે તો ખરીદદારનો હક.

૧૧૮ જે માલ કોઇ વેચાણનો કરાર થતી વખતે મુકરર થયો ન હોય અથવા જે માલ તે વખતે હતોજ નહીં તે માલ વિશેની ખાતરી આપીને સદરહુ વેચાણનો કરાર કરવામાં આવ્યો હોય અને તે ખાતરી જ્યારે તોડવામાં આવી હોય ત્યારે ખરીદદાર.

માલ મજકુર આપવા માંડવામાં આવે ત્યારે તે સ્વીકારવાનો કીંવા સ્વીકારવાની ના કહેવાને મુખતિઆર છે.

ટીકા;—(સમન) માલ ખાત્રિ મુજબ છેકે નહીં તેની અજમાયસ કરવાને સારૂ માલ મજકુર પોતાના હવાલામાં લેવાને ખરીદદારને હકછે અને જો જરૂર હોયતો અજમાયશ કરવાને સારૂ તેનો ઉપયોગ પણ કરી શકે; પણ જો જરૂર કરતાં વધારે દાદ સુધી તે માલ રાખે અથવા જરૂર ન હોય તેવી રીતે તેનો ઉપયોગ કરે તો તે માલ તેણે મંજુર કરયો અને તેથી તે સ્વીકારયો એમ ગણવું. (હિલબટ વિ. હિકસન લા રિપોર્ટસ, કોમન-પલીઝ વા. ૭ પા. ૪૩૮) એટલા માટે જ્યાં ખરિદદારે માલ પોતાના નામથી ફરિને વેચવા કોશિસ કરેલિ હતી, તે કામમાં આપેલી ખાત્રિ મુજબ માલ નથી એમ કહી તે માલ પાછો આપવાનો તેનો હક તેણે ખોયો છે એમ ઠરાવવામાં આવ્યું હતું. (આપમન વી મોરટન, મિસન એન્ડ વેલ્સબી વા. ૧૧ પા. ૫૩૪) (જસટિસ અર્લના શબ્દો કેહેવરાવેતો) "ખરૂં જોતાં વેચનાર જો માલનો માલિક ન હોય તે માલ મજકુર ઉપર કાંઇ કામ કરે તો એ કામ કરવું એ માલ મજકુર સ્વિકારવાનો પુરાવો છે" (પારકયવિ વાલિસ એલીસ એન્ડ બ્લાકબર્ને વા. ૫ પા. ૨૧) એવીજ ખરિદદારને ચાંજમાં કંઈ ફારફેર કરે અથવા તે ઉપર કાંઇ જાસતી કામ કરેતો તેવી રિતની તેની વર્તણુક સ્વિકારનો પુરાવો છે. (માબરલિ વિ. શેપર્ડ, બીંગહામ, વા. ૧૦ પા. ૯૯)

અથવા માલ તપાસવાને તથા અજમાવી જોવાને સારૂ કાંઈ યોગ્ય વખત સુધી તે રાખીને પછી સ્વિકાર કરવાની ના કહેવાને મુખતીઆર છે; પરંતુ તપાસવાનાં તથા અજમાવિ જોવાના કામને સારૂ જરૂર હોય તે સિવાયનું બીજું કોઇ સ્વામિત્વનું કૃત્ય સદરહુ વખતના દરમિઆનમાં તે માલ ઉપર તેણે કરયું જોઇએ નહીં.

ટીકા—જે ખરીદદાર માલ સ્વિકારવાનું પસંદ કરે તે ખરિદદારને ખાત્રિ તુટયા બદલ સ્વાધિન કરેલા માલની તથા જે માલની ખાત્રિ આપિ હોય તે માલની કીંમત વચેના તફાવત જેટલું નુકશાન મળી શકે છે એટલા માટે બજારમાં ભાવ વધવાથી હલકી ચી-

જે મુળ વેચાણની વખતે કબુલ કરેલિ કીંમતે વેચાતી હોયતો તે નિરૂપયોગિછે. (જોન્સ વિ. જસ્ટ લા રિપોર્ટ્સ કવિન્સબેંચ વા. ૩ પા. ૧૯૭)

ગમે તેવો પ્રકાર હોય તોપણ ખાતરી તુટવાથી જે કાંઈ ટોટો થાય તેનો બદલો ખરીદદારને વેચનારની પાસેથી ભરી લેવાનો હક છે. પરંતુ જો તે માલ મજકુર સ્વીકારે અને બદલો માગવાનો વીચાર રાખે તો ખાતરી તુટયાની વાત માલમ પડે ત્યારથી યોગ્ય વખતમાં બદલો માગવાના વીચારની ખબર તેણે આપવી જોઇએ.

દ્રષ્ટાંતો.

(અ) અ મુકરર નહી થયલા રૂ ની ૧૦૦ ગાંસડી નમુના ઉપરથી બ ને વેચવાની તથા બ ના માગ્યા શીવાય બ ને સ્વાધિન કરવાની કબુલાયત કરે છે. પછવાડેથી જે રૂ નમુના પ્રમાણેનું નથી એવું રૂ બ ને સ્વાધિન કર્યું તપાસવાને સારૂ જોઈએ તે કરતાં વધારે વખત સુધી રૂ બ એ રાખી મુકયું ન હોય તો બ તે રૂ પાછું આપી શકેછે.

(બ) બ અ પાસેથી ૨૫ કોથળા આટો નમુના ઉપરથી વેચાણ લેવાની કબુલાયત કરેછે, આટો બ ને સ્વાધિન કરયો અને બ એ તેની કીંમત આપી તપાસતાં આટો નમુના મુજબ નથી એવું માલમ પડયું પછી બ બે કોથળા વાપરેછે અને એક વેચેછે હવે તેનાથી કરાર રદ કરીને કીંમત પાછી લેવાતી નથી પરંતુ ખાતરી તોડયાને લીધે જે ટોટો થયો હોય તેનો બદલો તેને અ પાસેથી મળવાનો હકછે.

(ક). અ ના હુકમ ઉપરથી બ અ ને સારૂ બે જોડ જોડા તઈયાર કરેછે. જોડા સ્વાધીન કરતી વખતે તે અ ને પગે આવતા નથી, અ બંને જોડા એક દહાડો રાખેછે અને એક જોડ પહેરીને તે ઘરમાં થોડોવાર ફરેછે અને બિજી જોડ પહેરીને બાહાર લાંબો ફરી આવેછે. પહેલી જોડ સ્વીકારવાની તે ના કહી શકેછે. પણ સદરહુ બીજી જોડ લેવાની તેનાથી ના કહેવાતી નથી. પણ એ બીજી જોડમાંની ખામીથી જે કાંઈ નુકસાન થયું હોય તેનો બદલો તેને મળી શકેછે.

પરચુરણ.

*મંગાવ્યો નહી હોય એવો માલ મંગાવેલા માલ સાથે મોકલ્યોહોય તો ખરીદદાર તે સ્વિકારવાની ના કયારે કહી શકેછે.*

૧૧૯ જ્યારે વેચનાર ખરીદદારને મંગાવેલા માલ સાથે ન મંગાવેલો માલ મોકલે ત્યારે જો મંગાવેલો માલ ન મંગાવેલા માલમાં નીરાળો પાડવામાં જોખમ અગર તસદી પડે એવું હોય તો સદરહુ રિતે મોકલેલા માલમાંનો કાંઇપણ માલ સવીકારવાની ખરીદદાર ના કહિ શકેછે.

દ્રષ્ટાંત.

અ બ પાસેથી અમુક ચીનાઇ વાસણો મંગાવેછે બ તે એક મોટા ટોપલામાં ઘાલીને મોકલેછે અને તેનિ સાથે ન મંગાવેલિ બીજી ચીનાઈ જણશો પણ મોકલેછે મોકલેલા માલમાંનો કાંઈપણ હું રાખતો નથી એમ અ કહી શકેછે.

*સ્વિકારવાની ગેરવ્યાજબી રીતે ના કહયાનું પરિણામ*

૧૨૦ જો કોઇ ખરીદદાર પોતાને વેચેલો માલ સ્વિકારવાની ગેરવાજબી રીતે ના કહેતો તેમ કીધાથી વેચાણનો કરાર તેણે તોડયો એમ સમજવું.

*ખરીદદારે નીમે*

૧૨૧ જ્યારે વેચેલો માલ ખરીદદારને સ્વાધીન કરયો હોય ત્યારે

લે વખતે કીંમત ન આપ્યાથી કરાર ૨દ કરવાનો વેચનારનો હક. નીમેલે વખતે ખરીદદારે કીંમત નહિ આપવા ઉપરથી કરાર રદ કરવાનો હક વેચનારને નથી. પરંતુ રદ કરવાનો હક તેને છે એવી જો કરારમાં સરત કરી હોય તો તે રદ કરી શકેછે.

લીલામથી જથાબંધ માલ વેચવામાં આવે તે ઉપરની માલીકી બાબત. ૧૨૨ જો માલ લીલામથી વેચવામાં આવે તો દરેક જથામાં જેટલો માલ હોય તેટલા માલનું વેચાણ જુદુ જુદુ અને નીરાળું થાયછે એમ સમજવું. અને દરેક જથામાંના માલ ઉપરનું સ્વામીત્વ જથો મજકુર છેલી માગણીએ આપવામાં આવે કે ઊતપન થાયછે એમ સમજવું.

હરાજીમાં વેચનારે કીંમત વધારવા સારૂ બનાવટની માગણીઓ વાપરી હોય તો તેનું પરીણામ. ૧૨૩ લીલામથી માલ વેચાતો હોય ત્યારે વેચનાર કીમત વધારવાને માટે બનાવટની માગણીઓનો ઉપયોગ કરે તો ખરીદદારની ઇછા ઉપરથી વેચાણ મજકુર નીરરથક થવા યોગ્યછે,

---

## બાબ ૮ મો.

### હામી તથા જામીનગીરી.

હામીનો કરાર કહોને કહેવો. ૧૨૪ જે કરાર ઉપરથી એક પક્ષકાર ખુદ પોતાની વરતણુકથી અથવા બીજા કોઇ પણ સખસની વરતણુકથી બીજા પક્ષકારને જે ટોટો આવે તેથી તેને બચાવવાનું વચન આપે તે કરારને હામીનો કરાર એવું નામ આપ્યું છે.

દ્રષ્ટાંત.

૨૦૦ રૂપીઆની કાંઇએક રકમને સંબંધે ક બ વીરૂધ કાંઇ કામ ચલાવે તેથી થતા પરીણામમાં બ ને ટોટો આવે તો તે ભરી આપવા વીશે અ કરાર કરે છે એ હામીનો કરાર થયો.

હામી જેને આપી હોય તેના ઊપર દાવો થાયતો તેનો હક તથા જવાબદારી. ૧૨૫ હામીના કરારમાંનો વચન લેનાર પોતાના અધિકારની હદમાં રહીને કૃત્ય કરે તો વચન આપનાર પાસેથી તેને નીચે લખ્યા પરમાણેની રકમો મળવાનો હકછે.

(૧) ટોટો ભરી આપવાનું વચન જે બાબતને સારૂ આપ્યું હોય તે બાબત સંબંધીના કોઇપણ દાવામાં જે નુકશાન તેને આપવું પડે તે સરવે.

(૨) એવા કોઈપણ દાવામાં જે ખરચ તેને ભરવો જરૂર પડે તે સરવે પરંતુ દાવો મજકુર માંડવામાં અગર તે દાવાનો જવાબ આપવામાં વચન આપનારના હુકમ વિરૂદ્ધ તેણે કાંઇ કરેલું હોવું ન જોઈએ તથા હામીનો કરાર ન હોત તો જેવી રીતે ચાલવું ડહાપણ ભરેલું હોત તેવી રીતે તે ચાલેલો હોવો જોઇએ. અથવા તે દાવો માંડવાને કીંવા તેનો જવાબ આપવાને વચન આપનારે તેને અધિકાર આપેલો હોવો જોઇએ.

ટીકા;—દાવાનો જવાબ આપવાનો ઇરાદો છે એવી ખબર જ્યાં વચન આપનારને આપવામાં આવી હોય તે વચન આપનાર મજકુર દરમીયાન ન આવ્યો હોયતો તે દાવાનો જવાબ આપવાનો અખત્યાર છે એમ ધણું કરીને અનુમાન કરાયછે. (બ્લાઇથ વી. સ્મીથ, બારનવેલ ક્રેસવેલ વા. ૯ પા. ૬૧૮) (ગીલેટ વી. રોપન, મુડી એન્ડ માલકીન પા. ૪૦૬) પણ બીજી વાજબી હકીકત વગર દાવો માંડયા વિશે માત્ર ખબર આપવાથી તે બાબતનો જવાબ આપી વચન આપનારને નકામા ખરચમાં લાવવાને વચન લેનારને હક મળતો નથી જો હકીકત એવી હોય કે કોઈ સમજદાર હામી વગરનો માણસ નાણા આપીને દાવો બંધ પાડી શકે તો વચન લેનાર ખરચ વસુલ કરવાને હકદાર થયો નહીં. જ્યારે વચન લેનારે પોતાના અખત્યારની હદમાં રહીને દાવાનો જવાબ આપવાનું કામ કરયું હોય, ત્યારે વકીલ તથા અસીલ વચ્ચે જે ખરચ થાય છે તેવું ખરચ તથા બીજુ જરૂરી ખરચ જે તેને પડયું હોય તે ખરચ તેને મળી શકેછે. જ્યાં એક લીસ લેનાર પોતાના લીસના આસાઇની ઉપર લીસના કરાર પુરા નહીં કરવા બદલ પોતાને હામી આપવાનો કરાર તોડયાને માટે દાવો બાંધ્યો હતો તે કામમાં આ પ્રમાણે ઠરાવ થયો હતો. (હાવર્ડ વી. લવગ્રવ, લા રીપોર્ટસ એકસચેકર વા. ૬ પા. ૪૩)

(૩) એવા કોઇ દાવાનો માંહો માંહે તોડ પાડીને માંડી વાળવામાં આવે તે ઉપરથી તેને જે રકમો આપવી પડી હોય તે સરવે રકમો પરંતુ એવો તોડ પાડયો હોય તે વચન આપનારના હુકમ વિરૂદ્ધ ન પાડેલો હોવો જોઇએ તથા હામીનો કરાર ન હોત તો જે તોડ પાડવો વચન લેનારના ડહાપણની વાત હોત તેવો તોડ પાડેલો હોવો જોઇએ અથવા વચન આપનારે દાવાનો તોડ પાડવાનો તેને અધીકાર આપેલો હોવો જોઈએ.

'જામીનગીરીનો કરાર, 'તથા મા ગનાર. ૧૨૬. કોઇ ત્રાહીત સખસ પોતાનું વચન કીંવા જવાબદારી પુરી કરવામાં કસુર કરે તો તે પુરી કરવાનો જે કરાર થાય તેને જામીનગીરીનો કરાર સમજવો. જે સખસ જામીનગીરી આપે તેને જામીન કહેવો, જે સખશની કસુરને સંબંધે જામીનગીરી આપવામાં આવી હોય તેને મુખ્ય દેણદાર કહેવો; તથા જે સખસને જામીનગીરી આપી હોય તેને માગનાર કહેવો; જામીનગીરી મુખજુબાની હોય કીંવા લખેલી હાય;

ટીકા—મુખ્ય દેણદારના ઉપર દાવો ન બાંધ્યો હોય તોપણ જામીન ઉપર દાવો ચલાવી શકાય છે. (કોચીનનો દીવાન વિ. કુરૂસીગનલ, મદ્રાસ હાયકોરટ રીપોર્ટસ વા. ૪ પા. ૧૯૦) પઇશા આપવાનો સ્પષ્ટ કરાર કરવામાં આવ્યો હોય તે શીવાય મુખ્ય દેણદારની કસુર ઉપરથી પઇશા માગવાનો તેનો હક નથી. (સાંકલમોર વિ. બીસલટન, મોલ એન્ડ સેલવીન વા ૬ પા ૯)

જામીનગીરીનો અવેજ. ૧૨૭. મૂખ્ય દેણદારના હીતને માટે હરકાંઇ વસ્તુ કરી હોય અથવા હરકોઇ વચન આપ્યુ હોય તો તે વસ્તુ અથવા વચન જામીન જામીનગીરી આપવાનો પુરતો અવેજ હોઇ શકેછે.

દૃષ્ટાંતો.

(અ) બ અ પાસેથી કાંઇ માલ ઉધાર વેચાણ માગેછે અને કહેછે કે તે માલ મને સ્વાધિન કરવો અ કહેછે કે માલની કીંમત આપવાની જામીનગીરી ક આપેતો હુ તે પ્રમાણે કરીશ અ ના માલ સ્વાધિન કરવાના, વચનના અવેજમાં ક કીમત આપવાની જામીનગીરી આપવાનું વચન આપેછે, એ ક ના વચનનો પુરતો અવેજછે.

(બ) અ કાંઈ માલ બ ને વેચેછે. અને તે તેને સ્વાધિન કરેછે પછાડીથી અ એ બ ઉપર એક વરસ સુધી તે કરજ બાબત દાવો આણવો નહી એવી વિનંતી ક અ નીકરેછે.

અને એવું વચન આપેછે કે અ દાવો ન માંડેતો માલ મજકુરની કીંમત બ ન આપેથીતે પોતે આપશે એ પ્રમાણે અ દાવો ન કરવાનું કબુલ કરેછે. ક ના વચનનો એ પુરતો અવેજછે એમ સમજવું.

(ક) અ બ ને કાંઈ માલ વેચેછે. અને તે તેને સ્વાધિન કરેછે બ પઇશા ન આપેતો હું આપીશ એવું કાંઇ અવેજ શીવાય ક પછાડીથી કબુલ કરેછે. એ કબુલાયત નિરરથક છે.

તા ૧૪મી નવેંબર સ ૧૮૭૨ના રોજના ખતની રૂઇએ અમુક રકમ ધીરવામાં આવેલી હતી તે ખતમાં તે નાણાંની જમાની તરીકે તે લખીઆપનારે કેટલીક મીલકત સાંનગાં લખી આપી હતી અને તેમાં એવો ઠરાવ હતો કે તે મિલકતથી તે નાણું વસુલ કરવાં. અને તે વસુલ કરતાં તે મીલકત ખુટે તો બાકિનાં નાણાં એક ત્રીજો સખસ નામે મોહીનલાલ આપે પરંતૂ તે ખત ઉપર તે મોહીનલાલનું મતુ ઈયાને સહી નહિ હતી. પણ તા ૧૬મી નવેંબર સ ૧૮૭૨ના રોજ મોહીનલાલે સદરહુ નાણાનું બીજુ જામીન ખત લખી આપ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે હિંદુસ્થાનના કરાર આકટ (સન ૧૮૭૨ના ૯મા)ની કલમ ૧૨૭ પ્રમાણે જમાનીનો કરાર રદ બાતલ છે. નાનકરામ. વિ. મોહિનલાલ. ઇ. લા. રી. વા. ૧ પાનું ૪૮૭.

જામીનની જવાબદારી.

૧૨૮. કરારમાં બીજી તરેહનો ઠરાવ ન હોય તો જામીનની જવાબદારી મૂખ્ય દેણદારની જવાબદારી જેટલીજછે.

દ્રષ્ટાંત.

ક નામનો હુંડી સીકારનાર હુંડીના પઇશા આપશે એવી જામીનગીરી અ બ ને આપેછે. પછવાડેથી હુંડીના પઇશા ક એ આપવાની નાકહી અ હુંડીની રકમને માટે જવાબદારછે, એટલુંજ નહી પણ તે ઉપર વ્યાજ તથા ખરચ જે કાંઈ ચડયો તેનો પણ જવાબદાર છે.

સ્થીર જામીનગીરી.

૧૨૯. જે જામીનગીરી કેટલાએક અનુક્રમવાર કાર્યોને લાગુ હોય તે જામીનગીરીને સ્થિર જામીનગીરી કહેવી.

દ્રષ્ટાંત.

(અ) બ એ પોતાની જમીનદારીનો ધારો વસુલ કરવાના કામને સારૂ ક ને રાખવો એના અવેજમાં બ ને અ એવું વચન આપેછે. કે ક તે ધારો યોગ્ય રીતે વસુલ કરીને ભરણું કરે તેને સારૂ ૫૦૦૦ રૂપિઆ સુધી હું અ જવાબદાર છું એને સ્થિર જામીનગીરી સમજવી.

(બ) નામનો ચાહ વેચનાર વખતે વખતે ક ને ચાહ આપે તે બદલ બ ને કીમત મળવાની અ ૧૦૦૦ રૂપિઆની જામીનગીરી આપેછે. બ ક ને ૧૦૦૦ રૂપિઆથી વધારે કીમતની ચાહ આપેછે અને ક તેની કીમત બને આપેછે પછી બ ક ને ૨૦૦૦ રૂપિઆની કીમતની ચાહ આપેછે. ક તેની કીમત આપતો નથી અ એ આપેલી જામીનગીરી સ્થિર હતી અને તેથી તે બને ૧૦૦૦ રૂપિઆ સુધીનો જવાબદારછે.

(ક) જ એ પાંચ કોથળા આટો ક ને સ્વાધિન કરવાનો છે અને તેની કીંમત તેણે એક મહીનામાં આપવાની છે. અ તે કીંમતની બ ને જામીનગીરી આપેછે. બ પાંચ કોથળા ક ને સ્વાધિન કરેછે. અને એની કીંમત ક આપતો નથી અ એ આપેલી જામીનગીરી સ્થિર નહોતી અને તેથી તે સદરહુ ચાર કોથળાની કીમતનો જવાબદાર નથી ક તેની કીમત આપેછે પછી બ ચાર કોથળા કને સ્વાધિન કરેછે.

ટીકા—જામીનગીરી સ્થિર કરવાનો ઇરાદો હતો કે નહીં એ સવાલ "જામીનગીરી આપતી વખતે શો વિષય પક્ષકારોના મનમાં હતો તે જાણવાને આશપાશની હકીકત જોયા વગર માત્ર દસ્તાવેજના લખાણ ઉપરથી નિર્ણય કરવાનો નથી. "પક્ષકારો વચ્ચે શી વાત હતી તે જાણવાને સારૂ એ નકી કરવું યોગ્ય છે." (વુડ વી. પ્રીસ્ટનાર લા રીપોર્ટસ એક્સચેકર વા. ૨ પા. ૬૬,૨૮૨; લોરી વી. સ્કોલફીલ્ડ લા રીપોટસ, કૉમનપ્લીઝ વા ૪ પા. ૬૨૨; હેફીલ્ડ વી. મેડોઝ લા રીપોટસ કૉમનપ્લીઝ, વા. ૪ પા. ૫૯૫; કોલ્સ વી. બ્યાક, લા રીપોરટસ કૉમનપ્લીઝ વા. ૫ પા. ૮૫)

એક કલેકટરેટના ત્રીજોરીવાળા તરફથી સરકારને ખત કરી આપી બ જામીન થયો, વરસે વરસે કલેકટર હીસાબ તપાસતો હતો. અને જણુસે જે નીકળતું તે ઉપર ખરાપણાની પોતે સહી કરતો. આવે હરેક પ્રસંગે બ નવું ખત કરતો, પણ નવા ખત રદ કરવામાં કે પાછા આપવાના નોહોતાં આવતાં પાછળથીજ તજવીજ કરતાં એમ માલમ પડયું કે તીજોરીવાળો દરેક વરસમાં પઇશા ખાઈ ગયોછે તેમાં ઠરાવવામાં આવ્યું હતું કે આ પ્રમાણે માલમ પડવાથી નવા ખત થયા છતાં પણ જુના ખતની રૂએ બ હજુ જવાબદાર છે; (લાલા ભાઉશાંધાર વિ. બંગાળા સરકાર, બંગાળા લા રીપોર્ટસ વા. ૯ પા. ૩૬૪).

સ્થિર જામીનગીરી રદ કરવા બાબત. ૧૩૦. માગનારને ખબર આપીને ત્યાર પછી ભવિશકાળે જે કારયો થવાનાં હોય તે સંબંધીની પોતાની સ્થિર જામીનગીરી ગમે તે વખતે જામીન રદ કરી શકેછે.

દ્રષ્ટાંતો.

(અ) અ ના કહેવા ઉપરથી બ ક ની હુંડીઓ લઇને વટાવ કાપી તેના રૂપિઆ આપવાનું કબુલ કરેછે અને તેના અવેજમાં એવી સરવે હુડીઓના પઇશા બાર મહીના સુધી બરોબર મળતા જશે એવી જામીનગીરી ૫૦૦૦ રૂપિઆની અ બ ને આપેછે. તે પ્રમાણે બ ક ની ૨૦૦૦ રૂપિઆ સુધીની હુંડીઓ લઇને વટાવ કાપીને પઈશા આપેછે ત્યાર બાદ અ ત્રણ મહીના પછી જામીનગીરી મજકુર રદ કરેછે એ પ્રમાણે રદ કર્યાને લીધે અ ત્યાર પછીના વટાવને સારૂ બ ને જવાબદાર નથી પરંતુ ક એ રૂપિઆ ન આપ્યા તો તે સદરહુ રૂ ૨૦૦૦ નો અ બ ને જવાબદાર નથી.

(બ) બ ક ઉપર જેટલી હુંડીઓ મોકલે તેટલીના પઇશા ક આપશે એવી અ બ ને ૧૦૦૦૦ રૂપિઆની જામીનગીરી આપેછે, એ પ્રમાણે બ ક ઉપર હુડીઓ મોકલેછે. ક તે હુંડી શીકારે છે અ જામીનગીરી રદ કરવાની ખબર આપેછે ક હુંડીના દિવસ ભરાયા પછી તેના નાણાં આપવાની ના કહેછે. અ પોતાની જામીનગીરી મુજબ જવાબદારછે.

જામીન મરણ પામ્યાથી સ્થિર જામીનગીરીરદછે. ૧૩૧. જામીન મરણ પામે તો બીજી રીતનો કરાર ન હોય ત્યારે ભવિષ્યકાળે થવાના કામને સંબંધે સ્થિર જામીનગીરી રદ થાયછે.

જે બે સખસો પ્રથમ જવાબદાર હોય તે બે સખસો જામીનબાબતમાહોમાંહેખાનગી બંદોબ ૧૩૨. જ્યારે બે સખસો ત્રીજા સખસ સાથે કરાર કરીને કાંઇ એક જવાબદારી પોતાને માથે લે, અને પછી સદરહુ બેમાંનો એક સખસ કસુર કરે તોજ માત્ર બીજો સખસ જવાબદાર થશે એવો પોતપોતામાં પણ કરાર કરે, તથા સદરહુ બે સખશ વચે પોતપોતામાં થયલા કરારમાં સદરહુ ત્રીજો સખસ પક્ષકાર ન હોય ત્યારે સદરહુ પેહેલા કરાર મુજબ તે બે સખસોમાંના પ્રત્યેક સખસ ઉપર સદરહુ ત્રીજા

સ્ત કરે તો તેથી તેવોની પ્રથમની જવાબદારીમાં ક મજાદે થતું નથી.

શખશની જોડે જે જવાબદારી હોય તે જવાબદારીમાં સદરહુ બીજો કરાર થયાને લીધે કાંઇ કમ જાદે થતુ નથી, પછી તે ત્રીજા સખસને સદરહુ બીજો કરાર થયાની વાત માલમ હોયતો તેની ચિંતા નહી.

દ્રષ્ટાંત.

અ અને બ એઓ ક ને એક પ્રામેશરી નોટ લખી આપીને બેઉ ભાશાગીઓ એકમતે એકેજતે જવાબદાર થાયછે, પણ વાસ્તવીક જોતાં તેમાં અ બ નો જામીન હતો અને નોટ થઇ તે વખતે એ વાત ક ને માલમ હતી ક એ સદરહુ નોઠ ઉપરથી અ ઉપર દાવો આણીએ ત્યારે પોતે ફકત બ નો જામીન હતો અને એ વાત ક ને માલમ હતી એવો જવાબ અ પોતે આપે તો તે ચાલનાર નથી.

ઠરાવવામાં આવ્યું કે કરાર આકટની કલમ ૧૩૨ તથા પુરાવ આકટની કલમ ૯૨પ્રમાણે બ ફકત સગવડ હુંડી શિકારનારછે એવી તકરાર કરવાને બને અટકાવ થતો નથી: વળી ઠરાવવામાં આવ્યું કે બના છેવટના ઇલાજને સદરહુ 'ટ્રસ્ટડીડ' થી પણ હરકત નથી, માટે કરાર આકટની કલમ ૧૩૯ પ્રમાણે જમાનીની જવાબદારીથી છુટા થવાતુ નથી. એમ પોગોસ વિ. બંગાળાની બેંક ઇ. લા. રી. ક. વા. ૩ પાનુ ૧૭૪

કરારમાંની સરતોમાં ફેરફાર થયાથી જામીન છુટો થાયછે.

૧૩૩. માગનાર તથા મુખીય દેણદાર વચેના કરારની સરતોમાં જામીનની સંમતી શિવાય કાંઇ પણ ફેરફાર કરવામાં આવે તો તે ફેરફાર પછીના કાર્યને સંબંધે જામીન ઉપર જવાબદારી રહેતી નથી.

દ્રષ્ટાંતો.

(અ) બ ક ની પેડીપર કારભારી છે. તેની ચાલચલગતનો અ ક ને ત્યાં જામીન થાયછે. પછાડીથી અ ની શમતી શિવાય બ અને ક એવો કરાર કરેછે કે બ નો પગાર વધારવો અને કોઈ ઘરાક પેડી ઉપરથી વધારે નાણાંની હુંડી લે ને તેથી કાંઈ ટોટો થાય તો તેમાંથી ¼ ટોટાના બ એ જવાબદાર થવું બ એ એક શખસને વધારે પઈશા ઉપાડવા દીધા અને તેથી કરીને પેડીને કાંઈ રકમનું નુકશાન થાયછે. અ ની સંમતી શિવાય ફેરફાર કરયો માટે તે પોતાની જામીનગીરીમાંથી છુટો થયો છે. તથા તે સદરહુ ટોટો ભરી આપવાને પાત્ર નથી.

(બ) બ ને ક એ કાંઇ એક હોદાના કામ ઊપર નીમ્યો અને તે કામ કયા પ્રકારનું છે તે કાયદા કરનાર મંડળીના એક આકટ ઉપરથી મુકરર કરવામાં આવ્યું છે. બ તે કામ ઉપર હોય તે દરમીઆન તે ગેરચાલ ચાલશે નહી એવી અ એ ક ને જામીનગીરી આપીછે, ત્યાર બાદ એક બીજો આકટ થયો અને તે કામનું સ્વરૂપ મુખીય વાતે બદલાઇ ગયું ત્યારપછી બ એ કોઈ ગેરવરતણુંક કરી. સદરહું બીજા આકટને જે કૃત્ય સાથે કાંઈ સંબંધ ન હોય એવું કૃત્ય કર્યાથી બ ની કોઇ ગેરવરતણુક થઇ હોય તોપણ સદરહુ ફેરફાર થયાને લીધે અ ત્યાર પછીની જવાબદારીમાંથી મોકળો થયો.

(ક) બ ને માલ વેચવા સારૂ કારકુનના કામ ઉપર રાખ્યાથી તે સંબંધે તેના હાથમાં જે પઇશા આવે તેનો હીસાબ બ આપશે એવો અ ક ને ત્યાં બનો જામીન થાય તો બને કાંઇ શાલીઆનું આપવાનુ ઠરાવીને તે જગ્યા ઉપર તેને નીમવાનું ક કબુલ કરેછે. ત્યાર પછી અ ને ન જણાવતાં તથા અ ની સંમતી વગર ક અને બ એવી કબુલાયત કરેછે કે બ ને વરશાન ન આપતાં જેટલો માલ બ વેચે તેટલા માલ ઉપર તેને કાંઇ હકશાઇ આપવી. એ પછી બ એ ઘેર વરતણુક કરી તો તે બાબત અ જવાબદાર નથી.

(૩) બ ને જેટલું ઉધાર તેલ ક આપે તે બાબત અ ક ને ૩૦૦૦ રૂપિઆની સ્થિર જાગીનગીરી આપેછે, પછી બ નાંણાની ભીડમાં આવી પડેછે અને અ ને ન જણાવતાં બ તથા ક એવો કરાર કરેછે કે ક એ બ ને રોકડા પઇશાથી તેલ આપવું અને જે પઇશા બ આપે તે બ તથા ક ની દરમ્યાનનું કરજ જે તે વખતે હોય તેને પેટે મજરે લેવા. આ નવો બંદોબસ્ત કરયા પછી જે કાંઈ માલ આપવામાં આવ્યો હોય તેનો અ પોતાની જા મીનગીરીની રૂએ જવાબદાર નથી.

(૪) ક બ ને મારચ મહીનાનિ પહેલિ તારીખે ૫૦૦૦ રૂપીઆ કરજાઉ આપવાનો કારાર કરેછે. તે પઇશા પાછા મળશે એવી જામીનગીરી અ આપેછે. સદરહુ ૫૦૦૦ રૂપીઆ ક બ ને જાનેવારી મહીનાની પહેલી તારીખે આપેછે, અ પોતાની જવાબદારીમાંથી મોકળો થયો છે. કારણ કે કરારમાં ફેરફાર થયો છે, એટલે પહેલી મારચની પહેલાં ક બ ઉપર પઇશા બાબત દાવો લાવી શકે.

ટીકાઃ—લેહેણદાર દેણદાર પાશેથી મુદત આપવાના કરાર વગર કિંવા કરારની સરતોમાં કાંઇ પણ ફેરફાર કરયા વગર નવી નવી જામીનગીરી સ્વીકારે તેથી જામીન ઉપરથી જબાદારી જતી રેહેતી નથી. ( બેલ વી. બેંકસ મ્યાનીંગ એન્ડગ્રેનજર (વા. ૩ પા. ૨૫૮)

"કારીનથીયન થીએટર કંપની લીમીટેડ " નાડાયરેકટરોએ એક એવો કરાર કર્યો કે મેસર્સ ફ્રીબરજર અને એન્ડરસને આ કંપનીને રાખેલાછે, માટે તેમનું મેલબોર્નથી કલકતાસુધી જે કાંઇ રેલવેનું રસ્તા ખરચ હોય, તે તેના તુરસુધાં મેસર્સ નીકલ્સ અને કંપની આપેતો, સદરહુ કોરીનથીઅન કંપની લીમીટેડની બાબતમાં તેમને પેહેલવેહેલાં જે નાણા મળશે તેમાંથી તે આપવામાં આવશે સદરહુ રીતે મેસર્સ નીકલ્સ અને કંપનીને રકમ વસુલ થતાં જે કાંઇ બાધ પડશે તે અમો બેઉ ડાયરેકટરો દરેક સરખે ભાગે આપીશું. આ કરાર ઉપરથી વાદીઓએ તે ખેલાડીઓનું રસ્તા ખરચ રૂ ૧૩૧૧૩–૧૩–૪ આપ્યું. અને તેની અર્ધી રકમ પાછી આપવામાં આવી, અને બાકીની રકમ સારૂ વાદીઓએ આ દાવો કર્યો છે. આ વખતે વાદીઓ કંપનીના સરાફો હતા તેથી કંપની સાથે નાણા આપ લે કરતાં હતા. વાદીઓએ જે નાણા આપ્યાં તે પ્રથમ સદરહુ કરાર પ્રમાણે વસુલ ગણવું જોઈએ, તે નહી ગણતાં કંપની પાસે બીજુ લેહેણું હતું તે પેટે જમાં કર્યાં. બેડારેકટરોમાંથી એક ડાયરેકટર વહિવટ કરનાર ઓરત હતી, તેના ઉપરના દાવામાં ઠરાવવામાં આવ્યું કે વાદીઓ સદરહુ કરાર મૂજબ ખોળાધરવાળા લેહેણામાં જે નાણા આવ્યાં તે જમાં કરવા બંધાએલા હતા પણ તેઓએ તેમ કરેલું નથી માટે ખોળાધરીનો કરાર રદ કરયો. નીકલ્સ વિગરે વિ. વિલ્સન. ઇ. લા. રી. ક. વા. ૪ પાનુ ૫૬૧.

મુખ્ય દેણદાર છુટયો અથવામોકળો થયો તો જામીન મુકત થાય છે.

૧૩૪ માગનાર તથા મુખ દેણદાર વચ્ચે એવો કાંઇ કરાર થાય કે તેથી મુખ્ય દેણદાર જવાબદારીમાંથી છુટો થાય તો તે કરારથી અથવા માગનાર એવું કાંઇ કૃત કરે કીંવા ન કરે કે તે કૃત કરવાનાં કીંવા ન કરવાનાં કાયદેશર પરિણામમાં મૂખીય દેણદાર જવાબદારીમાંથી મોકળો થાય તો તેથી જાગીન જવાબદારીમાંથી છુટો થાયછે એમ સમજવું.

દ્રષ્ટાંતો.

(અ) કએ બને કાંઇ માલ આપવાનો છે તે બદલ અ ક ને જામીનગીરી આપેછે કે

બને ગાલમ આપેછે અને પછી બ નાણાંની ભીડમાં આવે છે તથા તે ક સુધાંના પોતાના માગનાર સાથે કરાર એવો કરે છે, કે તેણે પોતાની માલગતા તેઓને હવાલે કરવી. અને તેના અવેજમાં તેમણે તેને પોતાનાં માગણાંમાંથી છુટો કરવો. હવે બએ કની સાથે કરાર કરયાથી તે કરજમાંથી છુટયો અને અ પોતાની જામીનગીરીમાંથી છુટો થયો.

(બ) અ બની સાથે કરાર કરેછે ક અ એ પોતાની જમીનમાં ગળી પકવવી અને કાંઈ નીમેલી કીમતે તે બને સ્વાધીન કરવિ આ કરાર અ પુરો કરશે એવિ ક જામીનગીરી આપેછે પછી અની જમિનમાં પાણી પાવાને જે નાળાંના પાણીની જરૂર છે તે નાળાનો પરવાહ બ ફેરવી બીજે રસ્તે લઈ જાય છે, અને તેથી કરીને અ ને ગળી પકવવાને અટકાવ થાયછે. ક પોતાની જામીનગીરિ બદલ જવાબદાર નથી.

(ક) અ બની સાથે કરાર કરે છે કે હું કોઇ એકાદ નીમેલે ભાવે કાંઇ મુકરર કરેલી મુદતની અંદર બ ને એક ઘર બાંધી આપીશ અને જે લકડ જોઇએ તે બ એ આપવું અ કરાર પુરો કરશે એવી જામીનગીરી ક આપે છે. બ લકડ પુરૂ પાડતો નથી. ક પોતાની જામીનગીરીમાંથી મુકત થયો.

ટીકાઃ;—પેહેલી જામીનગીરિનિ પુરવણિમાં બીજી જામિનગિરિ લેહેણદાર લેતો જામીન ઉપરથી જવાબદારી રેહેતી નથી. (કલારક વી. એન્ટી. યંગ એન્ડ કોળીયર એકસચેકર વા. ૩ પા. ૧૮૭)

કાગો વી. જોન્સના કામમાં (લા રિપોરટસ એકસચેકર વા. ૮ પા. ૮૧] એક જામીનગીરિવાળો લેણદાર દેણદારની સાથે તોડ કહાડવામાં બીજા લેણદારો સાથે સામેલ થયો એ તોડથી દેણદારે પોતાની મિલકત લેણદારોના હિતને માટે લખિ આપી અને લેણદારોએ દેણદારને જાણે તેણે નાદારિમાં છુટકો મેળવ્યો હોય તેવી રીતે છુટો કરયો તેમાં ઠરાવામાં આવ્યું હતું કે આ પ્રમાણે થવાથી જામીન છુટો થાય છે.

માગનાર મુખ્ય દેણદાર સાથે કડ્યો કરે અથવા તેને મુદત આપે અથવા દાવો ન આણવાનું વચન આપે તો જામીન છુટો છે.

૧૩૫ જ્યારે કોઈ માગનાર તથા મુખ્ય દેણદાર એઓમાં એવો કાંઇ કરાર થાય કે તે ઉપરથી માગનાર મજકુર સદરહુ મૂખ્ય દેણદાર સાથે કાંઇ તોડ પાડીને પતાવે અથવા મુખ્ય દેણદારને મુદત આપે અથવા તેના ઉપર દાવો ન માંડવાનું વચન આપે ત્યારે તેવા કરારમાં જામીને જો પોતાની સંમતી ન આપી હોય તો કરાર મજકુર થવાથી જામીન છુટો થાય છે એમ સમજવું.

ટીકાઃ;—જામીનને છુટો કરવાને માટે દાવો ન બાંધવા લેણદારે કરાર કરેલો હોવો જોઇએ. "જાસ્તી મુદત આપવાનું માત્ર ઇચ્છાપુર્વક એવું વચન કે જે પ્રમાણે વરતવામાં ન આવ્યું હોય અને તેને અમલમાં આણી શકાય તેમ ન હોય" તેવા વચનથી જામીન છુટો થશે નહીં, કારણ કે તેનાથી પક્ષકારોની સ્થિતિમાં કિંવા હકોમાં કાંઇ પણ ફેરફાર થતો નથી. (ફ્રીલપોટ વી. બ્રાયન્ટ, બીંગહામ વા. ૪ પા. ૭૧૭)

ફુંબપો. વુલ્ફના કામમાં (બીંગહામસ રીપોરટસ વા. ૮ પા. ૧૫૬) પ્રતિવાદી 'જ' ને સ્વાધિન કરવાના માલની કીમતને માટે જામીન થયો. વેહેપારનો શીરસ્તો એવો હતો કે ઘણામાં ઘણા છ મહીના સુધી માલ ઊધાર આપવો; પણ વાદીએ નવ મહીના જવા દીધા,

અને પછી બે મહીનાની મુદતની વાયદા ચિઠિ લિધિ, અને આ પ્રમાણે ખરૂં જોતાં અગીઆર મહીનાનિ મુદત સુધિ માલ ઉધાર રાખ્યો. કોરટે ઠરાવ કરયો કે પ્રતિવાદી છુટો થયો છે, કારણ કે વાદીએ વાયદા ચીઠી લેવાથી જામીનગીરી ચાલતાની દરમિયાન 'જ' ઉપર કામ ન ચલાવાથી તેની (પ્રતિવાદીની) સ્થિતિમાં ફારફેર થયોછે.

અમુક હુંડીઓની રૂઇએ મુદત તથા વ્યાજના રૂ ૨૦૭૪૦) લેવા દાવો કરવામાં આવ્યો તેમાં એવું કબુલ કરવામાં આવ્યું કે ગૌરચંદરાય અને જીવન મોહનદાસ નીકોલસ પીટર પોગોસના ફકત જામીન હતા તેથી તે જામીનોએ તકરાર કરી કે પ્રતિવાદી નીકોલ્સ પીટર પોગોસે હુંડાયોની મુદત થયા પછી મુદત આપી તેની પાસેથી વ્યાજ લીધુંછે તેથી જવાબદારીમાંથી અમે મુક્ત થયા છીએ તેમાં ઠરાવવામાં આવ્યું કે એ જામીન આ મુદત આપવામાં અને વ્યાજ લેવાની બાબતમાં જાણતા ના હોય, અને તેમાં તેણે કબુલત આપેલી ના હોયતો. તેઓ જવાબદારીમાંથી મુકત થાયછે. પ્રતાપચંદ્રદાસ વિ. ગૌરચંદરાય ઈ. લા. રી. ક. વા. ૪ પાનુ ૧૩૨.

મુખ્ય દેણદારને મુદત આપવાનો કરાર ત્રીજા સખસ જોડે કરયો હોયતો જામીન છુટો થતો નથી.

૧૩૬ જ્યારે મૂખ્ય દેણદારને મુદત આપવાનો કરાર માગનાર મુખીય દેણદાર જોડે ન કરતાં કોઈ તાજા સખસ જોડે કરે ત્યારે જામીન છુટો થતો નથી.

દ્રષ્ટાંત.

અ એ બના જામીન તરીકે કરેલી હુંડી બ એ સીકારી છે અને તે હુંડી કના હાથમાં છે તથા તેની મુદત થઇ ગઈછે બ ને મુદત આપવાનો કરાર ક મ જોડે કરેછ, અ મુક્ત થતો નથી.

માગનાર દાવો માંડવાની ખામોશ રાખે તેથી જામીમ છુટો થતો નથી.

૧૩૭ જ્યારે માગનાર મુખ્ય દેણદાર ઉપર દાવો માંડવાની અથવા તેના વિરૂદ્ધ બીજો કોઇપણ ઇલાજ અમલમાં આણવાની ખામોશ રાખે ત્યારે જામીનગિરીમાં બીજી તરેહનો ઠરાવ ન હોય તો સદરહુ માત્ર ખામોશ ઉપરથીજ જામીન છુટો થતો નથી.

દ્રષ્ટાંત.

બને કનું કાંઈ કરજ આપવાનું છે અને તેની જામીનગિરી અ એ આપીછે કરજ આપવા જોગ થયું ત્યાર પછી એક વરસ પરયંત ક બ ઉપર દાવો માંડતો નથી. અ પોતાની જામીનગિરિમાંથી છુટો થતો નથી.

કેટલાએક સહજામીનોમાંના એકને છુટો કરયો તો બીજા છુટા થતા નથી.

૧૩૮ જ્યારે સહજામીનો હોય અને માગનાર તેમાંથી એકને છુટો કરે તારે તેમાંના બીજા સહજામીનો છુટા થતા નથી તથા તેમજ જે સખસનો સદરહુ મુજબ છુટકો કરવામાં આવ્યો હોય તે સખસ પોતાની સદરહુ બીજા સહજામીનો જોડેની જવાબદારિમાંથી છુટો થતો નથી.

જે કત કરયાથી અગર ન કરયાથી જામીનના

૧૩૯ જો માગનાર કાંઇ એવું કત કરે કે તે જામીનના હકની વિરૂધ હોય અથવા જામીનને સંબધે જે કત કરવાનો તેનો ધરમ હોય તે કત તે ન કરે તથા સદરહુ મૂજબ કરવાથી અથવા ન કરયાથી

છેવટના ઇલાજને નુકશાન પહોંચે તે કૃત કરવાથી અથવા ન કરવાથી જામીનનો છુટકો થવાવિશે.

જામીનનો મુખ્ય દેણદાર ઉપર જે નિદાનનો ઇલાજ હોય તેને નુકશાન પહોંચે તો તેથી જામીન છુટો થાયછે.

દ્રષ્ટાંતો.

(અ) બ કાંઇ રકમને માટે ક ને સારૂ એક વહાણ બાંધી આપવાનો કરાર કરેછે, તે રકમ જેમ જેમ વહાણનું કામ થતુ જાય તેમ તેમ થએલાં કામ જેટલી હફતે હફતે આપવાની છે. બ કરાર યોગ્ય રીતે પુરો કરશે એવો અ ક ને ત્યાં જામીન થાયછે. ક અ ને ન જણાવતાં છેવટના બે હફતા બને અગાઉથી આપેછે. એ પ્રમાણે અગાઉ પઇશા આપ્યાથી અ છુટો થયોછે.

(બ) બ એ તથા બ ના જામીન તરીકે અ એ એક પ્રામિસરિ નોટ એકેમતે એકેજતે લખી આપી તે ઉપર તથા બ ના ઘરનો સામાન વેચવા વિશેનો કબાલો પણ બ લખી આપેછે તે ઉપર ક બ ને કાંઇ નાણું ધીરેછે. સદરહુ ઘરનો સામાન વેચવા બાબતના કબાલાથી સામાન મજકુર વેચીને તેના પઇશા સદરહુ પ્રામિશરિ નોટવાળા કરજને પેટે વસુલ કરવાનો અધિકાર ક ને આપેલો છે. ત્યાર પછી ક તે સામાન વેચેછે, પરંતુ તેની ગેર ચાલને લીધે તથા તેણે જાણી જોઈને ગફલત કરયાને લીધે કીંમત ઘણી થોડી આવે છે નોટ મજકૂર સંબંધીની જવાબદારીમાંથી અ છુટો થાયછે.

(ક) અ મ ને કની પાસે ઉમેદવારીમાં રાખેછે અને મ ની નિમક હલાલી વિશે બ ને જામીનગિરી આપેછે, બ પોતાની તરફથી એવું વચન આપેછે કે હું દર મહિને કમિમાં કમી એક વખત પણ મ નગદી હિસાબ કરે તે જોતો જઇશ, પરંતુ વચન મુજબ બ તેમ કરતો નથી, અને મ ઉચાપત કરેછે અ પોતાની જામીનગિરીને સંબંધે બને જવાબદાર નથી.

ટીકા:—ઠરાવવામાં આવ્યુંકે કરાર આકટની કલમ ૧૩૨ તથા પુરાવ આકટની કલમ ૯૨ પ્રમાણે બ ફકત સગવડ હુંડી શીકારનાર છે એવી તકરાર કરવાને બ ને અટકાવ થતો નથી. વળી ઠરાવવામાં આવ્યું કે બના છેવટના ઇલાજને સદરહુ "ટ્રસ્ટડીડ" થી પણ હરકત નથી, માટે કરાર આકટની કલમ ૧૩૯ પ્રમાણે જમાનીની જવાબદારીથી છુટા થવાતું નથી, એમ પોગોસ વિ. બંગાળાની બેંક. ઈ. લા. રી. ક. વા. ૩ પાનું ૧૭૪

જામીને રૂપીઆ આપ્યા અગર કામ પુરૂ કરયું તો જામીનનો હક.

૧૪૦ જે કરજને સારૂ જામીનગીરી આપવામાં આવી હોય તે કરજ આપવા જોગ થયું હોય અથવા જે ફરજને માટે જામીનગીરી આપવામાં આવી હોય તે ફરજ અદા કરવામાં મુખ્ય દેણદારે કસુર કરી હોય, તો જે રકમ આપવાને અથવા જે વાત કરવાને જામીન જવાબદાર હોય તે તમામ રકમ તેણે આપેથી અથવા તે તમામ વાત કરેથી માગનારના મુખ્ય દેણદાર ઊપર જે હકો હોય તે સરવે જામીનને પ્રાપ્ત થાયછે.

ટીકા;—જ્યાં એક ગીરોના દેવાને માટે થએલા જામીને તે દેવું આપ્યું તેમાં ઠરાવામાં આવ્યું કે એ જામીનને એ રકમ દેણદારની ઇસ્ટેટથી વસુલ કરી લેવાનો હક છે. (ગેડી વિ. માટસન લીવન્સ રિપોરટસ વા. ૨૫ પા. ૩૧૦) જ્યાં એક નાદારીના કામમાં મૂખ્ય દેણદારની ઇસ્ટેટ ઉપર માગનાર લેહેણું સાબીત કરેછે અને જામીન પછી તે દેવું આપેછે, ત્યાં જે ડીવીડંડ આપવા જોગ થાયછે તેને માટે જામીનનો ટ્રસ્ટી થઇને તેના હકો માગનાર જામીનને આપે છે (એક તરફી રસફોર્થ, વેસી વા. ૧૦ પા. ૪૦૯)

જો જામીન તોડજોડ કરીને ઓછી રકમ આપી દેવું પતાવે તો દેણદાર પાસે તેની આખી રકમ લેહેણી થતી નથી પણ જેટલી રકમ ખરેખર તેણે આપી હોય તેટલી રકમ તેની લેહેણી થાયછે (રીડ વિ. નોરિસ મીલ્ન એન્ડ ક્રેગવા ૨ પા. ૩૬૧)

માગનારને કરજની ખાતરી સારૂ ગીલકત વગેરે હોય તેનો ફાયદો મેળવવાનો જામીનનો હક છે.

૧૪૧ જામીનગીરીનો કરાર થતી વખતે મુખ્ય દેણદાર વિરૂદ્ધ માગનારને જે કાંઇ તારણ હોય તે તારણની વાત જામીનને માલમ હોય અથવા ન હોય તો પણ તે સરવેનો ફાયદો જામીનને મળવાનો હક છે. અને જો માગનાર તે તારણ ખોય અથવા જામીનની સંમતિ શીવાય પોતાના હાથમાંથી જવા દે તો સદરહુ તારણની કીંમતના જેટલી પોતાની જવાબદારીમાંથી જામીન છુટો થાયછે.

દ્રષ્ટાંતો.

(અ) બ ક ના ભાડુત છે. ક અ ની જામીનગિરિ ઉપરથી બ ને ૨૦૦૦ રૂપિઆ કરજાઉ આપે છે, અ ની જામિનગિરિ શિવાય ક પાસે સદરહુ ૨૦૦૦ રૂપિઆના બિજા તારણ તરિકે બના ઘરનો સામાન ગિરોછે. ક ગિરો રદ કરેછે, બ નાદાર થાયછે અને ક અ ઉપર જામિનગિરિના સંબંધથી દાવો લાવેછે સદરહુ ઘરનાં સામાનની કીંમત જેટલી અની જવાબદારી કમિ થઇ એમ સમજવું જોઇએ.

(બ) બ ને ક નું કરજછે તે બાબત ક નું હુકમનામું થયુંછે, પણ તે શિવાય ક એ કરજને માટે અ ને જામીન લીધો છે. ક પોતાનું હુકમનામું બજાવવાને માટે બ નો માલ જપત કરાવી લાવેછે, અને પછી અ ને ન જણાવતાં દરખાસ્ત કાડી લેછે. અ છુટો થાયછે.

(ક) ક એ બ ને કરજ આપ્યું છે તેની ખાતરીને સારૂ તેનો અ જામીન થાયછે અને અ તથા બ મળીને તેનું ક ને ખત લખી આપેછે પછી તેજ કરજને માટે ક બ પાસેથી બીજું કાંઇ તારણ લેછે, ત્યાર પછી તે તારણ ક છોડી દેછે. અ મુકત થતો નથી.

ટીકા;—જામીનનો હકછે કે માગનારાના હાથમાં પેસ્તર તારણ જે સ્થિતિમાં હોય તે જ સ્થિતિમાં બરાબર રેહેવું જોઈએ. (મેહયુ વિ. ક્રોકેટ, સ્વાન્સ્ટન વા. ૨ પા. ૧૮૫)

એકાદ નોકરના પ્રમાણિકપણા વિશે સ્થિર જામીનગીરી જ્યાં આપવામાં આવી હોય, અને તેની ગેરવતણુંક માલમ પડ્યા પછી તેનો શેઠ તેને નોકરીમાં જારી રાખવાનું પસન કરેતો જામીનની સાથે સલાહ કર્યા વગર એ પ્રમાણે કરવાથી તેણે જામીનને છુટો કરયોછે, કેમકે જે હક પોતાના બચાવને માટે બજાવવાનો તેનો હક હતો તે હક તેના પાસેથી તેણે ખુંચી લીધોછે. (લીફ્રોપ્સ વિ. ફ્રોકસલ, રીપોરટસ ક્વીન્સબેંચ વા. ૭ પા. ૬૬૬)

ગેરસમજુતી કરીને મેળવેલી જામીનગીરી વ્યર્થછે.

૧૪૨. કોઈ કાર્યના મુદ્દાના ભાગ વિશે અથવા તેને માલમ છતાં તેની સંમતિથી થયલી, ગેરસમજુતી વડે કાર્ય મજકુરમાં કોઈ જામીનગીરી મેળવી હોય, તો તે જામીનગીરી વીયરથ સમજવી.

ટીકાઃ—જ્યાં એક માગનારે એવી રીતે દસ્તાવેજ તઈયાર કરયો કે તેના સ્વરૂપ ઉપરથીજ એમ માલમ પડે કે બે સહજામીનોની સમસ્ત અને જુદી જુદી જવાબદારી સખવા તેનો ઈરાદો છે, અને તેવોને તેવો આ દસ્તાવેજ આ બે જામીનમાંથી એક જામીન પાસે સહી થવા મોકલ્યો, પણ ઉપર બીજાએ સહી કરી નહોતી, અને આ વાતની સહી કરનાર જામીનને મરનારે કંઇપણ ખબર આપી નહોતી પણ તેથી ઉલટું, પછી "જામીન પૈકી એક જામીન" દાખલ તેના ઉપર લખાણ કરયું હતુ. તેમાં ઠરાવ કરવામાં આવ્યો હતો કે બધી જવાબદારીમાંથી મુકત થવાનો એ જામીનનો હક હતો (ઈવાન્સ વિ. બરેમબ્રી જ. ડીજેકસ, માગનાટક એન્ડ ગોરડન વા. ૮ પા. ૧૦૧)

કોઈ વાત છુપાવી રાખવાથી મેળવેલી જામીનગીરી વ્યર્થછે.

૧૪૩. એકાદ મુદતની વાત વિશે માગનારે પોતે મુગો બેશી રહેવાથી કોઇ જામીનગીરી મેળવી હોય તો તે જામીનગીરી વ્યર્થછે.

દૃષ્ટાંતો.

(અ) અ પોતાના પઇશા વસુલ કરવાને સારૂ બ ને કારકુન રાખેછે. કાંઇ પઇશા આવ્યા તેનો હીસાબ બ આપતો નથી. અને તેથી કરીને પઇશા મજકુરનો બરોબર હીસાબ આપવાની બ પાસેથી અ ખાત્રી માગેછે બ હીસાબ બરોબર આપશે એવી ક જામીનગીરી આપેછે, બ ની પેહેલાંની વરતણુંક વિશે અ ક ને કાંઇ વાકેફ કરતો નથી. પછી બ કસુર કરેછે. સદરહુ જામીનગીરી વ્યર્થ સમજવી.

(બ) ક એ બને ૨૦૦૦ ટન લોઢું આપ્યું તેની કીંમત આપવા વિશેનો અ ક ને ત્યાં બ નો જામીન થાયછે. બ અને ક એ ખાનગી રીતે એવી કબુલાયત કરીછે કે બ એ બજાર ભાવ કરતાં દર ટને પાંચ રૂપિઆ વધારે આપવા, અને તે પાંચ રૂપિઆ પ્રથમનું એક કરજછે તેને પેટે જમે કરવા. એ કબુલાયત અ થી છુપી રાખી છે અ જામીન તરીકે જવાબદાર નથી.

બીજો સખસ સહજામીન થાય તેની પેહેલા જામીનગિરી ઉપરથી કાંઈપણ કૃત કરવું નહી એ કબુલાયતથી જામીન થવા બાબત.

૧૪૪. જ્યારે કોઈ સખસ એવા કરારથી જામીન થાય કે બીજો એક સખસ સહજામીન તરીકે જામિનગીરીમાં સામેલ થતાં સુધી જામિનગીરી મજકુર ઉપર માગનારે કાંઇ અમલ કરવો નહી. ત્યારે જો તે બીજો સખસ સામેલ ન થાય તો તે જામીનગીરી વ્યરથ સમજવી.

જામીનને ટોટાથી બચાવવા વિસેનું ગર્ભીત વચન.

૧૪૫. જામીનગીરી પ્રતેક કરારમાં જામિનને ટોટો આવે તે ભરી આપવાનું મૂખ્ય દેણદારનું ગર્ભીત વચન હોય છે એવું સમજવું અને જામીને પોતાની જામીનગિરિની રૂએ જે કાંઇ રકમ વ્યાજબી રીતે આપી હોય તે મુખીય દેણદાર પાસેથી તેને મળવાનો હક છે પરંતુ જે રકમો તેણે ગેરવાજબી રીતે આપી હોય તે તેને મળવાનો તેનો હક નથી

દ્રષ્ટાંતો.

(અ) બ ને ક નું કરજછે અને તે કરજનો અ જામીનછે. ક અ પાસે પઇશા માગે

છે અને અ એ તે ન આપ્યા માટે તેના ઉપર તે રકમ મજકુરનો દાવો કરેછે. દાવાનો જવાબ આપવાને માટે યોગ્ય કારણ હોવાને લીધે અ દાવાનો જવાબ આપેછે; પરંતુ કરજની રકમ ખરચ સાથે અ ને આપવી પડેછે બ પાસેથી અ ને કરજની રકમ મળી શકેછે તેજ મૂજબ ખરચની રકમ પણ મળી શકે છે.

(બ) ક બ ને કાંઈ રકમ કરજાઉ આપેછે; અને કરજ મજકુરની ખાતરીને સારૂ બ એ અ ઉપર એક હુંડી લખીછે તે બ ની વિનંતિ ઉપરથી અ સિકારે છે તે હુંડી ક ના હાથમાં છે અને તેના રૂપિઆ તે અ પાસેથી માગેછે અ એ તે રૂપિઆ ન આપ્યા તેથી તેને સારૂ અ ઊપર હુંડિની રૂએ ક દાવો માંડેછે. તે દાવાનો જવાબ આપવાને યોગ્ય કરાર ન છતાં અ જવાબ આપેછે. અને હુંડીની રકમ તથા ખરચ અ ને આપવો પડેછે, હુંડિની રકમ બ પાસેથી તેને મળી શકેછે પણ ખરચને માટે જે રકમ આપવી પડી હોયતે તેને મળી શકતી નથી કેમ કે દાવાનો જવાબ આપવાને કંઈ ખરૂં કારણ નહોતું.

(ક) ક બને ચોખા આપે તેની કીંમત બદલ ૨૦૦૦ રૂપિઆ સુધિની રકમને સારૂ અ કને ત્યાં જામીન થાય છે ક ૨૦૦૦ થી ઓછી કીંમતના ચોખા બ ને આપેછે, પરંતુ આપેલા ચોખા બદલ અ પાસેથી ૨૦૦૦ રૂપિઆંની રકમ તે લેછે. ખરેખરા આપેલા ચોખાની કીંમત કરતાં વધારે પઇશા બ પાસેથી અ ને મળી શકતા નથી.

સહ જામીનો સરખે ભાગે જવાબદાર છે.

૧૪૬ જ્યારે એકજ કરજને સારૂ કીંવા એકજ ફરજને સારૂ બે અથવા વધારે સખસો સમસ્ત કીંવા જુદી જુદી જવાબરિથી તથા એકજ કીંવા જુદા જુદા કરારોથી સહજામીનો થયા હોય ત્યારે સદરહુ સહજામીન થયાની વાત એક બીજાને માલમ હોય કીંવા ન હોય તો પણ બીજી રીતનો કરાર ન હોય તો તેઓ પ્રતેક પોતાને પરસ્પરને સંબંધે સરવે કરજના અથવા મુખ્ય દેણદાર તરફથી જે રકમ આપવાની બાકી રહી હોય તેના સરખે ભાગે જવાબદારછે.

દ્રષ્ટાંત.

(અ) ડ એ ઇ ને ૩૦૦૦ રૂપિઆ કરજે આપ્યા તે માટે ડ ને ત્યાં અ બ તથા ક એઓ જામીન છે, ઇ પઇશા આપતો નથી અ બ તથા ક એઓ પ્રતેક પોત પોતાને પરસ્પરને સબંધે એક હજાર રૂપિઆ આપવાને પાત્રછે.

(બ) ડ એ ઇ ને ૧૦૦૦ રૂપિઆ કરજે આપ્યા છે અને તે બદલ અ બ તથા ક એવો ડ ને ત્યાં જામીન છે. અ બ તથા ક નો પોત પોતામાં એવો કરાર કરેછે અ એ ¼ તથા બ એ ¼ તથા ક એ ½ એ પ્રમાણે જવાબદારી રાખવી ઇ પઇશા આપતો નથી. જામીનો મજકુરને પરસ્પરને સબંધે અ રૂપિઆ ૨૫૦, બ રૂપિઆ ૨૫૦, અને ક રૂપિઆ ૫૦૦ આપવાને પાત્રછે.

ટીકા;— સહજામીનો અંદર અંદર કરાર કરી ભાગ લેવા બાબત તેમના હકોમાં ફારફેર કરી શકે છે અથવા તે હકો તદન છોડી પણ દેઇ શકેછે જેમકે જ્યાં ત્રણ સખસો જામીન થયા. અને એવી કબુલાયત કરીકે જો મુખ્ય દેણદાર ન આપેતો તેઓ પોતપોતાના હિસ્સા પ્રમાણે આપે; અને તેમાંનો એક જણ નાદાર થયો, અને બીજાએ બધું દેવું આપ્યું, તેમાં ઠરાવવામાં આવ્યું કે ત્રીજો જામીન આખા દેવાનો માત્ર ત્રીજો ભાગ આ

પવાને બંધાએલો છે. ( સ્વેઇન વિ. વાલ. ચાનસરી રિપોરટસ વા. ૧ પા. ૧૪૯ )

જે કરારોથી જુદા જુદા સહજામિનો બંધાયા હોય તે કરારો જુદા જુદા હોય તો પણ જે કારયથી બાબતમાં એ જામિનગિરી આપી હોય તે કારય એકજ હોવું જોઇએ, નહીંતો ભાગ લેવાપણું રહેતું નથી. (કુપ વિ. હવીનામ, ટરનર એન્ડ રશલ વા. ૧—પાનું ૪૨૬)

**સહજામિનોએ જુદી જુદી રકમો આપવાની જવાબદારી લીધી હોય તે વિશે.**

૧૪૭ જો સહજામિનો જુદી જુદી રકમો આપવાને બંધાયા હોય તો તેઓની પોત પોતાની જવાબદારિની હદ સુધી તેઓ સરખે ભાગે રૂપિઆ આપવાને જવાબદાર છે.

દ્રષ્ટાંતો.

(અ) અ બ અને ક એઓ ડ ના જામિન થાયછે. અને દરેક જણ એકેકુ જુદુ જુદુ બોંડ લખી આપીને જુદી જુદી ગુન્હેગારી આપવાનું કબુલ કરેછે તે એવી રીતે કે અ ૧૦૦૦૦ રૂપિઆ આપે અને બ ૨૦૦૦૦ રૂપિઆ આપે ક ૪૦૦૦૦ રૂપિઆ આપે ત્રણે બોંડમાં જામિનગિરી એવી છેકે ડ ઈ ને કાંઈ પઈશાનો હિશાબ બરોબર રીતે આપશે, ડ ૩૦૦૦૦ રૂપિઆનો હિસાબ બરોબર આપતો નથી. અ બ અને ક એઓ પ્રતેક જણ ૧૦૦૦૦ રૂપિઆ આપવાને પાત્ર છે.

(બ) અ બ અને ક એઓ ડ ના જામિન થાયછે, અને દરએક જણ જુદુ જુદુ બોંડ લખી આપીને જુદી જુદી ગુન્હેગારી આપવાનું કબુલ કરેછે; એટલે અ ૧૦૦૦૦ રૂપિઆ આપે બ ૨૦૦૦૦ રૂપિઆ આપે અને ક ૪૦૦૦૦ રૂપિઆ આપે; ત્રણે બોંડમાં સરત એવીછે કે ડ ઇ ને કાંઇ પઇશાનો હિશાબ યોગ્ય રીતે આપશે ડ ૪૦૦૦૦ રૂપિઆનો હિસાબ બરોબર આપતો નથી અ ૧૦૦૦૦ રૂપિઆ આપવાને પાત્ર છે. અને બ અને ક એ દરેક જણ ૧૫૦૦૦ રૂપિઆ આપવાને પાત્રછે.

(ક) અ બ અને ક એઓ ડ ના જામિન થાયછે અને દરેક જણ જુદુ જુદુ બોંડ લખી આપીને જુદી જુદી ગુન્હેગારી આપવાનું કબુલ કરેછે—એટલે અ ૧૦૦૦૦ આપે, બ ૨૦૦૦૦ આપે અને ક ૪૦૦૦૦ રૂપિઆ આપે. ત્રણે બોંડોની સરત એવી છેકે ડ ઇ ને કાંઇ પઈશાનો હિશાબ યોગ્ય રીતે આપશે ડ ૭૦૦૦૦ રૂપિઆનો હિસાબ બરોબર આપતો નથી. અ બ અને ક એઓ દરેક પોત પોતાના બોંડની પુરેપુરી ગુન્હેગારી આપવાને પાત્ર છે.

• ટીકા;—જુદા જુદા જામિનો પઈકી એક જણે તેની જવાબદારીની હદ સુધી રકમ આપી હોય તો જે જામિને બધુ દેવું આપ્યું હોય તે જામિનનાં તમામ હક મળવા તે જામિન હકદાર છે. જેમકે જ્યાં એક દેણદાર નાદાર થયો, તેમાં ઠરાવવામાં આવ્યું કે જે જામિને પોતાનો હિસ્સો આપ્યો છે તેવા દરેક જામિનને તે નાદારની ઈસ્ટેટનો જે ફાળો આવે તે ફાળામાંથી આખા દેવાની સાથે તેના હિસ્સાનું જે પ્રમાણ હોય તે પ્રમાણમાં પઇશા મળવાનો હકછે, હોબશન વિ. લા રિપોટ ચાનસરી અપિલ્સ વા. ૬—પા.૭૯૨.



# બાબ ૯ મો.

## નિક્ષેપ વિશે.

નિક્ષેપ નિક્ષેપતા અને નિક્ષેપી એટલે શું.

૧૪૮ જ્યારે એક સખસ કાંઇ માલ કોઈ કામ સારૂ બીજા સખસને સ્વાધિન કરે અને તે એવા કરારથી કે કામ મજકુર પુરણ થાય એટલે તે માલ પાછો આપવો અથવા જે સખસ તે સ્વાધિન કરયો હોય તે સખસના હુકમ પ્રમાણે તેની બીજી રીતે બ્યવસ્થા કરવી ત્યારે એ પ્રમાણે માલ સ્વાધિન કરવો તેને નિક્ષેપ કહે છે જે સખસ માલ સ્વાધીન કરે તેને નિક્ષેપતા એવું નામ આપ્યું છે. જેને માલ સ્વાધિન કરવામાં આવે તેને નિક્ષેપી એવું નામ આપ્યું છે.

ટીકા—નિક્ષેપી અવલ નીક્ષેપમાં આપેલિ ચિજો વેચીને તેની પોતાની વરતણુકથી નિક્ષેપતાના ઉપયોગમાં બીજી ચીજો આપી શકેછે, અને આ પરમાણે ઉપયોગમાં આપેલી ચીજો નીક્ષેપતાની મીલકત થાયછે, (વલી આગી વી. નોબલ, મેરીવેલ વા. ૩—પા. ૬૧૬)

ખુલાસો—જે સખસના કબજામાં બીજા સખસનો માલ આવી ચુકયો હોય તે સખસ પોતે માલ મજકુર નિક્ષેપી તરીકે રાખવાનો કરાર કરે તો તેમ કીધાથી તે નીક્ષેપી થાય છે. અને તે માલનો માલીક હોય તે નીક્ષેપતા થાય છે. પછી તે માલ પરથમ નીક્ષેપ તરીકે સ્વાધિન કરવામાં ન આવ્યો હોય તો તેની ચીંતા નહી.

ટીકા—આ ખુલાસાના દ્રષ્ટાંત દાખલ એક એવા માલ વેચનારનો દાખલો મલ્યો કે જે પોતાનો કબજો રાખે, પણ યોગ્ય કૃત્યોથી ખરીદદાર તરફથી અથવા ખરીદદારના ખરીદદાર તરફથી તે માલ રાખવાનો ઈરાદો બતાવે તેના કબજાનું સ્વરૂપ બદલવાથી, ખરીદદારની તરફથી તે નીક્ષેપી થાય છે. અને ખરીદદાર નીક્ષેપતા થાયછે.

માલ નીક્ષેપીને શી રીતે સ્વાધીન કરવો.

૧૪૯ કોઇ માલ નિક્ષેપી થનાર સખસના કબજામાં આવે અથવા તેના તરફથી તે માલ રાખવાનો જે સખસને અધીકાર આપ્યો હોય તે સખસના કબજામાં આવે એવું જે વસ્તુ કરયાનું પરીણામ હોય તે વસ્તુ કીધાથી માલ નીક્ષેપીને સ્વાધિન કરી શકાય છે. એમ સમજવું.

નીક્ષીપત માલમાં જે ખામી હોય તે જણાવાનું કામ નીક્ષેપતાનું છે.

૧૫૦ નિક્ષેપમાં આપેલા માલમાંની જે ખામી નિક્ષેપતાને માલમ હોય તથા જે ખામીને લીધે માલ મજકુરનો ઊપયોગ કરવામાં જરૂરની વાતે હરકત પડે અથવા નિક્ષેપી મોટા જોખમમાં આવે એવું હોય તે ખામીઓ નીક્ષેપતાએ નીક્ષેપીને પરગટ કરવી એવી તેની ફરજછે. અને જો તે એ પરમાણે પરગટ ન કરે તો ખામીઓ મજકુરથી જે પ્રતક્ષ નુકશાંન નીક્ષેપીને થાય ને નુંકશાનનો તે જવાબદારછે.

જો માલ ભાડાને સારૂ નીક્ષેપમાં આપ્યો હોય તો સદરહુ પ્રકારના નુંકશાનનો નીક્ષેપના જવાબદાર છે, પછી તે ખામી માલ મજકુરમાં હોવાની ખબર તેને હોય અગર ન હોય તેની ચીંતા નહી,

### દ્રષ્ટાંતો.

(અ) અ બ ને એક ઘોડો વાપરવા આપે છે. અને તે ઘોડો ખરાબ આદતનો છે, એ અને માલમછે, એ ખરાબ આદતની વાત અ પ્રગટ કરતો નથી, ઘોડો નાહાશી જાય

છે, અને બ તે ઉપરથી પડી જઇને તેને વાગેછે બ ને થયલા નુકશાનનો અ જવાબદારછે.

(ग) અ બ ની એક ગાડી ભાડે લેછે તે ગાડી જોખમ ભરેલી છે, પણ એ વાતની ખબર બ ને નથી અ ને વાગેછે. એ વાગવા વીશે બ અને જવાબદારછે.

**નીક્ષેપીએ માલની સંભાલ લેવી જોઈએ**

૫૫૧ જ્યારે કાંઇ માલનો નીક્ષેપ કરવાનાં આવ્યો હોય ત્યારે કોઈ સાધારણ સમજણવાળો સખસ એવે પરશંગે નીક્ષેપ વાળા માલ જેટલા તથા તે જાતના તથા તેટલી કીંમતના ખુદ પોતાના માલની જેટલી સંભાળ લે તેટલી સંભાળ નીક્ષેપીએ સદરહુ પોતાને નીક્ષેપમાં આપેલા માલની લેવી એ તેની ફરજછે.

નીક્ષેપીનો માલ પણ નીક્ષેપતાના માલની સાથે એકજ વખતે ખોવાયો હોય એ બીના નીક્ષેપતાના માલના સંબંધમાં ગફલતના આરોપથી નિક્ષેપીને મુકત કરવા પૂરતો સબબ નથી. (ડુરમ વી. જેનકીન્સ, આડોલફ્રાએન્ડ એલીસ વા. ૨ પા. ૨૫૬)

એક જાહેર તમાશો જોવાને માટે પ્રતિવાદીએ એક મકાન ખડુ કરાવ્યું અને બીજા સખસો ભેગો વાદીને પણ અમૂક રકમ આપવાથી અંદર આવવા દીધો; એ મકાન લાયક સખસોએ ઉભૂ કરયું હતું, પણ ખરાબ રીતે બાંધવાથી તે પડી ગયું. અને વાદીને નુકશાન કરયું એવી ખરાબ રીતે બાંધ્યાની વાત વાદીને માલમ નહોતી, અને કાંઇ પણ ગફલત કરયાનો તે તકશીરવાન નહોતો તો પણ કોરટે એવો વિચાર કરયો કે પ્રતીવાદી અનેવાદિની વચેના કરારમાં એવી મરભિત ખાત્રી હતી એ મકાન બાંધવામાં જે સખસોને પ્રતિવાદીએ કામે લગાડેલા તેમણે તથા પ્રતિવાદીએ પોતે એ મકાન બાંધવામાં યોગ્ય સંભાળ લીધેલીછે. (ફ્રાનસીસ વી. કોકરેલ, લા રીપોરટસ કવીન્સબેંચ વા. ૫ પા. ૧૮૪. ૫૦૧) જો કોઈ અણધારયો કિંવા અસાધારણ બનાવ બનેતો નિક્ષેપીએ તે પ્રસંગના પ્રમાણમાં મેહેનત લેવી જોઇએ (લેક વી. મીસ્તર કયામ્પબેલ્સ રીપોરટસ વા. ૧ પા. ૧૩૮) જો માલ નાશ પામે એવો હોય અને તેની બજાવણીને સારૂ વીશેસ સંભાળ લેવાની જરૂર હોય તો નિક્ષેપીએ તેની તેવી સંભાળ લેવી જોઇએ અથવા કાંઈ પણ નુકસાન થશેતો તે જવાબદાર થશે. (આડીસનસાહેબે બનાવેલું કરારનું પુસ્તક પા. ૪૪૧) કોઈ પેટીમાં કાંઈ ભરયું હોય પણ તેમાં શું ભરયું છે તે નિક્ષેપિને માલમ ન હોય, અને તેમાં ભરેલી ચીજો તેનાથી દેખાવ ઉપરથી જેટલી કિમતી તે ધારી શકયો હોય તે કરતાં વધારે કિમતની હોયતો તેની દેખીતી કિમતના પ્રમાણમાં તેણે સંભાળ રાખવાની ફકત જરૂર છે. (આડીસન શાહેબના પુસ્તકહેં પા. ૪૧૧)

**નિક્ષેપત વસ્તુ ખોવાઈ જાય અથવા તેને બીજું કાંઇ થાય તેનો નિક્ષેપી કયારે જવાપદાર ન થાય.**

૧૫૨ જ્યારે નિક્ષેપીએ ૧૫૧મી કલમમાં વરણવી છે તેટલી સંભાળ લીધિ હોય ત્યારે કાંઇ વીશેશ કરાર ન હોય તો માલમ મજકુર ખોવાઇ જાય કીંવા તેનો નાશ થાય કીંવા તે બગડે તેનો નિક્ષેપી જવાબદાર નથી.

ટીકાઃ—વાદિનો માલ પ્રતિવાદીની ટ્રેનમાં નાનગાનથીઈગતપૂરે લેઇ જવામાં આવતો હતો એ માલ તે મુસાફરિમા ચોરોએ લૂટયો, અને તેમા વાદીનો માલ ચોરાયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે હિંદુસ્થાનના કરાર આકટની કલમ. ૧૫૨નો ફાયદો લેવાનો પ્રતિવાદાનો હક છે, અને પ્રતિવાદિના નોકરો અગર એજંટો વાદિના માલ ચોરવામાં નહીં હતા તે બતાવવાની તથા જેમ સાધારણ અકકલનો માણુસ તેટલોજ અને તેટલીંજ કિમતનો માલ જેવો હતો તેવો સંભાળે તેવો સંભાળેલોછે એવો પૂરાવો આપવાને પણ પરવાનગી આપવિ

જોઈએ. કુવરજી તુળશીદાસ વિ. ધી ગ્રેટ ઈંડીયન પેનીનસુલા રેલવે કંપની. ઇ. લા. રી. મુ. વા. ૩ પા. ૧૦૯

સરતની વીરૂધ નિક્ષેપીએ કાંઈ કૃત્ય કરયું નિક્ષેપ સમાપ્ત થાય તે બાબત.

૧૫૩ કોઇ નીક્ષેપની સરત વિરૂધ કાંઇ કૃત નિક્ષીપત માલને સંબંધે નિક્ષેપી કરે, તો નિક્ષપનો કરાર નિક્ષેપતાની ઈચ્છા ઉપરથી નિરરથક થવા યોગ્ય થાયછે.

દૃષ્ટાંત.

બ ને પોતાને બેસવા સારૂ અ બ ને એક ઘોડો આપેછે. બ તે ઘોડાને પોતાની ગાડીમાં જોડેછે, એ પ્રમાણે કીધાથી અ ની ઈછા ઊપરથી નિક્ષેપ સમાપ્ત થાયછે.

નિક્ષેપતમાલનો વગર અધિકારનો ઉપયોગ કરયો હોય તો નિક્ષેપીની જવાબદારી.

૧૫૪. નિક્ષેપી નિક્ષેપત માલનો નિક્ષેપની સરતને અનુસરતો ન હોય એવી રીતનો કોઇ પણ ઉપયોગ કરે તો તેવો ઉપયોગ કર્યાથી અથવા કર્યાના દરમીઆનમાં માલ મજકુરને જે કાંઈ નુકશાન થાય તેનો બદલો નિક્ષેપતાને ભરી આપવાને નિક્ષેપી પાત્રછે.

દૃષ્ટાંતો.

(અ) ખુદ બ નેજ માત્ર બેસવાને સારૂ અ એક ઘોડો બ ને આપેછે; બ પોતાના કુટુંબના એક માણસ ક ને તે ઘોડા ઊપર બેસવા દેછે, ક સંભાળથી બેસેછે પરંતુ ઘોડો અકસ્માત પડી જાયછે અને ઘોડાને ઇજા થાયછે, ઘોડાને થયલી ઇજાનો અ ને બદલો ભરી આપવાને બ પાત્રછે.

(બ) અ કાશી જવાનું સ્પષ્ટ કહીને તે સારૂ કલકતા મધે બ પાસેથી એક ઘોડો ભાડે લેછે. અ ઘોડા ઉપર યોગ્ય સંભાળથી બેસેછે, પણ કાશી જવાને બદલે કટક જાયછે. ઘોડો એકાએક પડી જાયછે અને તેને ઇજા થાયછે ઘોડાને થયલી ઈજાનો બદલો અ એ બ ને ભરી આપવો જોઈએ.

નિક્ષેપતાની સંમતિથી તેનો માલ નિક્ષેપીએ પોતાના માલ સાથે ભેળ્યો તો તેનું પરિણામ.

૧૫૫. જો નિક્ષેપી નિક્ષેપતાની સંમતિથી નિક્ષેપતાનો માલ પોતાના માલ સાથે ભેળે તો ભેળેલા માલમાં નિક્ષેપતા તથા નક્ષેપીને પોતપોતાના ભાગની હીશેરશી મૂજબ નફા ટોટાનો સંબંધ રહેછે.

ટીકા;—જ્યાં માલ ભેળવવામાં બે પક્ષકારોની સંગતિ હોય ત્યાં બ્લાકસ્ટન સાહેબે જે નિયમ ઠરાવેલો છે તેના જેવોજ નિયમ છે તે નિયમ એછે કે "માલીકોને તેમના પોતપોતાના ભાગની હિસ્સેરસી મુજબ મજીઆરો નફાટોટાનો સંબંધછે.": (બ્લાકસ્ટન્સ કમેનટરી ૩ વા. ૨ પા. ૪૦૫.)

નિક્ષેપતાની સંમતિ સિવાય માલ ભેળ્યો હોય પ

૧૫૬. જો નિક્ષેપી નિકસેપતાની સંમતિ શિવાય નિક્ષેપતાનો માલ પોતાના માલ સાથે ભેળે, અને જો માલ મજકુર જુદો પાડી શકાતો હોય કીંવા તેના વીભાગ કરી શકાતા હોયતો તે માલ ઊપરની માલી

ખુ માલ જુદો કરી શકાય એવો હોયતેનુંપરિણામ

કી સદરહુ જેના તે પક્ષકારની કાયમ રહેછે; પરંતુ માલ જુદો પાડવાનો અથવા તેના વિભાગ કરવાનો જે ખરચ લાગે તે તથા સદરહુ પ્રમાણે માલ ભેળ્યાથી જે નુકશાન થાય તે. નિક્ષેપીએ ભોગવવું એ તેની ફરજછે

દૃષ્ટાંત.

રૂ ની ૧૦૦ ગાંસડીઓ કોઇ અમૂક નીશાનીવાળી અ, બ ને નિક્ષેપમાં આપેછે બ તે ૧૦૦ ગાંસડી પોતાની બીજી નીશાનીવાળી ગાંસડીઓ સાથે અ ની સંમતિ શિવાય ભેળે છે અને તેની ૧૦૦ ગાંસડી પાછી મળવાનો હકછે અને ગાંસડીઓ જુદી પાડતાં જે ખરચ લાગે તે સરવે તથા ભેળ કર્યાથી કાંઇ નુકશાન થયું હોય તો તે સરવે બ એ ભોગવવું એ તેની ફરજ છે.

નિક્ષેપતાની સંમતિ શિવાય માલ ભેળ્યો હોય અને તે જુદો પડાતો નથીતો તે ભેળવાનું પરિણામ.

૧૫૭. જ્યારે નિક્ષેપી, નિક્ષેપતાની સમતિ સિવાય નિક્ષેપતાનો માલ પોતાના માલ સાથે એવી રીતે ભેળે કે નિક્ષેપત માલ સદરહુ બીજા માલમાંથી નિરાળો કરવો તથા તે પાછો આપવો અશક્ય થાય, ત્યારે તે માલ ગુમ થવાનો બદલો નિક્ષેપી પાસેથી ભરી લેવાનો હક નિક્ષેપતાવે છે.

દૃષ્ટાંત.

૪૫ રૂપિઆની કીંમતના કેપથી લાવેલા આટાનું એક પીપ અ બ ને નિક્ષેપમાં આપેછે, બ અ ની સંમતિ શિવાય તે આટો પોતાના દેશી આટા સાથે ભેળેછે, અને તે દેશી આટાની કીંમત દર પીપે ફકત રૂપિઆ ૨૫ છે અ નો આટો ગુમ થયો તેનો બદલો બએ અ ને ભરી આપવો જોઇએ.

નિક્ષેપતાએનિક્ષેપીને જરૂરનો ખરચ આપવો જોઇએ.

૧૫૮. જો નિક્ષેપની સરત એવી હોય કે નિક્ષેપીએ માલ નિક્ષેપતા સારૂ રાખી મુકવો અથવા બીજે ઠેકાણે લઇ જવો, અથવા તેના ઉપર કાંઇ કામ કરવું તથા નિક્ષેપીને જો તે બાબત કાંઇ મહેનતાણું મળવાનું ન હોય. તો નિક્ષેપના કામ સારૂ નિક્ષેપીને જે જરૂરી ખરચ થયો હોય તે નિક્ષેપતાએ તેને પાછો આપવો જોઇએ.

ટીકા—જો ખરચ વ્યાજબી રીતે કરવામાં આવ્યો હોયતો નિક્ષેપતાને ધારેલો ફાયદો તેમાંથી ન મળે કે મળે તેમાં કાંઇ ફેર પડતો નથી. નિક્ષેપના ઉપર સ્ટોરીસાહેબનું બનાવેલું પુસ્તક પા. ૧૯૭)

માલ મફત નિક્ષેપમાં આપ્યોહોય તે પાછો આપવા વિશે.

૧૫૯. વાપરવાને સારૂ જ્યારે કોઇએ કાંઇ વસ્તુ ધીરી હોય ત્યારે તે મફત ધિરી હોય તો ધિરનાર સખસ ગમે તે વખતે તે પાછી માગી શકેછે, પછી કાંઈ નિમેલા વખત સુધી અગર નિમેલી કામને સારૂ ધિરી હોય તો તેની ચીંતા નહી, પરંતુ સદરહુ નિમેલા વખત સુધી અથવા નિમેલા કામને સારૂ કરેલી ધીરના ઉપર ભરોંસો રાખીને વસ્તુ મજકુર લેનાર જ્યારે એવી રીતનું કાંઇ કરયું હોય કે ધીરેલી વસ્તુ નિમેલા વખતની પહેલાં પાછી આપ્યાથી તે વસ્તુથી જે ફાયદો તેને ખરેખરો થયો હોય તેના કરતાં તેને વધારે ટોટો થાય ત્યારે જો ધીરનાર સખસ તે વસ્તુ પાછી આપવાની તેને જરૂર પાડે તો સદરહુ પ્રમાણે થયલા

ફાયદા કરતાં સદરહુ પ્રમાણે થએલો ટોટો જેટલો જાસતી હોય તેટલો બદલો સદરહુ ધીરનાર સખસે તેને ભરી આપવો જોઈએ.

વખત પુરો થયાથી અથવાકામ પુરૂ થયાથી નિક્ષેપત માલ પાછો આપવો જોઇએ.

૧૬૦. નિક્ષિપત માલ જે મુદતને સારૂં નિક્ષેપમાં આપ્યો હોય તે મુદત અથવા જે કામને સારૂ તે નિક્ષેપમાં આપ્યો હોય તે કામ પૂરણ થાય ને તરત માલ મજકુર વગર માગવે નિક્ષેપીએ આપવો અથવા નિક્ષેપતાના હુકમ પ્રમાણે સ્વાધિન કરવો એ તેની ફરજછે.

માલ યોગ્ય રીતે સ્વાધિન ન કરયો અથવા સ્વાધિન કરવા ન માંડયો તો નિક્ષેપીની જવાબદારી.

૧૬૧ જો નિકશેપિની કસુરથી માલ યોગ વખતે પાછો આપવામાં ન આવે અથવા સ્વાધિન કરવામાં ન આવે અથવા માંડવામાં ન આવે તો તે મુદત પછી માલ ખોવાઈ જાય કીંવા તેનો નાશ થાય કીંવા તે બગડે તેનો નિક્ષેપતાને તે જવાબદાર છે.

નિક્ષેપત મફત કરયો હોય તો તેની સમાપ્તી મરણથી થાયછે.

૧૬૨ નિક્ષેપ મફત હોય તો તેની સમાપ્તિ નિક્ષેપતાના અથવા નિક્ષેપીના મરણથી થાયછે.

નિક્ષેપત માલથી વધારો થયો હોય અથવા નફો થયો હોય તે નીક્ષેપતાને મળવાનો હક છે.

૧૬૩ જયારે જુદી રીતનો કાંઈ કરાર ન હોય ત્યારે નિક્ષેપત માલ ઉપરથી જે કાંઈ વધારો થયો હોય અથવા જે કાંઇ નફો થયો હોય તે નિકશેપતાને અથવા તે કહે તે પ્રમાણે નિક્ષેપીએ સ્વાધીન કરવો એ તેની ફરજ છે.

દ્રષ્ટાંત.

સંભાળવાને સારૂ એક ગાય અ બ ના તાબામાં આપેછે ગાયને વાછરડો થાય છે, બ એ ગાય તેમજ વાછરડો અ ને સ્વાધીન કરવો જોઇએ.

ટીકા.—જયારે નિક્ષેપવાળી ચીજનો કબજો પાછો લેવાનો હક નિક્ષેપતા બજાવે ત્યારે નિક્ષેપાના એ ફરજ છે કે તે ચીજ તેના તમામ વધારા સાથે અને નિક્ષેપના પ્રકાર મુજબ તેના સાધારણ ઉપયોગને અનુકુળ હોય એવી સ્થિતિમાં નિક્ષેપતાને પાછી આપવી. નિક્ષેપમાં આપેલી ચીજ અકસ્માત બનાવથી ખોવાઇ જાય, અથવા તેનો નાશ થાય અથવા તે બગડે તો તેનું જોખમ નિક્ષેપતાને શીર છે તેથી તે ચીજ ઉપરથી જે કાંઈ ફાયદો થાય તે મળવા નિક્ષેપતા હકદાર છે. (નિક્ષેપ ઉપર સ્ટોરીનું પૂસ્તક પા. ૨૬૦)

નિક્ષેપતાનીનિક્ષેપી જોડેની જવાબદારી.

૧૬૪. નિક્ષેપતાને નિક્ષેપ કરવાનો અથવા માલ પાછો લેવાનો અથવા માલ વિશે હુકમ આપવાનો હક નહોતો એ કારણને લીધે નિક્ષેપીને જે કાંઇ ટોટો થાય તેનો નિક્ષેપતા નિક્ષેપાને જવાબદાર છે.

કેટલાએક સમસત માલીકોએ

૧૬૫. જયારે માલના કેટલએક સમસ્ત માલીકોએ માલનો નિક્ષેપ કરયો હોય ત્યારે બીજી તરેહની કાંઈ કબુલાયત ન હોય તો સરવે

કરેલા નિક્ષેપ. માલિકોની સંમતી સિવાય એક સંયુકત માલીકને અથવા એક સંયુકત માલીકના હુકમ પ્રમાણે માલ મજકુર નિક્ષેપી પાછો સ્વાધીન કરી શકેછે.

જે નિક્ષેપતાને હક નથી તેના સવાધીનમાં માલ પાછો આપ્યોતો તે બાબત નિક્ષેપી જવાબદાર નથી.

૧૬૬. જો નિક્ષેપતાનો માલ ઉપર હક ન હોય અને નિક્ષેપી સુધબુધીથી તે માલ નિક્ષેપને અથવા નિક્ષેપતાને હુકમ પ્રમાણે પાછો સ્વાધીન કરે તો એ મુજબ સ્વાધીન કરયા બાબત નિક્ષેપી તે માલના માલિકને જવાબદાર નથી.

ટીકા;—નિક્ષેપીનો હક નિક્ષેપતા કરતા વધારે મજબુત નથી, અને તેથી કરીને નિક્ષેપતા વિરૂધ એ મિલકતનો હકદાર જો કોઇ ત્રીજો સખસ એ મિલકત ઉપર દાવો કરેતો તેના વિરૂધ નિક્ષેપીને કાંઈ પણ બચાવ નથી. બાટર વિ. હાર્ટલી, રીપોર્ટસ કવીન્સબેંચ વા. ૭ પા. ૫૯૪)

નિક્ષેપ માલ ઉપર ત્રીજા માણુસનો હક.

૧૬૭ જો નિક્ષેપતા શિવાય બીજો સખસ નિક્ષેપત માલ ઉપર હક રાખતો હોય તો તે માલ નિક્ષેપતાને સ્વાધિન થતો અટકાવવા સારૂ તથા માલ ઉપર ના હકનો ઠરાવ કરવા સારૂ તે સખસ કોરટને અરજ કરી શકે છે.

ટીકા;—આ કલમ મુજબના કામની શરૂવાત માલ ઉપર હક રાખનાર સખસે કરવી જોઇએ; નિક્ષેપાએ ન કરવી જોઇએ. તોપણ સામસામા હકોમાં ધાસ્તિમાં આવેલો નિક્ષેપી તાકીદ હુકમ કહડાવી કામ ચલાવવું બંધ રખાવી શકેછે. (ક્રોશે વિ. થોર્નટન, માંલન એક્વેંગ વા. ૨ પા. ૧)

જેને માલ જડે તેનો હક અમુક ઇનામ આપવાનું કહ્યું હોય તો દાવો માંડી સકેછે.

૧૬૮. જે સખસને કાંઇ માલ જડે તે સખસે તે માલ સંભાળીને રાખવામાં તથા ધણીની શોધ કરવામાં પોતાની ખુશીથી મેહેનત લિધી હોય તથા ખરચ કરયો હોય તેનો બદલો મળવાને માલીક ઉપર દાવો માંડવાનો તેનો હક નથી પણ એવો બદલો મળે ત્યાં સુધી તેને તે માલ માલિક વિરૂધ અટકાવી રાખવાનો અધિકાર છે અને ખોવાયેલો માલ પાછો લાવી આપવા બદલ કાંઇ અમુક ઇનામ આપવાનું માલીકે કહ્યું હોય તો તે ઇનામ સારૂ જે સખસને તે માલ જડયો હોય તે સખસ દાવો માંડી શકે છે, તથા તે ઇનામ મળે ત્યાંહાં સુધી તે માલ અટકાવી શકેછે.

હમેશ વેચવામાં આવતી હોય એવી વસ્તુ જડે તો જડનારે તે કયારે વેચવી.

૧૬૯. જે વસ્તુ સાધારણ રીતે વેચાણ થતું હોય તે વસ્તુ જ્યારે ખોવાઈ જાય ત્યારે જો યોગ્ય ઉદ્યમ કરયા છતાં તેનો માલીક મળતો ન હોય અથવા જે સખસને તે જડી તે સખસને જે કાયદાસર ખરચ થયો હોય તે માગ્યા છતાં માલીક તેને આપતો ન હોય તો તે સખસ વસ્તુ મજકુર વેચી શકે છે, પરંતુ જો.

(૧) તે વસ્તુનો નાશ થવાની અથવા તેની કીંમતમાં ઘણે ભાગે ઘટારો થવાની ધારતી હોય;

(૨) અથવા તે વસ્તુ જેને જડી તેને તે વસ્તુને સબંધે થયેલો કાયદેસર ખરચ

તે વસ્તુની કીંમતના ⅙ જેટલો હોય.

તો તે સંદરહુ મુજબ વેચી શકાય છે.

ટીકા:—જે સખસને માલ જડે તે સખસને તે માલના ખરા માલીક સિવાય તમામ વિરૂધ અમલમાં આણી શકાય એવો હક છે. (આરમરી વિ. ડેલામીરી, સ્ટ્રેંજસ રીપોર્ટસ વા. ૧ પા. ૫૦૫; સ્મીથસ લીડીંગ કેસીસ વા. પા. ૩૦૧)

નિક્ષેપીનું વિશે લીયન. ૧૭૦. નિક્ષેપના હેતુ પ્રમાણે નિક્ષિપત માલને સંબંધે નિક્ષેપીને કાંઇ કામ કરવું પડયું હોય અને તે કામમાં મજુરી અથવા હુનર વાપરવો પડયો હોય ત્યારે જો જુદી રીતનો કરાર ન હોય તો માલ મજકુરને સંબંધે નિક્ષેપીએ જે કામ કરયું હોય તેનું યોગ્ય મહેનતાણું તેને મળે ત્યાંહાં સુધી સદરહુ માલ અટકાવી રાખવાનો તેનો હક છે.

દૃષ્ટાંતો.

(અ) કાપીને ઝલે કહાડવાને સારૂ ખખચડો એક હીરો અ બ નામના ઝવેરીને આપે છે; અને તે પ્રમાણે બ કરેછે. બ એ કરેલા કામનું તેનું મેહેનતાણું મળે ત્યાંહાં સુધી તે હીરો અટકાવી રાખવાનો બ નો હક છે.

(બ) બ નામના દરજી પાસે એક અંગરખો કરવાને સારૂ અ કપડું આપેછે, અંગરખો તઇઆર થયો એટલે લાવી આપવાનું વચન બ અ ને આપેછે અને શીલાઇ તરણ મહિના પછી લેવાનું કબુલ કરેછે; સીલાઇ મળે ત્યાહાં સુધી અંગરખો અટકાવી રાખવાનો બ ને હક નથી.

ટીકા;—આ કલમથી મળેલો લીયનનો હક નિક્ષેપતા અને નિક્ષેપિની વચે કરારછે એમ પ્રથમથી માના લેછે; નિક્ષેપિની તરફનું એવું વચન કે નિક્ષેપવાળા માલ ઉપર મેહેનત તથા હુનરનું કામ કરવું; નિક્ષેપતાની તરફનું એવું વચન કે એ કામ બદલ નિક્ષેપીને મેહેનતાણું આપવું કામ મજકુર કરવામાં આવે અને મેહેનતાણું આપવા જોગ થાય તે શીવાય એ હક બજાવી શકાય નહીં આ હક નિક્ષેપીને નિક્ષેપતા વિરૂધ બીજા કોઈ હકો હોય તેને લાગુ પડતો નથી, પણ જો નિક્ષેપમાં સ્વરૂપથી તે કામ ક. ૧૭૧માં દાખલ થતું હોયતો લાગુ પડેછે. એટલા માટે નિક્ષેપીએ જે જરૂરી ખરચ કરયું હોય ને જે તેને મજરે મળવા જોગ થયું હોય તેવા ખરચની બાબતમાં તે માલ અટકાવી શકતો નથી (ટરનર વી. ફોર્ડ, મીસન એન્ડ વેલ્સબી વા. ૧૫ પા. ૨૧૨) (કલમ ૧૫૮) એક કામને સારૂ નિક્ષેપમાં આપેલો માલ કોઇ જુદી બાબમાંથી ઉતપન થતાં હકોને સારૂ ખાત્રી દાખલ અટકાવી રાખવાને ઉપર કરતાં પણ ઓછો હક છે જેમકે કોઇ ચીજ કોઇ સખસે ઉધાર લીધી હોય તે સખસ તે ચીજ પેહેલાના લેહેણા બદલ ખાત્રી દાખલ અટકાવી શકતો નથી. (નિક્ષેપ વીશે સ્ટોરી સાહેબનું પુસ્તક પા. ૨૬૪).

પેહેડીવાળા ફેકટરો ડકાવાળાએટરનીઓ તથાવિમેદલાલ એઓનું સાધારણ લિઅન. ૧૭૧. પહેડીવાળાઓ, તથા ફેકટરો, તથા ડકાવાળા તથા હાઇકોરટના એટરનીઓ, તથા વિમાદલાલો એઓને કાંઇ માલ નિક્ષેપમાં આપેલો હોય ત્યારે બીજી રીતનો કાંઈ કરાર ન હોય તો એકંદર હીસાબની બાકીની ખાતરી સારૂ માલ મજકુર તેઓ અટકાવી શકેછે પરંતુ એવી બાકીની ખાતરી સારૂ માલ મજકુર અટકાવી રાખવાનો હક તે વિશે સ્પષ્ટ કરાર ન હોય તો બીજા કોઇ પણ શખ્સને નથી.

ટીકા;—આટરની દાખલ તેમના ધંધાના કામમાં તેમના અસીલોના જે કાગળો તે

મના હાથમાં આવે તે તમામ કાગળો ઉપર તેમની એકંદર બાકીને સારૂ આટરનીઓને લિયનનો હકછે. (સ્ટીવનસન વિ. બ્લેકલોક મોલ એન્ડ સેલ્લવીન. વા. ૧ પા. ૧૩૫)

## ધરેણે આપેલી વસ્તુનો નિક્ષેપ.

'ધરેણે' ધરેણે આપનાર અને ધરેણે લેનાર એટલે શું.

૧૭૨. કોઇ કરજ અદા કરવાના અથવા કોઈ વચન પુરૂ કરવાના તારણ દાખલ કાંઇ માલ નિક્ષેપને ધરેણે કહેછે. એવા પ્રકારના નિક્ષેપતાને ધરેણે આપનાર કહેછે અને એવા પ્રકારનાં નિક્ષેપીને ધરેણે કહેછે.

અટકાવી રાખવાનો ધરેણે લેનારનો હક.

૧૭૩. ધરેણે લેનાર ધરેણે મુકેલો માલ કરજવાળી લેવાને માટે કીંવા વચન પુરૂ કરવા માટે અટકાવી શકેછે એટલુંજ નહી પણ કરજના વ્યાજને માટે તથા ધરેણે રાખેલા માલના કબજા સંબંધે અથવા તે જાળવી રાખવા સારૂ ધરેણે લેનારને જે જરૂરી ખરચ લાગે તે સરવેને માટે માલ મજકુર તે અટકાવી શકેછે.

જે કરજને માટે માલ ધરેણે મુકયો હોય તે શિવાયના બીજા કરજ અથવા વચનને સારૂ ધરેણે લેનાર માલ અટકાવીસકતો નથી. પાછળથી આપેલી રકમો બાબત અનુમાન.

૧૭૪. જે કરજને માટે અથવા જે વચનને માટે માલ ધરેણે મુકવામાં આવ્યો હોય તે શિવાય બીજા કોઇ કરજને માટે અથવા વચનને માટે તે પ્રમાણેનો કાંઇ કરાર ન હોય તો ધરેણે લેનાર ધરેણે મુકેલો માલ અટકાવી શકતો નથી પણ બીજી રીતે સમજવાને કાંઇ કારણ ન હોય તો એવો કરાર ધરેણે લેનાર પાછળથી ધીરેલી રકમો સંબંધે થયોછે એવું અનુમાન કરવું.

ટીકા,—બીજા બોલમાં કહીએતો ધરેણે મુકવાથી ધરેણે રાખનારને એકંદર લિયન મળતો નથી. એટલા માટે, ધરેણે મુકેલી જણસ અટકાવવાનો હક ધરેણે રાખનારને છે કે નથી તે વાતનો નિર્ણય કરવામાં સ્વાલએ થશે કે જે લેહેણાના સંબંધે માલ અટકાવવા માગતો હોય તે લેહેણાના તારણમાં ઉપયોગમાં લેવાનો ઇરાદો હવાનો કાંઇ પણ પુરાવોછે કે નહીં ધરેણે રાખનારને આગળનું દેવું આપવા જોગ થયું હતું એ હકીકત ઉપરથી આવી તરેહનો અનુંમાન કરી શકાય નહીં, અને એટલા માટે પાછળના કરજના અવેજમાં ગીરો મુકવામાં આવ્યું હોય ત્યારે આગળના કરજને પેટે માલ મજકુર અટકાવવા તેનો હક નથી. બીજી તરફ જે કરજને પેટે અવલ ધરેણે મુકવામાં આવ્યું હોય તે કરજ કર્યા પછી ધરેણે રાખનાર રકમો ધીરે તોતે ઉપરથી સારી રીતે અનુમાન થઈ શકે કે આ પાછળથી ધીરેલી રકમોને માટે તેમજ અવલના કરજને માટે એ ગીરો કાયમ રાખવા પક્ષકારોનો ઈરાદો હતો. (નિક્ષેપ વિશે સ્ટોરીસાહેબનું પુસ્તક પા. ૩૦૪)

ધરેણે લેનારનેજે વિશેશ ખરચ કરવો પડયો હોય તે ભરીલેવાનો તેનો હક.

૧૭૫. ધરેણે મુકેલા માલના સંરક્ષણને અર્થે ધરેણે લેનારને જે કાંઇ વિશેશ ખરચ થયો હોય તે ધરેણે મુકનાર પાસેથી લેવાનો તેનો હકછે.

ધરેણે મૂકનાર કસૂર કરેતો ધરેણે લેનારનો શો હકછે.

૧૭૬ જે કરજ અથવા વચનને સંબંધે માલ ધરેણે મુકવામાં આવ્યો હોય તે કરજ અદા કરવામાં અથવા તે વચન ઠરાવેલે વખતે પુરૂ કરવામાં ધરેણે મુકનાર કસુર કરે તો ધરેણે લેનાર તે કરજ અથવા વચનની રૂએ દાવો માંડી શકેછે, તથા ધરેણે મુકેલો માલ સહગામિ તારણ તરીકે અટકાવી શકેછે અથવા ધરેણે મુકનારને વેચાણની યોગ્ય ખબર આપીને ધરેણે મુકેલી વસ્તુ વેચી શકેછે.

સદરહુ વેચાણમાં જે પઇશા ઉપજે તે જો કરજ અથવા વચન મજકુર સંબંધી જે પઈશા લેહેણા હોય તે કરતાં કમી હોય તો બાકિના પઈશા આપવાને ધરેણે મુકનાર પાત્ર છે જો વેચાણ મજકુરથી ઉપજેલા પઇશા સદરહુ મુજબ લેહેણી રકમ કરતાં જાસ્તી હોય તો તે ફાજલ આંકડો ધરેણે લેનારે ધરેણે મુકનારને આપી દેવો.

ટીકા;—ધરેણિઆથી નિશ્રિત કરેલું કરજ જ્યાં સુધી આપવામાં ન આવે ત્યાં સુધિ એ ધરેણે મુકેલી ચિજ અટકાવી રાખવાનો ધરેણે લેનારના હકને સદરહુ ચિજ તેણે બીજાને ત્યાં ધરેણે મૂકવાથી નુકશાન પહોચતું નથી. જેમકે જ્યાં અ એ લખેલી અને બ એ મુદત કાપી સિકારેલી હુંડી બદલ અ એ બને ત્યાં ડિબેનચરો અનામત મૂકયાં અને એ હુંડી પાકતાં પહેલાં ડિબેનચર મજકુર સદરહુ હુંડિની રકમ કરતાં જાસ્તી કરજને સારૂ તારણ દાખલ બ એ ક ને ત્યાં મુકયાં તેમાં ઠરાવવામાં આવ્યું કે સદરહુ હુંડિ પાકી તે વખતે અ એ નાણાં નહીં આપવાથી ક ની ઉપર માલ રાખવાની ફરિઆદ ચલાવવાનો અને હક નથી. (ડોનાલ્ડ વિ. સકલીંગ, લા રિપોર્ટસ કવિન્સબેંચ વા. ૧ પા. ૫૮૫)

ધરેણે આપનારને કરજ અદા ન કરે કીંવા વચન પૂરૂ ન કરે તો પણ છોડાવી લેવાનો તેનો હક.

૧૭૭ જે કરજ કીંવા વચનને માટે માલ ધરેણે મુકયો હોય તે કરજ અદા કરવા સારૂ અથવા તે વચન પુરૂ કરવા સારૂ જો કાંઇ વખત નિમવામાં આવ્યો હોય અને તે નિમેલે વખતે ધરેણે મૂકનાર તે કરજ અદા કરવામાં અથવા તે વચન પૂરૂ કરવામાં કસૂર કરે તો સદરહુ મુદત થઇ ગયા પછી માલ મજકુરનું વેચાણ થતાં પહેલાં કોઈપણ વખતે ધરેણે મુકનાર માલ મજકુર છોડાવી શકેછે. પરંતુ તે તેમ કરે તો તેની કસરથી જે ખરચ થયો હોય તે પણ તેને આપવો જોઈએ.

ટીકા;—જંગમ મિલકત ધરેણે રાખનાર ઉપર મિલકત ધરેણે રાખ્યાની તારિખથી અથવા ધરેણે રાખનારે તેની પોંહોચ આપ્યાની તારિખથી ત્રીશ વરસની અંદર દાવો થઇ શકે (સને ૧૮૭૧ ના આકટ ૯ મો પરિશિષ્ટ ૨ જું પા. ૧૪૭) જ્યાં સુધી આ આકટના ઠરાવો મુજબ ધરેણે મુકનારનો હક જતો ન હોય ત્યાં સુધી જોકે દેવું અદા કરવાને ઠરાવેલી મુદત ગઇ હોય તોપણ ધરેણે મૂકેલી મિલકત તે છોડાવી શકે છે.

જેના કબજામાં માલ અથવા માલ ઉપરના હકના દસ્તાવેજ હોય તેણે તે ધરેણે મુકયા તો તે વિશે.

૧૭૮ જે સખસના કબજામાં કાંઇ માલ હોય અથવા એકાદ બીલ ઓફ લેડીંગ, ડોકવારંટ વખારવાળાનું સરટિફિકેટ, ડકાવાળાનું સરટિફિકેટ અથવા સ્વાધિન કરવાનું વારંટ કીંવા હુકમ; અથવા માલ ઉપર હક બતાવનાર બીજો કોઇપણ જાતનો દસ્તાવેજ હોય તે સખસ તે માલ અથવા તે દસ્તાવેજો ધરેણે મુકતો તે કાયદેસર છે પરંતુ ધરેણે લેનારે સુધ બુદ્ધિએ વરતવું જોઇએ. અને તે વરતણુકનો પ્રસંગ એવો જોઇએ કે ધરેણે મૂકનાર અયોગ્ય રીતે વરતે છે એવું માગ્ય

અનુમાન તે પ્રસંગ ઉપરથી થઇ શકે નહીં.

અને વળી એવું પણ ઠરાવવામાં આવેછે કે માલ મજકુર કીંવા દસ્તાવેજ મજકુર તેના કાયદેસર માલિકની પાસેથી અથવા તે જે સખસના હવાલામાં કાયદેસર રીતે હોય એવા કોઇ પણ સખસની પાસેથી કોઇ ગુન્હો કીંવા કપટ કરીને મેળવેલો ન જોઇએ.

ટીકા:—કરાર આકટની ક. ૧૭૮ પ્રમાણે નોકરના હવાલામાં જે તે 'કબજો' નથી અને તેણે પોતાના કબજામાં ગીરો મુકવાને લીધો એવું ગણવામાં આવે તો તે કલમના વિશેશ ઠરાવમાં તેનો સમાસ થાયછે. બીડો મોઇ કેબી વિ. સુખુલદાસ મલિક ઇ. લા. રી. ક. વા. ૪ પા. ૪૯૩

વાદીને પ્રતિવાદીએ જુઠો ઢોંગ બતાવી તેના કેટલાક દાગીના લીધેલા પ્રતિવાદિના તેવા માઠા કર્તકથી તે દાગીનાના નુકશાનના રૂ ૧૫૦૦) લેવાનો વાદીએ આ દાવો કર્યોછે તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતિવાદી ગોપાલ ક્રીસ્ટોએ કપટથી અગર ગુન્હો કરી કરાર આકટની કલમ ૧૭૮ મો પ્રમાણે દાગીના લેઇ લીધાછે. સબબ વાદી તે પ્રતિવાદી પાસેથી તે દાગીના લેઈ શકેછે. કીર્તિચરણ શેઠી વિ. ગોપાલ કીસ્તોપા ઈ. લા. રી. ક. વા. ૩ પા ૩૨૯૪

જ્યારે કોઇ ધરેણે મુકનારનો હક કોઇ અમુક મરયાદા સૂધીનોજ માત્ર હોય ત્યારે કેવી રીતે ધરેણે મુકયા.

૧૭૯ જે માલ ઉપર કોઇ સખસનો હક કોઇ અમુક મર્યાદા સુધીનોજ માત્ર હોય તે માલ સખસ મજકુર ધરેણે મુકે તો તે ધરેણે મૂકવું સદરહુ હક જેટલું કાયદેસર સમજવું.

ટીકા:—જ્યાં કેટલાક સમસ્ત માલિકો પૈકિ એક જણે માલ ધરેણે મુકેલો હોય તેવે પ્રસંગે તે સમસ્ત માલિકો પઈકિ બિજો તે માલ એકલો સ્વઅખ્તિયાર છોડાવવાને હકદાર નથી. અને તેટલા માટે તે માલ ગેરવ્યાજબી રીતે વેચવા સારૂ ધરેણે રાખનાર ઉપર તે ફરિઆદ ચલાવી શકતો નથી. (હાયપર વિ. ગોડસેલ. લા રિપોરટસ કવિન્સબેંચ વા. ૫ પા. ૪૨૨) જો ધરેણે મુકનારનો હક અમુક મર્યાદાવાળી મુદત સુધિનો હોય તો એ હક બંધ થએ કાયદેસર માલકિ જે સખસને પ્રાપ્ત થતો હોય તે સખસને ધરેણે રાખનારે કબજો સોંપવો જોઇએ. એટલા માટે જ્યાં એક વિધવાએ જીવતાં સુધિ પોતાના કરી આપેલા સોના રૂપાના વાસણો ધરેણે મુકયાં અને પછી ગુજરી ગઇ, તે કામમાં ઠરાવવામાં આવ્યું હતું કે જોકે વિધવા મજકુરના મરયાદવાળા હક વિશે ધરેણે રાખનારને ખબર ન હોય તોપણ તે માલ અટકાવવાનો ધરેણે રાખનાર મજકુરને કાંઇપણ હક નથી. (હોર વિ. પારકર. ટર્મરિપોર્ટસ વા. ૨ પા. ૩૭૬)

## અપકારનું કૃત્ય કરનાર વિરૂધ નિક્ષેપીના તથા નિક્ષેપતાના દાવા બાબત.

નિક્ષેપતાનો અથવા નિક્ષેપિઓનો અપકાર કરનારાઓ ઉપર નો દાવો.

૧૮૦ કોઇ નિક્ષેપી નિક્ષિપત માલનો ઉપયોગ ન કરી શકે એવું અથવા તેની પાસેથી માલ મજકુરનો કબજો જાય એવું જો કોઇ ત્રિજો સખસ ગેરવ્યાજબી રીતે કરે અથવા તે માલને કાંઈ નુકશાન કરે તો નિક્ષેપ થયો ન હોત ને તેવે પ્રસંગે જે ઇલાજો તેના માલિક લઇ શકત તે ઇલાજો લેવાનો નિક્ષેપિનો હક છે; અને એવી રીતે ગેરવ્યાજબી કિધા બાબત અથવા નુકશાન કિધા બાબત સદરહુ ત્રિજા સખસ ઉપર સદરહુ નિક્ષેપ

તા અથવા નિક્ષેપિ દાવો લાવી શકેછે.

એવા દાવા કરવાથી દાદ દાખલ અથવા નુકસાની બદલ જે મળે તેની વ્યવસ્થા બદલ.

૧૮૧ એવા પ્રકારના કોઇ દાવામાં દાદ દાખલ અથવા નુકશાનના બદલા બદલ જે કાંઇ મળે તેની વ્યવસ્થા નિક્ષેપતા તથા નિક્ષેપિને સબંધે તેઓના પોતપોતાના હક પ્રમાણે કરવી.

---

## બાબ ૧૦ મો.

### આડત.

આડતિઆની નિમણુક તથા તેના અધિકાર બાબત.

આડતીઓ અને મૂખ્ય એટલે શું.

૧૮૨. કોઇ બીજા સખસને સારૂ કાંઇ કૃત્ય કરવા સારૂ અથવા ત્રીજા સખસો સાથેના વ્યહવારમાં કોઇ બીજા સખશના પ્રતિનીધી દાખલ કામ ચલાવવા સારૂ નિમેલા સખસને આડતીઓ સમજવો જે સખસને સારૂ તે કૃત્ય કરવામાં આવે અથવા જેને સારૂ સદરહુ મુજબ પ્રતિનિધિ દાખલ કામ ચલાવવામાં આવે તેને મૂખ્ય કહેવો.

આડતીઓ કોણુ નીમી શકે

૧૮૪. કોઇ સખસ જે કાયદાને તાબે હોય તે કાયદા પ્રમાણે સખસ મજકુર પાકી ઉમરે પહોંચ્યો હોય તથા તે સાવધ બુધિનો હોય તો તે સખસ આડતીઓ નિમી શકે છે.

ટીકા:—ધણીની એજંન્ટ તરીકે ધણીયાણી કામ ચલાવે એવું ગર્ભીત નિકળેછે એવો નિયમ સને ૧૮૭૪ ના આકટ ૩ (પરણેલી ઓરતો સંબધીનો આકટ)ના ઠરાવથી બાતલ કરવામાં આવ્યોછે. અલગદી વિ. લુલ્લા ઈ. લા. રી. ૩ કલકત્તા ૧૪૦

આડતીઓ કોણુ થઇ શકેછે.

૧૮૪. મુખ્ય અને તરાહિત સખસોને સંબધે કોઇપણુ સખસ આડતીઓ થઇ શકેછે. પરંતુ જે સખસ પાકી ઉમરે પહોંચ્યો નથી, તથા જે સાવધબુધિનો નથી તે સખસ એવી રીતે આડતીઓ થઈ શકતો નથી કે આડતીઆની જવાબદારી વિશે જે ઠરાવ આ આકટમાં છે તે મુજબ તે પોતાના મુખ્યને જવાબદાર થાય.

અવેજની જરૂર નથી.

૧૮૫. આડત ઉત્પન્ન કરવા સારૂ અવેજની જરૂર નથી.

આડતીઆનો અખતિયાર સ્પષ્ટ હોય કીંવા ગર્ભીત હોઇ શકે છે.

૧૮૬. આડતીઆનો અખતિયાર સ્પષ્ટ કીંવા ગર્ભીત હોઈ શકેછે.

ટીકા;—કેટલાક પ્રસંગે આડતીઆની નિમણોક સ્પષ્ટ રીતે કરવી જોઈએ. વકિલ નિમવાનું વકાલતનામું લખિતવાર હોવું જોઇએ, અને તે રદ પણ લખાણુથી કરવું જોઇએ. (સને ૧૮૭૭ નો આકટ ૧૦)

સ્પષ્ટ અને ગર્ભીતઅખતિઆરના લક્ષણો.

૧૮૭. બોલેલા અથવા લખેલા શબ્દોથી જે અખતિઆર આપવાગાં આવે તેને સ્પષ્ટ અખતિઆર કહેવો અને કોઇપણ કામની હકિકત ઉપરથી જે અખતિઆરછે એવું અનુમાન કરવાનું હોય તે અખતિઆરને ગર્ભીત અખતિઆર કહેવો અને બોલેલી કીંવા લખેલી વાતોને તથા વ્યવહાર હમેશ મૂજબની પધતીને તે કામની હકીકત કહી શકાય છે.

દ્રષ્ટાંત.

અ ની શ્રી રામપુર મધે એક દુકાનછે અ પોતે કલકતે રહેછે અને કોઇ કોઇવાર દુકાને જાયછે દુકાનનો વહિવટ બ ચલાવેછે તથા દુકાનના કામને સારૂ તે અને નામે ક પાસેથી માલ મંગાવ્યા કરેછે અને અ ના પઇશામાંથી તેની કીંમત આપ્યા કરેછે અને એ વાત અને માલમ છે. બ ને દુકાનના કામને સારૂ ક પાસેથી અને નામે માલ મંગાવવાનો ગર્ભીત અધિકાર અ પાસેથી મળ્યોછે એમ સમજવું.

ટીકા;—કોઇ વિશેષ કામ બાબતના મૂખત્યારની સાથે જે સખસ કામ પાડે તે સખસ મૂખત્યાર મજકુરના અખતિયારની હદ શોધી કાહાડવાને બંધાએલો છે, અને તે અખતિયાર ઉપરાંત કરેલા કરારનો બોજો મુખ્ય ઉપર નાંખી શકતો નથી. જેમકે કોઇ સાધારણ નોકરને તેના શેઠે પોતાનો ઘોડો અમૂક કિમતે વેચવા અખતિયાર આપ્યો હોય, અને તે કીંમતથી ઓછી કીંમતે તે ઘોડો વેચે, અથવા તેની સાથે ખાત્રી આપવાનો અખતિયાર ન મળ્યા છતાં ખાત્રી આપેતો શેઠ પેહેલે પ્રસંગે તો તે વેચાણ નામંજુર કરી શકે, અને બીજે પ્રસંગે આપેલી ખાત્રી તેના ઉપર (શેઠ ઉપર) બંધનકારક નથી. (વાઈટહેડ વિ ટર્કેટ, ઇસ્ટ વા. ૧૫ પા. ૪૦૭;) બ્રેંડી વિ. ટોડ. લા જનરલ કોમનપ્લીઝ વા. ૩૦ પા.૨૨૩) હાવરડ વિ. શિવાડ લા. રીપોટસ કોમનપ્લીઝ વા. ૨ પા, ૧૪૮ બીજી તરફ જો મુખત્યાર કોઇ કબુલ કરેલા સખસની જગા ઉપર હોય, અને કોઈ અમુક ધંધા રોજગારમાં તેના કામે લગાડેલો હોય તો તેને અખતિયાર આ રોજગાર શિરસ્તા મુજબ ચાલેછે. (સ્વીટીંગ. વિ. પીઅરસ, લા જનરલ કોમનપ્લીઝ વા. ૨૯ પા. ૨૬૫)

ચકરબતી વિ. કોનરાણીવાળા કલકત્તાના એક કામમાં પ્રિવી કાઉન્સીલમાં આવી હતી. તેમાં ઠરાવામાં આવ્યું હતું કે મુખતિયારના અખ્તિયારની હદ મુકરર કરવાને સારૂ ઇગ્લાંડના સામાન્ય વેહેપાર સંબંધી કાયદાને અનુસરી ચાલવું જોઇએ. (મુર્શ ઈંડીયન અપીલ્સ વા. ૧૦ પા. ૨૨૯) બજાર અથવા સટો જેના ઉપર કોઇ દલાલને રાખવામાં આવ્યો હોય તેના ધારા તથા રિવાજ તેને કામ કરવા અખતિયાર છે; અને તેના મુખીને એ ધારાની માલમ ન હોય તોપણ સદરહુ દલાલના કૃત્યો મૂખી મજકુર ઉપર બંધનકારક છે. (ટેલર વિ. સ્ટે, લા જનરલ કોમનપ્લીઝ વા. ૨૬ પા. ૧૮૫; સટન વિ. હાથમ આડોલફ્સ એન્ડ એલીસ વા. ૧૦ પા. ૨૭) એવીજ રીતે એ રીવાજોથી તેને પ્રતિબંધ પણ થાય, તેથી કરીને ઉધાર આપવાનો રીવાજ નહોય તો તે ઉધાર આપી શકતો નથી. (વુઇલ્ટશાયર વિ. સીમ્સ, કામ્પબેલ્સ રીપોર્ટસ વા. ૧ પા. ૨૫૮) કલમ ૨૧૧ જોવી. સામાન્ય રીતે કીંમત લેવાના અખતિયારથી પૈસા શિવાય બીજા પ્રકારે કીંમત લેવાનો અખતિયાર નથી. (કયાટરોલ વિ. હીંડલ, લા રીપોર્ટસ કોમનપ્લીઝ વા. ૧ પા. ૧૮૬ બ્રીજીસ વિ. ગ્યારેટ, લા રીપોર્ટસ કોમનપ્લીઝ વા. ૫ પા. ૪૫૧; વુઇલીઅમ્સ વિ. ઇવાન્સ. લા રીપોર્ટસ કવીન્સબેંચ વા. ૧ પા. ૩૫૨) રોજગાર ચલાવવાવા તથા લેહેણું દેણું લેવા આપવાના કુલ મૂખતિયારનામાથી મુખ્યને બંધનકારક થાય એવી રીતે હુંડીઓ ઉપર મથાળુ કરવાની કે શીકારવાની મુખતિયારને સત્તા મળતી નથી. (બીલ્સ ઉપર બાઇલ્સ સાહેબનું પુસ્તક વા. ૩૨)

આડતીયા અને અખતિઆર કેટલો છે.

૧૮૮. જો આડતીઆને એકાદ કૃત્ય કરવાનો અખતિયાર હોય તો તે કૃત્ય કરવા સારૂ જે કાંઇ કાયદેયર કામ કરવાની જરૂર હોય તે સરવે કરવાનો તેને અખતિયારછે.

જો આડતીઆને કાંઇ ધંધો ચલાવવાનો અખતિયાર હોય તો તે ધંધો ચલાવવા માટે જે કાયદેસર કામ કરવાની જરૂર હોય અથવા તે ધંધો ચલાવવાને પ્રસંગે જે કામો હમેશાં કરવામાં આવતાં હોય તે સરવે કરવાનો તેને અખતિઆરછે.

દૃષ્ટાંતો.

(અ) બ લનડન મધ્યે રહેછે તેનું કાંઇ મુંબાઇમાં લહેણું છે, તે વસુલ કરવા સારૂ તેણે અને નીમ્યો છે તે કરજ વસુલ કરવા સારૂ જે કાંઇ કાયદા સંબંધીનું કામ કરવાની જરૂર હોય તે કામ ચલાવવાનો અખતિયાર અને છે. અને દેણદારને તે કરજમાંથી મોકળો કરે તો તે કાયદેસર મોકળો થયો એમ સમજવું.

(બ) અ વાહાણો બાંધવાનો પોતાનો ધંધો ચલાવવા સારૂ બ ને આડતિઓ નિમેછે, એ ધંધો ચલાવવાને માટે લકડ તથા બીજો સામાન વેચાતો લેવાનો તથા મજુરો રાખવાનો અખતિયાર બને છે.

ટીકા;—આટરની અને તેના અસીલને સંબંધે એમ ઠરાવવામાં આવ્યું છે કે સ્પષ્ટ સલાહ વિરૂધ કોઇ દાવાનો તોડ જોડ કરવાને આટરનીને હક નથી (ફ્રે વી. વાઉલ્સ, એલીસ એન્ડ બ્લાકબરન વા. ૧ પા. ૮૩૯) પણ લોર્ડ કયમ્પબેલે જણાવ્યું કે અસીલનો હુકમ છતાં પણ પક્ષકારોને સંબંધે આવી રીતનો તોડ જોડ બંધન કારક થશે. આ મત મુબાઇની હાઈકોરટે એક કેસમાં બાહાલ રાખ્યો હતો, જે કેસમાં ચીફ જસ્ટીસ વેસ્ટરાપ તમામ ઇંગ્રેજી આધારો ધ્યાનમાં લેછે. (જગનનાથદાસ ગુરૂ બકશદાસ વી. રામદાસ ગુરૂ બકશદાસ. મુંબાઇ હાઈકોરટ રિપોરટસ વા. ૭ પા. ૭૯) પોતાના અસીલની તરફેનમાં ફેસલો અપાયા પછી હુકમનામાની બજાવણી મોકુફ રાખવાને તેની તરફથી કબુલાયત કરવા આટરનીને કાંઈપણ ગરભીત અખતિયાર નથી. (લવગ્રીવ વી, વાઇટ લા રીપોરટસ કોમનપ્લીઝ વા. ૬ પા. ૪૪૦) મુખ્તીયાર નામાઓનો અરથ અક્ષરે અક્ષર કરાયછે અને મુખ્યની તરફથી તમામ પઇશા લેવાનો તથા તમામ કામ કરવાને અખતીયાર હોય તેથી પઇસા આપવા બદલ આવેલા બીલો માન્ય કરવાને અખત્યાર નથી, (હાંગ વી. સ્નેઇથ ટોનટન વા.૧ પા. ૩૪૭) આવા કામને માટે વિશેષ અખતીયારની જરૂરછે અને બોહોળામાં બોહોળા અરથવાળા શબ્દો તેવા વિશેષ અખતીયાર વગર અપુરું છે (પી. નસરવાનજી બાટલીવાળા વી. ગુલમહમદ સાહેબ મદ્રાસ હાઇકોરટ રીપોરટસ વા.૭ પા. ૩૬૯)

મુસલમાંની સરેહ પ્રમાણે જે સખસ અગ્રક્રિયા અધિકારનો દાવો રાખતો હોય તેની તરફથી તેનો એજંન્ટ અગર વહિવટદાર વર્તી શકેછે અબાદી બેગમ વિ. ઈનામ બેગમ.ઇ લા. રી. ૧ અલ્હાબાદ પા. ૨૧

અણ ચીંતવ્યા તાકીદના કામમાં આડતીઆને અધીકાર.

૧૮૯ કોઇ અણચીંતવ્યું તાકીદનું કામ આવે ત્યારે સાધારણ સમજણવાળું માણસ ખુદ પોતાના કામમાં તેવીજ બીના હોએથી જે કંઇ કરે તે સરવે પોતાના મુખ્યને ટોટામાંથી બચાવવાનાં કારણસર કરવાનો અખતીયાર આડતીઆને છે.

દ્રષ્ટાંતો.

(અ) માલ વેચવાનો આડતિઓ જરૂર પડે તો તે માલ સમરાવી શકેછે.

(ગ) અ બ ને નામે કલકતે કાંઈ ખોરાકીનો સામાન કોઇને શોંપીને મોકલેછે, અને તે લાગલોજ કટક ક તરફ રવાને કરવાનો હુકમ આપેછે તે સામાન કટક મોકલ્યો તોબગડી જશે એમ હોયતો તે કલકત્તામાં બ વેચી શકેછે.

પેટા આડતિઆ.

આડતિઓ પોતાનું કામ બીજાને કયારે સોંપી શકતો નથી.

૧૯૦ જે કલ્સ આડતિઆએ પોતે જાતે કરવાનું સ્પષ્ટ કીંવા ગર્ભીત રીતે માથે લીધું હોય તે કરવાને સારૂ તે કોઇ બીજા સખસને કાયદા પ્રમાણે નીમી શકતો નથી પરંતુ વેહેપારના સાધારણ રિવાજ મુજબ પેટા આડતીઓ નીમી શકાતો હોય અથવા તે આડતનું સ્વરૂપ એવું હોય કે પેટા આડતીઓ નીમવોજ જોઇએ. તો આડતીઓ મજકુર સદરહુ મુજબ બીજા સખસને નીમી શકેછે.

ટીકા,—"કોઈ સખસને બીજા પાસેથી એકાદુ કામ કરવાને એવીજ સત્તા અથવા અખતીયાર હોય તો તેણે તે કામ પોતેજ કરવું જોઈએ, અને પોતાનો અખતીયાર તે બીજાને સોંપી શકતો નથી; કારણ કે ભરૂસો અથવા વિસ્વાસ ખુદ તેના પંડ ઉપરજ રાખવામાં આવ્યાને લીધે જે સખસની શક્તિ તથા પ્રમાણીકપણું મુખ્યના જાણવામાં ન હોય અથવા જો જાણવામાં હોય તો જેને મુખ્ય પસંદ કરે નહીં તેવા કોઇ ત્રાહીત સખસને એ ભરૂસાની અથવા વિશ્વાસની બાબત સોંપી શકાય નહીં." (આડત ઉપર સ્ટોરી સાહેબે કરેલું પુસ્તક પા. ૧૩)

પેટા આડતીઓ એટલે શું.

૧૯૧ આડતના કામમાં જે સખસને મુળ આડતીઆએ નીમ્યો હોય અને જે મુળ આડતીઆની સત્તા નિચે કામ કરતો હોય તે સખસને પેટા આડતીઓ કહેવો.

યોગ્ય રીતે નીમેલો હોય એવો આડતીઓ મુખ્યનો પ્રતીનીધી છે કે શી રીતે પેટા આડતીઆ વિશે આડતીઆની જવાબદારી પેટા આડતીઆની જવાબદારી.

૧૯૨ પેટા આડતીયાની નીમણુંક યોગ્ય રીતે થઇ હોય ત્યારે ત્રીજા સખસોને સંબંધે તે પેટા આડતીઓ મુખ્યનો પ્રતીનિધી છે એમ સમજવું, તથા તે મુખ્યના તરફથી પ્રથમથીજ નીમાએલો આડતીઓ હોય એવી રીતે તેના કલ્સથી મુખ્ય બંધાએલો છે તથા કલ્સ મજકુરને સારૂ તે જવાબદાર થાયછે એમ સમજવું.

• પેટા આડતીઓ જે કલ્સ કરે તેનો આડતીઓ મુખ્યનો જવાબદાર છે.

ટીકા;—આડતીઓ પોતે નિમેલા પેટા આડતીઆની ગેરવરતણુકનો વાંક કાઢી પોતાને શીરથી જવાબદારી ખસેડી શકતો નથી. જેમકે કોઇ પેટા આડતીઓ જે પ્રત્યક્ષ રોજગાર ચલાવતો હોય. તે તેને નોકર રાખનારને હીસાબ આપવામાં ગફલત કરવાનો તકશીરવાન હોય તો તે જે વખતે આ પેટા આડતીયાને પાસે રાખનાર તેનો મુખ્ય કે જેનું આખરે હીત રહેલું છે તે આડતના ધંધાનો હીસાબ તેની પાસે માગે ત્યારે ઉપર પ્રમાણે ગફલત થઇછે એવો જવાબ ચાલશે નહીં (પીઆરસ વિ. ગ્રાન, જેકબ એન્ડ વોકર્સ ચ્યાનસરી રીપોર્ટસ વા. ૧ પા. ૧૩૯)

પેટા આડતીઓ પોતાના કલ્સનો આડતીઆને જવાબદાર છે, પરંતુ કપટ અગર જાુ

ણી જોઇને અપકારનું કૃત્ય કરવામાં આવ્યું હોય તે શીવાયને બીજી પ્રસંગે તે મુખ્યને જવાબદાર નથી.

નીમવાનો અધિકાર ન છતાં પેટા આડતીઓની મ્યો તો તે વિશે આડતીઆની જવાબદારી.

૧૯૩. આડતિઆએ અખતિઆર સિવાય પેટા આડતીઆનું કામ કરવાને એકાદ સખસને નિમ્યો હોય ત્યારે મુખ્ય તથા આડતીઆનો સંબંધ સદરહુ આડતીઆને સદરહુ સખસ સાથે થાય છે. તથા આડતીઓ મજકુર તે પેટા આડતીઆનાં કૃત્યોનો મુખ્યને તથા ત્રાહીત સખસોને જવાબદાર બને છે એવી રીતે નિમેલા સખસને મુખ્યનો પ્રતીનીધી સમજવો નહી તથા તેના કૃત્યનો મુખ્ય જવાબદાર નથી, તથા તે સખસ પણ મુખ્યને જવાબદાર નથી એમ જાણવું.

ટીકાઃ—આ કલમ જે પ્રસંગે પેટાના આડતીઆને યોગ્ય રીતે નિમવામાં ન આવ્યો હોય એટલે કે કલમ ૧૯૦ મુજબ ન નિમતાં બીજી રીતે નિમવામાં આવ્યો હોય તેવે પ્રસંગે પક્ષકારોની સ્થિતિના લક્ષણો બતાવે છે. આ પ્રમાણે નિમાએલા સખસના કૃત્યોથી મુખ્ય બંધાએલો નથી, અને એ બે જણને એક બીજા વચ્ચે કાંઇ પણ કરારનો સંબંધ નથી; તેમજ તે સખસના બેફીકરાઇનાં કત્યોને માટે મુખ્ય ત્રાહીત સખસોને જવાબદાર નથી. "શેઠ વાણોતરના સંબંધના ધોરણની રૂઇએ જવાબદારી સંબંધ મજકુર બંધ પડે તેની સાથેજ બંધ પડેછે; અને એ નોકર બીજાનો નોકર છે અને તેનું કૃત્ય બીજાનું કૃત્યછે એવા સાદા સબબ ઉપરથી તે નોકરના શેઠ સિવાય બીજો કોઇપણ સખસ જવાબદાર થઈ શકતો નથી; તેટલા માટે કોઈ ત્રાહીત સખસ એ શેઠની સાથે એવો કરાર કરે છે કે જેથી કરી શેઠ વાણોતરનો સંબધ ઉત્પન થતો ન હોય તો તેવા કરારથી તે જવાબદાર થતો નથી." (કવારમન વિ. બરનેટ, મીસન એન્ડ વેલ્સબી વા. ૬ પા. ૪૯૯) જેમકે, જ્યાં એક ખાટકીએ બળદ વેચાતો લેઇને તે ઘેર હાંકી જવા એક હાંકનાર રાખ્યો, અને એ હાંકનારે એક છોકરો રાખ્યો જેની ગફલતથી એ બળદે વાદીની મિલકતને નુકશાન કરયું, તેમાં એ ખાટકી જવાબદાર છે એમ ઠરાવવામાં આવ્યું હતું (મીલીગન વિ. વેજ, એડલફસ એન્ડ એલીસ વા. ૧૨ પા. ૭૩૭)

આડતનું કામ કરવા જેને આડતીઆએ અધિકાર ઉપરથી નિમ્યો હોય તેનો તથા મુખ્યનો સંબંધ.

૧૯૪. જો આડતના કામમાં મુખ્યની તરફથી કામ કરવા સારૂ બીજો સખસ નિમવાને આડતીઆને સ્પષ્ટ કીંવા ગર્ભીત અખત્યાર હોય અને આડતીઆ મજકુરે તે પ્રમાણે બીજો સખસ નિમ્યો હોય તો તે સખસને પેટા આડતીઓ સમજવો નહી પરંતુ આડતના જે ભાગનું કામ તેને સોંપ્યું તે ભાગનો તે સખસ મુખ્યનો આડતીઓ છે એમ સમજવું.

દ્રષ્ટાંતો

(અ) અ પોતાના સોલીસીટર બ ને પોતાની ઇસ્ટેટ હરાજીથી વેચવાનો હુકમ આપેછે, અને તે કામ સારૂ એક હરરાજી કરનાર નીમવાનું કહેછે. બ ક નામના હરરાજી કરનારને હરાજી કરવાને નિમેછે. ક પેટા આડતીઓ નથી, પરંતુ હરાજી કરવાના નામનો તે બ ને આડતીઓ છે.

(બ) કલકતા મધેના બ નામના વેપારીને અ એવો અખતિઆર આપેછે કે ક ની કંપની પાસેથી અ ના જે પઇશા લેહેણાછે તે બ એ વસુલ કરવા. પઇશા વસુલ કરવાને સારૂ ક ની કંપની ઉપર કાયદા પ્રમાણે કામ ચલાવવાનું બ ડ નામના સોલીસીટરને કહેછે. ડ

પેટા આડતીઓ નથી, પણ તેને અ નો સોલીસીટર સમજવો.

એવો સખસની મવા વિશે આડતીઆની શી ફરજ છે.

૧૯૫. પોતાના મુખ્યને વાસ્તે એવો આડતીઓ પસંદ કરવામાં આડતીઆએ જેટલો વિચાર કોઈ સાધારણ સમજણવાળો સખસ ખુદ પોતાના કામમાં વાપરે તેટલો વિચાર વાપરવો એ આડતીઆ મજકુરની ફરજ છે, અને જો તે તેમ કરે તો એવા પસંદ કરેલા આડતીઆના કૃત્યનો અથવા ગફલતનો મુખ્યને તે જવાબદાર નથી.

દૃષ્ટાંતો.

(અ) અ બ નામના વેપારીને પોતાને સારૂ એક વાહાણુ વેચાતુ લેવા કહેછે, બ અ ને વાસ્તે વાહાણુ પસંદ કરવા સારૂ એક વાહાણનો સરવેઅર નીમેછે, તે કામમાં તેની સારી પ્રખ્યાતી છે. સરવેઅર વાહાણુ પસંદ કરવામાં ગફલત કરેછે અને વાહાણુ સમુદ્ર ખેડવા લાયક નથી એમ ઠરેછે. તથા તે ભાગી જાયછે. બ અ ને જવાબદાર નથી પરંતુ સરવેઅર જવાબદાર છે.

(બ) અ બ નામના વેપારીને કાંઈ માલ વેચવાને સારૂ કોઇને સોંપીને મોકલે છે બ નો માલ વેચવાને સારૂ એક સારી સાખવાળા હરાજી કરનારને અ નીમે છે અને વેચાણનો પઇશો તેને વસુલ કરવા દેછે પછાડીથી પઇશાનો હીશાબ આપ્યા વગર હરાજી કરનાર નાદાર થાયછે. એ પઈશાનો બ અ ને જવાબદાર નથી.

બહાલી.

કોઈ એક શખસને સારૂ તેના અધીકાર સિવાય કૃત્ય કરવામાં આવ્યું હોય તો તેનો તે વિશેનો હક બાહાલ કરયાનું પરીણામ.

૧૯૬ જો એક સખસ બીજા સખસની તરફથી પરંતુ તેના જાણ્યા વગર કીંવા અખતીયાર સીવાય કાંઈ કૃત્ય કરે તો તે કૃત્ય બહાલ રાખવાને અગર તે ના કબુલ કરવાને તે બીજો સખસ મુખતીયાર છે. જો તે બહાલ રાખે તો તેનું પરિણામ તેણે અખતીયાર આપ્યાથી કાંઇ કરવામાં આવે તેના જેવું થશે.

ટીકા;—એ કૃત્ય જે સખસ બાહાલ રાખવાનો હોય તેની તરફથી થએલું હોવું જોઈએ; એટલા માટે બાહાલ રાખવાનું કૃત્ય કરવામાં આવ્યું હોય તે વખતે જે સખસ હયાત ન હોય અથવા મુકરર થએલો ન હોય તેવા સખસથી બહાલ થઇ શકતું નથી, જેમકે જ્યાં પ્રતિવાદીએ હજુ જે કંપની બની તેવી કંપનીની તરફથી આડતીઆ દાખલ કાંઇ કામ કીધું તેમાં ઠરાવવામાં આવ્યું કે તેમના કૃત્યો કંપનીને મજકુરે પાછળથી બહાલ રાખવાથી એ કાર્યના સામા પક્ષકારના અનુમત શીવાય પ્રતીવાદીઓ ઉપરથી જવાબદારી ઉતરતી નથી. (કેલનર વિ. બાકસ્ટર લા રિપોર્ટસ, કોમનપ્લીઝ વા. ૨ પા. ૧૭૪) તેમજ આવી હકીકતને પ્રસંગે જે સદરહુ કંપનીના ભંડોળમાંથી પઇશા આપવાના હતા તે કંપની પણ જવાબદાર થશે નહીં. (મેલહાડો વિ. પોરટો આલીગર કંપની લા રીપોર્ટસ કોમનપ્લીઝ વા. ૯ પા. ૫૦૫) જે વખતે કૃત્ય કરવામાં આવ્યું હોય તે વખતે તે કૃત્યથી જે સખસ અજાણ્યો હોય તે સખસ તે કૃત્ય બહાલ કરવાને મુખતીયાર છે, અને કોઇપણ વખતે એ પ્રમાણે તે બાહાલ કરી શકેછે. (એન્કોના વિ. માકર્સ, લા જનરલ એકસચેકર વા

૩૧ પા. ૧૬૩) જ્યાં પ્રતિવાદીઓના આડતીઆએ અખતિયાર વગર તેમના નામની વા-ચદાચીઠીઓ લખી અને તે વાત પ્રતિવાદીઓને જણાવી અને એ બીન અખતિયારી કૃત્ય તેમણે બાહાલ રાખ્યું તેમાં ઠરાવવામાં આવ્યું હતું કે એ ચીઠીઓ જાણે તેમણેજ લખી હોય તેવી રીતે તે ચીઠીઓની બાબતમાં પ્રતિવાદીઓ જવાબદાર છે. (નસરવાનજી બાટલીવાળા વિ. જી. મહમદસાહેબ મદ્રાસ હાઇકોરટ રીપોર્ટસ વા. ૭ પા. ૩૬૯) જેટલો અખતિયાર ખરેખર હોય તે અખ્તિયાર ઉપરાંત કરેલુ કૃત્ય જેવી રીતે તદન બીન અખ્તિયારવાળું કૃત્ય બાહાલ રાખી શકાયછે. તેવીજ રીતે બાહાલ રાખી શકાય. સ્ટેટ સેક્રેટરી વિ. કમાચી બોય સાહાબા, મુંબઈ ઈંડિયન અપીલ્સ વા. ૭ પા. ૪૭૬)

બાહાલી સ્પષ્ટ હોય કીંવા ગર્ભીત હોય. — ૧૯૭. બાહાલી સ્પષ્ટ હોય કીંવા જે સખસોની તરફથી તે કૃત્યો કર્યાં હોય તેની વરતણુક ઉપરથી ગર્ભીત હોય.

દ્રષ્ટાંતો.

(અ) અ ને બ ને સારૂ માલ વેચાણ લેવાનો અધિકાર ન છતાં અ બ ને સારૂ માલ વેચાણ લેછે. પાછળથી બ તે માલ પોતાની તરફથી ક ને વેચેછે. એ બ ની વરતણુક ઉપરથી અ એ તેને માટે કરેલી ખરીદી તેણે બાહાલ રાખી એવો અરથ થાય છે.

(બ) અ બ તરફથી અખતિયાર મળ્યા શીવાય બ ના પઇશા ક ને કરજે આપે છે. પાછળથી તે પઇશાનું વ્યાજ ક આપેછે તે બ લેછે. બ ની વરતણુક ઉપરથી એવો અર્થ થાય છે. કે અ એ આપેલું કરજ તેણે બાહાલ રાખ્યું.

ટીકા;—દ્રષ્ટાંતોમાં બતાવ્યા મૂજબ બીન અખતિયારવાળા કૃત્યમાંથી મુખ્ય જાણી જોઈને કાંઈ લાભ લેતો તે વાત ઉપરથી ઘણી વખતે બાહાલી સમજાયછે. (કોંડરમીનસ્ટરનો મેઅર વિ. હાર્ડવીક, લા રીપોર્ટ્સ, એકસચેકર વા. ૯ પા. ૧૩) ગેરકાયદેસર કૃત્ય બાહાલ રાખી શકાતુ નથી. એટલા માટે જ્યાં પ્રતિવાદીની સહી એક નોટ ઉપર બનાવવામાં આવી હતી, અને તેણે પછી એ બનાવનારના બચાવને સારૂ મારી સહીવાળા નોટને સારૂ હું જવાબદાર છું એવું લખી એક યાદી ઉપર સહી કરી, તેમાં કોરટના બહુમતે ઠરાવવામાં આવ્યું કે એ યાદી બાહાલી દાખલ ગણી શકાય નહીં; કેમકે જે કૃત્ય તે યાદી બાહાલ રાખવાનું કહેછે તે કાયદેસર હતું (બરૂક વિ. હુક, લા રીપોર્ટસ એકસચેકર વા ૬ પા. ૮૯)

કાયદેસર બાહાલી આપવાને માહિતી અવશ્ય જોઇએ, — ૧૯૮. જે સખસની કોઇ કામની હકિકતની માહિતી મુખ્ય મુદાની વાતે અપુર્ણ હોય તે સખસ કાયદા પ્રમાણેની બાહાલી આપી શકતો નથી.

ટીકા;—જો આડતીયાની કસુરથી અથવા બીજા કારણથી જે કાર્ય મુખ્ય બાહાલ રાખેછે તે કાર્ય વિશે ખરેખરી રીતે પુરેપુરો મુખ્ય મજકુરને જાણીતો કરવામાં ન આવ્યો હોયતો, તેની બાહાલીનું કૃત્ય તેને બંધન કરતા નથી જેમકે, જ્યાં એક આડતીયાએજ કરારથી ખરિદી કરવામાં આવી હતી તેથી જુદો કરાર કહી તેના મૂખ્યને બતાવ્યો અને મુખ્ય મજકુરે શુદ્ધબુદ્ધિથી એ કરાર બાહાલ રાખ્યો. આ પ્રસંગે વેચનાર મૂખ્ય મજકુરની પાસે પઈશાને માટે માગણી કરી શકતો નથી, કેમકે દાવાવાળો કરાર અને બાહાલ રાખેલો કરાર એ બંને જુદા જુદા કરારો છે. હોર્શફોલ વિ. ફોન્ટલરાય, બારનવોલ એન્ડ, કેસવેલ વા. ૧૦ પા. ૭૫૫)

અધિકાર સિવાય કરેલુકૃત્ય — ૧૯૯. કોઈ સખસે અધિકાર આપ્યા સિવાય તેના તરફથી કાંઇ કાંઇ કૃત્ય કરવામાં આવે અને તે કૃત્ય તે પુછાડીથી બહાલ રાખેતો કૃત્ય મ-

કાર્યનો ભાગ હોય અને કૃત્ય બાહાલ રાખ્યું તો તેનું પરિણામ.

જકુર જે કાર્યનો ભાગ હોયતે સરદે કાર્ય તેણે બાહાલ રાખ્યું એમ સમજવું.

ટીકા;—તમામ મુખ્ય મુદ્દાની હકિકતની પુરેપુરી માહેતી સાથે એક વખત બાહાલી આપીનો તે પાછળથી રદ કરી શકાય નહી, અને તે બાહાલી મુખ્ય ઉપર તેના આડતીઆના આખા કાર્યને સંબંધે બંધનકારક છે. ફરગ્યુશન વિ. કેરીંગટન, બાદનવાલ એન્ડ કરેશવેલ વા. ૯—પા. ૫૯)

વગર અધિકારે કરેલુ કૃત્ય બાહાલ રાખ્યાથી તીજા સખસને નુકશા થાય નહીં,

૨૦૦. જો એક સખસે બીજા સખસ પાસેથી અખતિયાર મળ્યા સિવાય તે બીજા સખસની તરફથી કાંઇ કૃત્ય કર્યું હોય અને તે કૃત્ય એવું હોય કે જો તે અખતિયાર મળ્યા ઉપરથી કરયું હોય તો તેથી કરીને ત્રીજા સખસને કાંઇ નુકશાન ખમવું પડે અથવા ત્રીજા સખસ ના હકની અથવા ફાયદા ગેરફાયદા સંબંધની થાય સમાધાની થાય તો તે કૃત્ય બાહાલ રાખ્યાથી તે પરિણામ થશે એમ સમજવું નહી.

દ્રષ્ટાંતો.

(અ) બ નો કાંઇ માલ ક ના કબજામાં છે. અ ને બ એ તે માગવાનો અખતિયાર આપેલો નથી તે છતાં તે માલ બ ના તરફથી અ ક ને સ્વાધિન કરવાનું કહેછે, એ સ્વાધીન કરવાનું કહેવું બ એવી રીતે બાહાલ રાખી શકતો નથી કે તે બાહાલી ઉરૂથી ક માલ મજકુર સ્વાધીન કરવાની ના કહેવાના નુકશાનનો જવાબદાર થાય.

(બ) અ બ નો ભાડુતછે બોલી એવીછે કે ત્રણ મહીનાની નોટીસ આપવામાં આવે એટલે અ એ નીકળવું ક ને નોટીસ આપવાનો અખતિઆર ન છતાં ક અ ને નિકળવાની નોટીસ આપેછે એ નોટીસ બ એવી રીતે બાહાલ રાખી શકતો નથી કે તે ઉપરથી અ જબવાદાર થાય.

## અખતિયાર. રદ કરવા વિશે.

આડતની સમાપ્તી કયારે થાય છે.

૨૦૧. આડતની સમાપ્તી મુખ્ય પોતાનો આપેલો અખતિયાર રદ કરે તેથી થાયછે, અથવા આડતીઆએ આડતનનું કામ દિધાથી થાયછે. અથવા આડતનું કામ પુરૂ થયાથી થાય છે અશવા મુખ્ય તથા આડતીઆ મધેથી એક મરણ પામે અગર અસાવધ બુધીનો થાય તો તેથી થાય છે અથવા નાદાર દેણદારને મૈદદ કરવા સારૂ જે કાયદો વખતે વખત અમલ માં હોય તેમાંના ઠરાવ મુજબ મુખ્ય નાદાર ઠરેથી થાય છે.

• જે વસ્તુ વિશે આડત છે તે વસ્તુમાં આડતીઆનો ફાયદા ગેર ફાયદાનો સંબંધ હોયતો આડત સમાપ્ત કયારે થાય.

૨૦૨. જે મિલકત વીશે આડત હોય તે મીલકતમાં જયારે આડતીઆનો કાંઇ ફાયદા ગેર ફાયદાનો સંબંધ હોય ત્યારે સ્પષ્ટ કરાર ન હોય તો તે સંબંધને નુકશાન પહોચે એવી રીતે આડત મજકુર સમાપ્ત કરી શકાતી નથી.

દ્રષ્ટાંતો.

(અ) અ બ ને એવો અખતીયાર આપે છે કે બ એ અ ની જમીન વેચવી અને અ ને જે કરજ બ નું દેવું છે તે વેચાણ મજકુરના પઇશામાંથી વાળી લેવું એ અખતીઆર અ રદ કરી શકતો નથી અને તે મરણ પામે અગર ગાંડો થાય તો પણ તે અખતીઆર સમાપ્ત થતો નથી.

(બ) બ એ અ ને રૂ ઉપર કાંઇ રકમો કરજાઉ આપી છે તે રૂ ની ૧૦૦૦ ગાંસડી અ બ ને નામે કોઇને સોંપીને મોકલાવે છે અને કહે છે કે બ એ તે રૂ વેચવું અને જે કીંમત ઉપજે તેમાંથી બ એ પોતાનું માગણું વસુલ કરી લેવું એ અખતીયાર અ રદ કરી શકતો નથી અને તે ગાંડો થાય અગર મરણ પામે તો પણ તે અખતીઆરનો અંત આવતો નથી.

આડતીઆનો અખતીઆર મુખ્ય કયારે રદ કરી શકે છે.

૨૦૩. પોતાના આડતીઆને આપેલો અખતીઆર પોતે જવાબદારીથી બંધાવ એવી રીતે વાપરવામાં આવ્યો હોય તે પહેલા કોઇ પણ વખતે મુખ્ય સદરહુ અખતીઆર રદ કરી શકે છે. માત્ર ઉપલી છેવટની કલમમાં જે બીજી રીતનો ઠરાવ છે તે વીશે અપવાદ સમજવો જોઈએ.

આડતીઆને આપેલો અખતીઆર કેટલેએક ભાગે વાપરવામાં આવ્યો હોય તો તે રદ કરવા વીશે.

૨૦૪. આડતીઆને આપેલો અખતીઆર કેટલેએક ભાગે વાપરવામાં આવ્યો હોય તો ત્યાર પછી તે આડતમાં જે કૃત્ય કરવામાં આવી ચુકુ હોય તે ઉપરથી જે કૃત્યો તથા ફરજ ઉત્પન્ન થાય તે કૃત્યો તથા ફરજને સંબંધે અખતીઆર મજકુર મુખ્ય રદ કરી શકતો નથી.

દ્રષ્ટાંતો.

(અ) અ બ ને એવો અધિકાર આપે છે કે બ એ અ ને સારૂ ૧૦૦૦ ગાંસડી રૂ ખરીદ કરવું અને અ ના પઇશા બ પાસે શીલીક છે તેમાંથી રૂ ની કીંમત આપવી બ ૧૦૦૦ ગાંસડી રૂ ખુદ પોતાને નામે લેછે. તેથી તે પોતે જાતે કીંમતને સારૂ જવાબદાર થાય છે રૂ ની કીંમત આપવાને સંબંધે અ બ નો અખતિયાર રદ કરી શકતો નથી.

(બ) અ બ ને એવો અખતિયાર આપે છે કે બ એ અ ને સારૂ ૧૦૦૦ ગાંસડી રૂ ખરીદ કરવું અને અ ના પઇશા બ પાસે શીલીક છે તેમાંથી રૂ ની કીંમત આપવી બ ૧૦૦૦ ગાંસડી રૂ અ ને નામે વેચાતું લે છે. અને એવી રીતે કે બ પોતે જાતે તે કીંમતને સારૂ જવાબદાર થતો નથી. રૂ ની કીંમત આપવા સંબંધી બ નો અખતિઆર અ રદ કરી શકે છે.

ટીકા:—જો કોઇ દેણદાર પોતાના આડતિયાના હાથમાં જે પઇશા હોય તે પઇશા દેવામાં ભરવા લેણદારની સાથે બંધાય તો તે પછી એ હુકમ રદ કરી શકાતો નથી. (હોગશન વિ. એંડરસન બારનવાલ એંડ કરેસવેલ વા. ૩—પા. ૮૪૨)

મુખ્ય આડત રદ કરે અગર આ

૨૦૫. કોઇ આડત કોઇ અમુક મુદત સુધી ચાલુ રાખવાનો સ્પષ્ટ કીંવા ગર્ભીત કરાર હોય તો પુરતાં કારણ સિવાય મુખ્ય તે મુદત

આડતીઓ પોતાનું કામ છોડી દેતો નુકશાનનો બદલો આપવા બાબત.

પેહેલાં આડત ગજકુર રદ કરે તો મુખ્યે અથવા આડતનું કામ પુરતાં પ્ર રણ શિવાય મુદત વીતા પેહેલાં આડતીઓ છોડી દે તો આડતીઆએ નુકશાનનો બદલો ભરી આપવો જોઇએ.

મુખ્ય આડત રદ કરે અગર પોતાનું કામ છોડી દે તો તે વિશેની ખબર આપવી જોઇએ.

૨૦૬. એવી રીતે આડત મુખ્યને રદ કરવાની હોય અગર આ ડતીઆને તે છોડવાની હોય તો તે વિશેની યોગ્ય ખબર આપવી જોઇએ એ નહીતો તેથી કરીને મુખ્ય કીંવા આડતીઓ એ એમાંથી હકીકતના પરકાર પ્રમાણે જેને નુકશાન થાય તેને બીજાએ તે નુકશાન ભરી આ પવું જોઈએ.

ટીકાઃ—જ્યાં એક સરકારી નોકર ૭ મહીનાની નોટીસ આપ્યા સિવાય સરકારી નોક રી ન છોડવા બંધાયો, પણ તેને નોટીસ આપવા સરકારને ફરજ પડે એવો કોઈ ઠરાવ નહોતો જે કામનું ઠરાવ કરવામાં આવ્યો કે નોકરોમાંથી બરતરફ કરતાં પેહેલા નોટીસ આપવાની સરકારની ફરજ નથી. પરંતુ નોકરને નુકશાન થાય તેવી રીતે કારણ વગર આ અખત્યાર સરકારને વાપરવા દેવામાં નહી આવે (હ્યુજીસ વિ. સ્ટેટ સેક્રેટરી બંગાળા લા. રીપોરટસ વા. ૭—પા. ૬૮૦)

સ્પષ્ટ કીંવા ગર્ભીત રીતે આડત રદ કરી શકાય કીંવા છોડી શકાય.

૨૦૭. આડત મુખ્યને રદ કરવી હોય કીંવા આડતીઆને છો ડી દેવી હોય તો તે સ્પષ્ટ રીતે અથવા મુખ્ય કીંવા આડતીઆની વરત ણુક ઉપરથી ગર્ભીત રીતે અનુક્રમે રદ કરી શકાય છે અથવા છોડી શ કાય છે.

દૃષ્ટાંતો.

અ પોતાનું ઘર ભાડે આપવાનો અખતિયાર બ ને આપે છે. તે ઘર પછવાડીથી અ પોતેજ ભાડે આપે છે, એથી કરીને બ નો અખતતિયાર રદ કરયો એવો અરથ થાયછે.

આડતીઆને સંબંધે તથા ત્રીજા સખસોને સબંધે આડતીઆના અખતિઆરની સમાપ્તી કયારે થાયછે.

૨૦૮. આડતીઆનો અખતિયાર સમાપ્ત કરવાની વાત આડતી આના જાણ્યામાં આવે ત્યાં સુધી આડતીઆને સંબંધે તે અખતિઆ ર સમાપ્ત થયો એમ સમજવું નહી અથવા તે વાત ત્રીજા શખસોના જાણ્યામાં આવે ત્યાં સુધી તે ત્રીજા સખસોને સબંધે તે અખતિઆર સમાપ્ત થયો એમ જાણવું નહી.

દ્રષ્ટાંતો.

(અ) અ પોતાને સારૂ માલ વેચવાનું બ ને કહેછે અને માલના જે કીંમત ઉપજે તેમાંથી સેંકડે પાંચ ટકા દસ્તુરી બ ને આપવાનું કબુલ કરેછે પછી અ પત્ર લખીને બ ને અખતિઆર રદ કરેછે, પત્ર રવાને થયા પછી પરંતુ તે બ ને પહોંચ્યા પહેલાં બ તે માલ ૧૦૦ રૂપિએ વેચેછે એ વેચાણથી અ બંધાએલો છે અને બ ને પાંચ રૂપિઆ દસતુરી મળવાનો હક છે.

(બ) અ મદ્રાસથી બ ને પત્ર લખેછે કે મુંબાઇ મધે વખારમાં કાંઈ રૂ છે તે મારે

સારૂ વેચવું. પછવાડેથી પત્ર લખીને બ નો વેચવાનો અખતિયાર અ રદ્દ કરેછે. અને રૂ મદ્રાસ મોકલવાનું લખેછે બ ને સદરહુ બીજુ પત્ર પહોચ્યા પછી સદરહું રૂ વેચવા બાબત તે ક જોડે કરાર કરેછે. ક ને પહેલું પત્ર આપેલું માલમ હતું પણ બીજા પત્રની વાત તેને માલમ નહોતી. ક બ ને કીંમત આપેછે અને તે લઇને બ નાહાશી જાયછે ક એ પઇશા આપ્યા તેથી તેનું દેવું અદા થયું એમ અ વિરૂધ સમજવું.

(ક) અ પોતાના બ નામના આડતીયાને એવો હુકમ કરેછે કે ક ને અમુક પઇશા આપવા એટલામાં અ મરી જાયછે અને અ ના મ્રત્યુપત્રનું ડ પ્રોબેટ લેછે. અ મરણ પામ્યા પછી પણ તે મરણની ખબર પોતેજાણ્યા પહેલાં બ ક ને પઇશા આપેછે. સદરહુ પઇશા કાયદેસર આપ્યા એમ સદરહુ મ્રત્યુપત્રને અમલ કરનાર જે ડ તેની વિરૂધ સમજવું.

મુખ્ય મરણપામે અથવા અસાવધ બુધિનો થાય અને તેથી આડતસમાપત થાય ત્યારે આડતીયાની શી ફરજછે.

૨૦૯. જ્યારે મુખ્ય મરણ પામ્યાથી અગર અશાવધ બુધિનો થયાથી આડત સમાપત થાય ત્યારે જે ફાયદા ગેરફાઅદાનો સંબંધઆડતીઆને હવાલે સોંપેલો છે, તેના સરક્ષણને સારૂ તથા તે જાળવવાને સારૂ જે ઇલાજો કરવા યોગ્ય હોય તે સરવે આડતીઆ મજકૂરે પોતાના માજી મુખ્યના પ્રતિનીધિઓના તરફથી કરવા એ તેની ફરજછે.

ટીકાઃ—આ કલમનો પોથીઅરમાંથી લીધેલા નિચેના ઇનતેખાબોથી સારો ખુલાસો થાયછે. (આડત વિશે સ્ટોરી સાહેબનું પુસ્તક પા. ૪૯૨)

"મૂખ્યના (અથવા આજ્ઞા આપનારનુ) સ્વભાવિક અથવા સંસારી મોત આડતીઆએ (અથવા જેને આજ્ઞા કરી હોય તેણે) સદરહુ આજ્ઞાનો અમલ કરતાં પેહેલાં બ ને ત્યારે તે મોતથી આજ્ઞા મજકુર બંધ થાયછે. દાખલો કે, જો મારે કાંઈ વસ્તુ ખરીદ કરવા મેં તમને અખતિયાર આપ્યો હોયતો જે અખતિયાર મેં તમને આપ્યોછે તે અખતિયાર મારા મોતની સાથે બંધ પડેછે. અને મારા વારસો મારા મોત પછી તમે કરેલી ખરીદી તેમને પોતાને હિસાબે રાખવાને બંધાએલ નથી." "પણ જેમ છતાં જો આડતીયાને મુખ્યના મોતની ખબર નહોય અને જે કામ કરવાની તેને આજ્ઞા આપી હોય તે કામ શુદ્ધબુદ્ધિથી તેણે કરયું હોયતો એ મુખ્યના વારસો તથા બીજા પ્રતિનિધીઓ તેને ભરી આપવાને તથા તેણે કરેલું કૃત્ય બાહાલ રાખવાને બંધાએલાછે" વળી તે કેહેછે કે, "તેમ છતાં એવા પ્રસંગો છે કે તે પ્રસંગે જોકે મુખ્યના તે મોતની આડતીયાને માલમ હોય તોપણ તેને સોંપેલા કામમાં કૃત્ય કરવા તે મુખતિયારછે એટલુંજ નહી પણ તે કૃત્ય કરવાની તેની ફરજછે, દાખલો કે, જો કોઇને બીજાનો દ્રાક્ષરસ એકઠો કરવાનું કેહેવામાં આવ્યું હોય, અને જેને એ પ્રમાણે કેહેવામાં આવ્યું હોય તે સખસ જે વખતે એ કામ યોગ્ય રીતે મોકુફ ન રાખી શકતો હોય કારણ કે એ દેશની દરાખો એકઠી કરવા લાયક થઈ હોય અને તેના ધીરસો જે દુર રેહેતા હોય તેમને તે વિશે ખબર આપવાનો વખત નહોય તેજ વખતે તેના મુખ્યના મોતની તે ખબર સાંભળે તો મોતની વાત જાણ્યાં છતાં પણ એ દરાક્ષરસ એકઠો કરવાની આડતીઆની ફરજછે."

પેટા આડતીયાના અખતિઆરની સમાપતી.

૨૧૦. આડતીઆનો અખતિયાર સમાપત થયો એટલે તેણે નિમેલા સરવે પેટા આડતીઆઓનો અખતિયાર (આડતીઆનો અખતિયાર સમાપ્ત થવા વિશે જે નિયમો આકટમાં કહ્યાછે તે મૂજબ) સમાપત થાયછે.

આડતીઆનો મૂખ્ય જોડે શો ધરમછે તે બાબત.

મૂખ્યનું કામ ચલાવવામાં આડતીઆનો ધરમ શો છે.

૨૧૧. આડતીઆને મુખ્યે હુકમ આપ્યો હોય તે પ્રમાણે મૂખ્યનું કામ આડતીઆએ ચલાવવું એ તેની ફરજછે. અથવા જો તેવો હુકમ ન હોય તો આડતીઓ જે ઠેકાણે તે કામ ચલાવતો હોય તે ઠેકાણે તેવાજ પ્રકારનું કામ ચલાવવાને જે રિવાજ ચાલતો હોય તે રિવાજ મુજબ આડતીઆને કામ ચલાવવું એ તેની ફરજછે. જો આડતીઓ બીજી રીતે ચાલે અને કાંઇ તોટો આવે તો તેણે મુખ્યને ભરી આપવો જોઈએ અને કાંઇ નફો થાય તો તેનો હિસાબ આપવો જોઇએ.

દ્રષ્ટાંતો.

(અ) અ બ નો આડતીઓ છે અને તે બ સારૂ જે કામ ચલાવે છે તે કામનો એવો રિવાજ છેકે હાથમાં શીલક હોય તે વખતે તખત વ્યાજે મુકવી. અ તેવે પ્રકારે પઇશા વ્યાજે મૂકતો નથી એ પ્રમાણે પઇશા વ્યાજે મુકયાથી જે વ્યાજ હમેસ ઉતપન્ન થતું હોય તે અ એ બ ને ભરી આપવું જોઇએ.

(બ) બ એક દલાલ છે અને જે કામ તે કરેછે તે સંબંધે ઉધાર માલ વેચવાનો રીવાજ નથી એવું છતાં તે અ નો માલ ક ને ઉધાર વેચેછે તે વખતે ક ની શાખ ધણી સારી હતી કીંમત આપ્યાની પહેલાં ક નાદાર થાય છે બ એ અ ને સદરહુ તોટો ભરી આપવો જોઇએ.

ટીકા:—જો કોઇ આડતીઓ તેના મૂખ્યના સ્પષ્ટ અથવા ગર્ભીત હુકમ પ્રમાણે ન ચાલેતોતે અપકારનું કૃત્ય કરનાર ગણાય છે અને જો તેનું અપકારનું કૃત્ય ન કરવામાં આવ્યું હોત તોપણ ટોટો અથવા નુકશાન થવાનો સરખોજ સંભવ રહેત એવો બચાવ કરવા તેને પરવાનગી આપી શકાન નહીં (આડત વિશે સ્ટોરી સાહેબનું પુસ્તક પા. ૨૧૯) જ્યાં કોઇ વાહાણનો માસ્તર તેની સફરનો મારગ વગર જરૂર બદલે અને પછી માલને નુકશાન થાય અથવા માલ ગુમ થાયતો એ માલ ચઢાવનારને બદલો મળવાનો હક છે. (ડેવીસ વિ. ગ્યારેટ, બીંગહામ વા. ૬ પા. ૭૧૬)

આડતીઆએઉધમ તથા કુશળતા વાપરવી જોઈએ.

૨૧૨. આડતીઓ જે કામ ચલાવતો હોય તેવા પ્રકારનું કામ કરનાર સખસોમાં સાધારણ રીતે જેટલી કુશળતા હોય છે તેટલી કુશળતાથી આડતનું કામ આડતીઆએ ચલાવવું એ તેની ફરજ છે. પણ તેનામાં કુશળતા નથી એવું તેના મુખ્યને માલમ હોય તો તે વાત નીરાળી છે પોતાનું કામ ચલાવવામાં આડતીઆએ યોગ્ય ઉધમ રાખવો તથા પોતામાં જે કુશળતા હોય તે વાપરવી એ તેનો હમેશાં ધરમછે. તેમજ તેણે પોતે કરેલાં ગફલતનું કીંવા પોતામાં કુશળતા ન હોય તેનું કીંવા ગેરવરતણુકનું જે પ્રત્યક્ષ પરીણામ થાય તે સંબંધે તેણે પોતાના મુખ્યને નુકશાનનો બદલો ભરી આપવો એ તેનો હમેશ ધરમ છે પરંતુ પોતાની ગફલતથી કીંવા પોતામાં કુશળતા ન હોવાથી કીંવા ગેરવરતણુકથી જે ટોટો કીંવા નુકશાન પરંપરા કીંવા દુરને સંબંધે થાય તેનો બદલો તેણે ભરી આપવાનો નથી.

દ્રષ્ટાંતો.

(અ) કલકતાના વેપારી અ નો બ લંડન મધે આડતીઓ છે અ ને હુંડી કરીને મો

કલવા સારૂ અ ને ખાતે બ પાસે કાંઇ પઈશા જમે થાયછે બ તે પઈશા ઘણા દીવસ સુધી રાખી મુકેછે. તે પઇશા આવી ન પહોંચ્યાથી અ નાદાર થાયછે તે પઇશાનો તથા તે જે દીવશે આપવા જોઇતા હતા તે દીવસથી હમેશના દર મુજબ જે વ્યાજ થાય તે વ્યાજનો તથા તે શિવાય વટાવના ભાવમાં કાંઇ ફેરફાર થયો હોય તેનો તથા તેના જેવો બીજો પ્રત્યક્ષ સંબંધનો ટોટો થયો હોય તેનો, બ જવાબદાર છે; પણ એથી વધારે જવાબદાર નથી.

(બ) અ માલ વેચવાને સારૂ આડતીઓ છે, તેને ઉધાર વેચવાનો અખતીયાર હોવાને લીધે તે બ ને કાંઈ માલ ઉધાર વેચેછે; પરંતુ બ નાદાર છે કે નહી એ વિશે યોગ્ય તથા દસ્તુર મુજબ તપાસ કરવાની તે તે કરતો નથી તે વેચાણ થયું તે વખતે બ નાદાર હતો તેથી જે કાંઇ ટોટો આવે તે અ એ પોતાના મુખ્યને ભરી આપવો જોઇએ.

(ક) અ નામના વિમે દલાલને બ એક વાહાણ ઉપરનો વિમો ઉતરાવવાનું કામ કરવા કહેછે, પણ વિમાની ચીઠીમાં જે સાધારણ કલમો લખાયછે તે અ લખાવતો નથી, પછવાડીથી વાહાણ ગુમ થાયછે સદરહુ કલમો વિમા ચિઠીમાં ન હોવાને લીધે વિમો ઉતારનાર પાસેથી કાંઇજ પઇશા મળી શકતા નથી. અ એ બ ને થયેલો ટોટો ભરી આપવો જોઇએ.

(ડ.) અ એ ઇંગ્લંડ મધે વેપારી છે. તે મુંબાઇ મધેના પોતાના બ નામના આડતીઆને એવો હુકમ આપે છે જે અમુક એક વહાણમાં ભરીને ૧૦૦ ગાંસડી રૂ મોકલવું; અને એ આડત બ કબુલ કરેછે રૂ મોકલવું બ ના પોતાના હાથમાં છે. તોપણ તે મોકલતો નથી વહાણ ઇંગ્લંડમાં સલામત આવી પહોંચે છે. વહાણ આવી પહોંચ્યા પછી થોડી વારે રૂનો ભાવ ચઢે છે વાહાણ આવી પહોંચ્યું તે વખતે ૧૦૦ ગાંસડી રૂ આવ્યું હોત તો તેથી અ ને જે નફો થાત તેટલો બ એ અ ને ભરી આપવો જોઇએ, પરંતુ ત્યાર પછી ભાવ ચઢયો તેથી જે નફો થાત તે તેણે ભરી આપવાનો નથી.

આડતીઆના હીસાબ. ૨૧૩ મુખ્ય હિસાબ માગે ત્યારે આડતીઆએ યોગ્ય હિસાબ તેને આપવો એ તેની ફરજ છે.

આડતીઆએ પોતાના મુખ્યને હકીકત લખવી કહેવી એ તેની ફરજ છે. ૨૧૪ મુશ્કેલીનાં કામોમાં આડતીઆએ પોતાના મુખ્યને હકીકતો લખવા કહેવામાં તથા તેનો હુકમ સંપાદન કરવાની તજવીજ કરવામાં સર્વ પ્રકારે યોગ્ય ઉદ્યમ રાખવો એ તેની ફરજ છે.

ટીકા;—કોઈ અણચીંતવ્યું તાકીદનું કામ હોય અને તેના મુખ્યને હકીકતો લખવા કહેવાને આડતીઓ અશક્ત હોયતો તેનો હુકમ એક બાજુ ઉપર રાખી આડતીઓ કામ કરી શકેછે. જો યોગ્ય ઉદ્યમથી આ પ્રમાણે લખવું કેહેવું બની શકતું હોય અને આડતીઓ કસુર કરે તો તેના મુખ્ય તરફેની જે ફરજ છે તે તોડયાનો આડતીઓ તકશારવાન છે, એટલુંજ નહીં પણ કેટલીક વખતે મુખ્યનો હક સંબંધ સાંભળવાને સારૂ તેના આડતીઆએ જે કામ કરયું હોય તે કામ ના મંજુર કરવા મુખ્ય મજકુરનો હકછે. એવીજ રીતે જો કોઇ માસ્તર તનું વાહાણ વેચે અથવા સાનમાં લખી આપે તો વાહાણનો માલીક સદરહુ વિશે માસ્તર પોતાને લખી પુછી શકતો હતો એમ બતાવી ખરીદદાર અથ-

વા બીજા દાવાદારનો માલકી હક નામુદ કરી શકેછે. (ધી ઓટીટુડાઈન ક્રીસ્ટોફર રોબીનસ ન્સ રીપોરટસ વા. ૩ પા. ૨૪૦)

જ્યારે આડતીઓ મૂખ્યની સંમતી શીવાય આડતના કામમાં ખુદ પોતાની તરફથી કાંઇ ધંધો કરેતો મુખ્યનો હક કેવોછે.

૨૧૫ જ્યારે કોઈ આડતના કામમાં પ્રથમથી મૂખ્યની સંમતી લીધા વિના તથા તે સંબંધી જે મુખ્ય મુદ્દાની હકીકત પોતાના જાણ્યામાં આવી હોય તે સરવે હકીકતથી તેને વાકેફ કરયા વિના આડતીઓ પોતાની તરફથી કાંઇ ધંધો ચલાવે ત્યારે જો તે કામ ઉપરથી એવું માલમ પડે કે કોઇ મુખ્ય મૂદ્દાની વાત આડતીઆ મજકુરે મુખ્યથી બદદયાનતથી છુપાવી છે અથવા આડતીઆ મજકુરના ધંધાથી મુખ્યને ગેરફાયદો થયો છે તો મુખ્ય તે કાર્ય ના મંજુર કરવાને મૂખતીઆરછે,

## દ્રષ્ટાંતો.

(અ) અ બ ને પોતાનું ઇસ્ટેટ વેચવાનો હુકમ આપેછે બ તે ઈસ્ટેટ ક ને નામે ખુદ પોતાને સારૂ વેચાણ લેછે બ એ તે ઇસ્ટેટ પોતાને સારૂ વેચાણ લીધું છે એવું અ ને માલમ પડયાથી અ જો એવું બતાવે કે બ એ એકાદી મુખ્ય મુદ્દાની વાત બદદાનતથી છુપાવી રાખી અથવા થએલા વેચાણથી પોતાને ઘેર ફાયદો થયો તો અ તે વેચાણ નામંજુર કરી શકેછે.

(બ) અ બ ને પોતાનું ઈસ્ટેટ વેચી નાંખવાનો હુકમ આપેછે તે વેચવાની અગાઉ બ એ તપાશી જોયું ત્યારે તેમાં એક ખાણ છે એવું બ ને માલમ પડયું એ ખાણ હોવાની વાત અ ને માલમ નથી બ અ ને જણાવેછે કે ઈસ્ટેટ મજકુર પોતે વેચાણ લેવા ઇચ્છે છે, પરંતુ ખાણ માલમ પડયાની વાત અ થી છુપાવે છે. ખાણ હોવાની વાત માલમ ન હોવાને લીધે અ બ ને ઈસ્ટેટ વેચાતુ લેવા દે છે ઇસ્ટેટ વેચાતુ લીધુ તે વખતે ખાણ હોવાની વાત બ ને માલમ હતી એવું અ ના જાણ્યામાં આવેથી તેની મરજીમાં આવે તે પ્રમાણે તે વેચાણ ના કબુલ કરી શકેછે. કીંવા કબુલ રાખી શકેછે.

આડતીઆ એ આડતના કામમાં પોતાના તરફથી ધંધો કરયોતો તેથી જે નફો થાય તે ઉપર મુખ્યનો હક.

૨૧૬. જો મુખ્યના જાણ્યા વિના આડતીઓ આડતના કામમાં પોતાના મૂખ્યની તરફથી ધધો કરવાનો તેને બદલે ખુદ પોતાના તરફથી ધંધો કરે તો તે કાર્યથી જે નફો થયો હોય તે આડતીઆ પાસેથી માગવાનો મુખ્યનો હક છે.

## દૃષ્ટાંત.

અ પોતાના બ નામના આડતીઆને પોતાને સારૂ અમુક ઘર વેચાતુ લેવાનો હુકમ કરેછે, બ અ ને કહેછે કે તે ખરીદ કરી શકતુ નથી અને તે ઘર બ પોતાને સારૂ વેચાણ લીધું એ વાત અ ને માલમ પડયાથી બ એ જેટલી કીમતે તે લીધુ તેટલી કીમતે પોતાને વેચવાની ફરજ અ બ ને પાડી શકેછે.

મુખ્યને સારૂ

૨૧૭. આડતીઆએ આડતનું કામ ચલાવવાં પોતાની ગાંઠનો પ

આવેલી રકમમાં થી પઇશા કાપી રાખવાનો આડ તીઆનો હક.

ઇશો આપ્યો હોય અથવા કાંઇ યોગ્ય ખરચ પોતે કરયો હોય તે બદલ જે પઇશા પોતાના લેહેણા હોય તે પઈશા તથા આડતીઆતું કામ કરવા બદલ જે મહેનતાણું પોતાને આપવા જોગ થાય તે મહેનતાણું આડતના કામમાં મુખ્યને ખાતે જે કાંઇ રકમો આવે તેમાંથી કાપી રાખવાને આડતીઓ મુખતિઆરછે.

મુખ્યને ખાતે જમે થયલા પઇશા આડતીઆએ તેને આપવા એ તેની ફરજછે.

૨૧૮. મુખ્યને ખાતે જે રકમો જમે થાય તે રકમોમાંથી સદરહુ મૂજબની રકમો બાદ કરવાની હોય તો તે બાદ કરીને બાકીની તમામ રકમ આડતીઆએ પોતાના મુખ્યને આપવી એ તેની ફરજછે.

આડતીયાનું મહેનતાણુ કયારેલેણું થાયછે.

૨૧૯. વિશેશ રીતનો કાંઇ કરાર ન હોય તો કોઈપણ કૃત્ય કરવાનુ મેહેનતાણુ તે કૃત પુરૂ થાય ત્યાંસુધી આડતીયાનું લહેણું થતું નથી. પરંતુ વેચવાને સારૂ આડતીઆને સોંપેલો માલ સરવે વેચાયો ન હોય તોપણ અથવા તેનું વેચાણુ ખરેખરૂ પુરણુ ન થયું હોય તોપણ તે વેચેલા માલ બાબત જે પઈશા આડતીઆ પાસે જમે આવ્યા હોય તે પઇશા આડતીઓ અટકાવી રાખી શકેછે.

જે કામમાં આડતીઆએ ગેરવતણુક કરીહોય તે બાબત તેને મેહેનતાંણુ મળવાનો હક નથી.

૨૨૦. જે આડતીઆએ આડતના કામમાં ગેરવરતણુંક કરી હોય તે આડતીઆએ કામ મજકુરનો જે ભાગ તેણે ગેર રીતે ચલાવ્યો હોય તે બદલ કાંઈ મહેનતાણુ મળવાનો તેનો હક નથી.

## દ્રષ્ટાંતો.

અ ક પાસેથી એક લાખ રૂપિઆ વસુલ કરવા સારૂ અને તે સારા તારણુ ઊપર વ્યાજે આપવા સારૂ અ બ ને નીમેછે. બ સદરહુ એક લાખ રૂપિઆ વસુલ કરેછે અને નેવુ હજાર રૂપિઆ સારા તારણુ ઉપર વ્યાજે આપેછે, પરંતુ દશ હજાર રૂપિઆ એવા તારણુ ઉપર આપેછે કે તે તારણુ ખરાબ છે એવું તેણે જાણવું જોઈતું હતું. એથી કરીને બના બે હજાર રૂપિઆ બુડેછે બ ને સદરહુ એક લાખ રૂપિઆ વસુલ કર્યા બાબત તથા નેવુ. ઉજાર રૂપિઆ વ્યાજે મુકયા બાબત મેહેનતાણું મળવાનો તેનો હકછે. પરંતુ સદરહુ દશ હજાર રૂપિઆ બાબત વ્યાજે 'મુકવા બાબત તેને કાંઇ મેહેનતાણું મળવાનો હક નથી અને સદરહુ બે હજાર રૂપિઆ તેણે અ ને ભરી આપવા જોઈએ.

(બ) ક પાસેથી હજાર રૂપિઆ વસુલ કરવાને અ બ ને નીમે છે, બ ની ગેરવતણુકને લીધે તે પઇશા વસૂલ થતા નથી. બ એ કરેલા કામ બાબત તેને કાંઇ મહેનતાણુ મળવાનો હક નથી અને તેણે ટોટો ભરી આપવો જોઇએ.

મુખ્યના માલઉપર તથા કાગળ

૨૨૧. આડતીઆની પાસે મુખ્યનો માલ કાગળ પત્ર તથા બીજી જંગમ અથવા સ્થાવર મીલકત આવી હોય તે સરવે બાબતની હ

પત્રો ઉપર આડતીઆનું લીયન. રતુરી બદલ તથા ખરચ બદલ તથા મેહેનત બદલ જે રકમ આડતીઆની લેહેણી હોય તે તેને મળે ત્યાં સુધી અથવા તેનો તેને હિસાબ મળે ત્યાંસુધી જો બીજી રીતનો કાંઇ કરાર ન હોય તો સદરહુ માલ તથા કાગળ પત્ર તથા બીજી જંગમ અથવા સ્થાવર મિલકત અટકાવી રાખવાનો આડતીઆનો હક છે.

મુખ્યનો આડતીઆ જોડે શો ધરમછે.

આડતીઆએ કરેલા કાયદેસર કૃત્યનાપરિણામમાં તેને ટોટો થાય નહીં એવો બંદોબસ્ત મુખ્યએ કરવો જોઈએ.

૨૨૨. આડતીઆને આપેલા અખતિઆર મુજબ તેણે અમલ કરતાં જે કાયદેસર કૃત્યો તેણે કર્યાં હોય તે સરવેનાં પરિણામમાં આડતીઆને ટોટો આવે તે ભરી આપવો એ આડતીઆ મજકુરને નીમનાર સખસનો ફરજ છે.

દૃષ્ટાંતો.

(અ) બ સીંગાપુર મધે છે અને અ કલકતામાં રહે છે કાંઇ માલ ક ને સ્વાધિન કરવાનો અ ના હુકમ ઉપરથી બ ક જોડે કરાર કરે છે. બ ને જે માલ સ્વાધિન કરવાનો છે તે અ મોકલતો નથી, અને કરાર તોડયા બાબત ક બ ઉપર દાવો લાવે છે. બ અ ને સદરહુ દાવાની ખબર આપે છે અને તે દાવાનો જવાબ આપવાનો અ બ ને અખતિઆર આપે છે. બ દાવાનો જવાબ આપે છે, પણ બ ને નુકશાન તથા ખરચ ભરી આપવો પડયો અને બીજો ખરચ પણ કરવો પડયો બ એ ભરી આપેલા નુકશાન તથા ખરચ બાબત અ બ ને જવાબદાર છે.

(બ) બ કલકતા મધે દલાલ છે અને અ ત્યાંનોજ વેપારી છે, અ ના હુકમ ઉપરથી અ ને સારૂ ૧૦ પીપ તેલ વેચાણ લેવાનો બ ક જોડે કરાર કરે છે પછાડીથી અ તેલ લેતો નથી, અને ક બ ઉપર દાવો લાવે બ તે વિશે અ ને જણાવે છે પણ અ તે કરાર બીલકુલ ના કબુલ કરે છે. બ દાવાનો જવાબ આપે છે પણ તે હારે છે અને નુકશાન તથા ખરચ ભરી આપવાં પડે છે, અને પોતાને ખરચ પણ કરવો પડે છે, બ એ ભરી આપેલા નુકશાન તથા ખરચ તથા તેણે કરેલા ખરચ બદલ અ બ ને જવાબદાર છે.

આડતીઆએ સુધ્ધ બુધિથી જે કૃત્ય કર્યું હોય તેના પરિણામમાં તેને નુકશાન થાય તે મુખ્યે ભરી આપવું જોઈએ.

૨૨૩. જો એક સખસ કાંઈ એક કૃત્ય કરવાને સારૂ બીજા સખસને નિમે, અને તે આડતીઓ તે કૃત્ય સુધબુધિથી કરે. તો તે કૃત્યના પરીણામમાં આડતીઆને ટોટો થાય તે ભરી આપવાની જવાબદારી સદરહુ નિમનાર સખસ ઉપર છે. પછી તે કૃત્યથી ત્રીજા સખસોના હક ને નુકશાન પોંહોંચતું હોય તો ચીંતા નહીં.

દૃષ્ટાંતો.

(અ) અ નું હુકમનામું થયું અ ને બ ના માલ પર ટાંચ આણવાનો હક તેનોછે

તે કાંઇ માલ બ નો છે એવું કોરટના અમલદારને કહીને તેની પાસેથી તે માલની જપતી કરાવે છે. કોરટનો અમલદાર માલ જપ્ત કરે છે અને તેથી માલનો ખરો માલીક ક તેના પર દાવો આણે છે ત્યારે અ નો હુકમ માન્યાથી જે રકમ કોરટના અમલદારને ક ને આપવી પડી તે તેને ભરી આપવાને અ પાત્ર છે.

(બ) જે માલ અ ના કબજામાં છે પણ જે વેચવાનો હક અ ને નથી તેવો માલ બ અ ના કહેવા ઉપરથી વેચે છે. અ ને હક નથી એ વાત બ ને માલમ નથી અને તેથી વેચાણના આવેલા પઇશા તે અ ને સ્વાધીન કરે છે, પછાડીથી તે માલનો ખરો માલીક ક બ ઉપર દાવો લાવેછે અને માલની કીંમત તથા ખરચ બ પાસેથી વસુલ કરે છે જે રકમ બ એ ક ને આપી તે તથા જે ખરચ બ ને પોતાને કરવો પડયો તે ટોટો બ ને ભરી આપવાને અ પાત્ર છે.

ટીકા,—જો ક જે કૃત્ય કરવાને આડતીયાને નીમ્યો હોય તે કૃત્ય કપટ "ભરેલું અથવા બીજાની મિલકતને નુકશાન પોચે તેવું" હોવાને લીધે કલમ ૨૩ ના ઠરાવોમાં સમાવેશ થાય તોપણ, જો તેણે શુધબુદ્ધિથી કામ કરયું હોયતો, એટલે કે, જે હકીકતોથી તે કૃત્ય ગેરકાયદેસર થતું હોય હકીકતોના અજાણપણામાં તે કૃત્ય કરયું હોયતો કૃત્ય ગજકુરના પ્રકારથી પોતાને નુકશાન થએલું ભરી લેવા આડતીઆના હકને બાધ આવતો નથી. (મેરીવેધર વિ. નિકસન, ટર્મ રીપોરટસ વા. ૮ પા. ૧૮૬)

દૃષ્ટાંતો.

કોઈ ગુનાહનું કૃત્ય કરવા સારૂ આડતીઓ નીમો હોય તો તે પ્રસંગે નીમનાર સખસ નુકશાનનો જવાબદાર નથી.

૨૨૪. જે કૃત્ય કરવું ગુન્હાનું કામ છે એવું કૃત્ય કરવાને સારૂ જો એક સખશ બીજા સખસને નીમે તો તે કૃત્યનાં પરીણામમાં આડતીઆને નુકશાન ભરી આપવા વિષે સ્પષ્ટ કીંવા ગર્ભીત વચન આપવામાં આવ્યું હોય તો તેની ચીંતા નહીં.

(અ) ક ને મારવાને સારૂ અ બ ને નીમે છે અને તેથી કરીને જે પરીણામ થાય તેનો જવાબ દેવાનું બ સાથે અ કબુલ કરેછે તે ઉપરથી બ ક ને મારેછે. અને તેથી તે મારવા બદલ ક ને નુકશાન આપવાની બ ને ફરજ પડેછે એ નુકશાન બ ને ભરી આપવાને અ પાત્ર નથી.

(બ) બ એક વરતમાન પત્રનો માલિકછે તે અ ના કહ્યા ઉપરથી પોતાના વરતમાન પત્રમાં આબરૂ લેવાનો કાંઇ મજકુર ક વિરૂધ છાપેછે અને તે છાપ્યાથી જે પરીણામો થાય તેનો તથા તે સંબંધે દાવો થયાથી બ ને જે કાંઈ ખરચ તથા નુકશાન થાય તેનો જવાબ દેવાનું અ કબુલ કરેછે બ ઉપર ક દાવો કરેછે, અને નુકશાન ભરી આપવાની બ ને જરૂર પડે છે તથા તેને પોતાને પણ ખરચ થાયછે, અ એ જે હામી આપી હતી તે ઉપરથી તે બ ને જવાબદાર નથી.

ટીકા;—જે કૃત્ય કરવા આડતીયાને નિમ્યો હોય તે કૃત્ય ગુન્હો થતો હોય તો આડતીયાને ભરી આપવાનું મૂખ્ય તરફનું વચન બેશક ગેરકાયદેસર છે, અને એટલા માટે નિરરથક છે.

મુખ્યની ગફલ

૨૨૫. મુખ્યની ગફલતથી અથવા તેનામાં કુશળતા નહી હોવા

તને લીધે આડતીઆને હાની થાય તોતે બાબત નુંકશાનનો બદલો ભરી આપવાવિશે.

થી આડતીઆને જે કાંઇ હાની થાય તે સબંધે નુકશાનનો બદલો મુખ્યે પોતાના આડતીઆને ભરી આપવો જોઈએ.

દ્રષ્ટાંત.

અ બ ને એક બાંધવાના કામમાં કડીઆને કામે રાખેછે અને અ પોતેજ પાલક બાંધેછે. પાલક કુશળતાથી બાંધી નહી તેથી બ ને વાગેછે. અ એ બ ને નુકશાનનો બદલો ભરી આપવો જોઇએ.

તીજા સખસો સાથે કરેલા કરારો ઉપર આડતની અસર.

આડતીઆએ કરેલા કરારોને અમલમાં આણુવા બાબત તથા તેમના પરીણામ બાબત.

૨૨૬ જે કરારો આડતીઆની મારફત કરવામાં આવ્યા હોય તે કરારોને તથા જે ફરજો આડતીઆએ કીધેલાં કૃત્યો ઉપરથી ઉત્પન્ન થઇ હોય તે ફરજોને કરારો તથા કૃત્યો મજકુર મુખ્યે પોતે જાતે કરયાં હોય તેજ પ્રમાણે અમલમાં આણી શકાય છે તથા તેઓના પરીણામ કાયદા પ્રમાણે તેવાંજ થાયછે એમ સમજવું.

દ્રષ્ટાંતો.

(અ) અ બ પાસેથી માલ વેચાણ લે છે, બ તે માલ વેચવા માટે આડતીઓછે એવું અ ને માલમ છે. પણ તેનો મુખ્ય કોણછે એ તેને માલમ નથી માલની કીમત અ પાસેથી માગવાનો હક બ ના મુખ્યનો છે, અને મુખ્ય અ ઉપર કીમત બાબત દાવો માંડે તો બ પાસેથી પોતાનું કરજ લેહેણું છે તે એ કીમતમાંથી મજરે લેવાનું અ કહે તો તે ચાલશે નહીં.

(બ) અ બ નો આડતીઓ છે. અને બના તરફથી પઇશા લેવાનો તેને અખ્તીકારછે બ ને આપવાનો રકમ ક એ લાવી આપી તે અ એ લીધી સદરહુ રકમ બને આપવાની જવાબદારી ક ઉપર હતી. તે જવાબદારીમાંથી તે મોકળો થયો એમ સમજવું,

ટીકા જે આડતીઓ આડતીઆ દાખલ કરાર કરે તે આડતીઓ માત્ર વચલા સાધનરૂપછે, જેની મારફત પક્ષકારો વચેનો કરાર થાયછે એ કરારની રૂએ ફરીઆદ માંડવાનો તેને હક ગણાતો નથી; જેમકે જો કોઇ મેહેતો દુકાનવાળો અથવા બીજો નોકર તેના શેઠની તરફથી માલ વેચેતો કીમતને શારૂ તે દાવો બાંધી શકતો નથી (વુલીઅમ્સ વી. ગીલીંગ હેનરી બ્લાકસ્ટન વા. ૧ પા, ૮૧) અને જ્યાં આડતીઓ બીજા આડતીઆ ઉપર દાવો બાંધે તો દાવો ચાલે નહીં કેમકે તેમની વચે કાંઈ કરાર છે નહીં (ડેપરગન વી, હબરસ્ટી કવીન્સબેંચ વા. ૧૭ પા. ૭૬૭)

જો આડતીઆએ પોતાના અધીકરની બહાર કામ કરેતો મુખ્યને કયાં સુધી

૨૨૭ જ્યારે આડતીઆને જેટલું કરવાનો અખતીઆર હોય તે કરતાં તે વધારે કરે અને જ્યારે તેણે જે કરયું હોય તેનો જે ભાગ તેના અખતીયારમાં હોય તે ભાગ તેના અખતીયાર બહાર જે ભાગ હોય તે ભાગથી નીરાળો પાડી શકાતો હોય ત્યારે જેટલો ભાગ તેના અખતીયારમાં હોય તેટલોજ ભાગ આડતીઓ તથા તેનો મુખ્ય એ

જવાબદાર સમ જવો.  બેઉને સંબંધે ફરજ ઉત્પન કરતા થાયછે.

દ્રષ્ટાંતો.

અ એક વહાણુનો તથા તેમાં ભરેલા માલનો માલીકછે તે વાહાણુને ચાર હજાર રૂપીઆનો વીમો ઉતરાવવાનો અધીકાર બ ને આપે છે. બ વહાણુનો ચાર હજાર રૂપીઆનો વીમો ઉતરાવે છે ને તેના ઉપરના માલનો પણ વીમો તેટલીજ રકમનો ઉતરાવે છે. વાહાણુ ઊપરના વીમાનું લવાજમ અ એ આપવું એ તેની ફરજ છે પરંતુ માલના વીમાનું લવાજમ આપવાની જરૂર નથી.

આડતીઆએ જે પોતાના અખતીયાર બાહાર કરયું હોયતો જો જુદુ ન પડાયતો મુખ્ય જવાબદાર નથી.

૨૨૮ જ્યારે આડતીઆએ જેટલું કરવાનો અખતીયાર હોય તે કરતાં તે જાસ્તી કરે, અને તે જે પોતાના અખતીયારની બહાર કરે તે જે વાત અખતીયાર અંદરની હોય તેનાથી નિરાળુ કરી ન શકાતુ હોય ત્યારે તે કાર્ય કબુલ રાખવાની મુખ્યને ફરજ નથી.

દ્રષ્ટાંત.

અ પોતાને સારૂ ૫૦૦ ગેટાં વેચાણુ લેવાનો અખતીયાર બ ને આપે છે બ ૫૦૦ ગેટાં વેચાણુ લેછે અને તેની સાથે ૨૦૦ ગેટાના બચ્ચાં પણુ વેચાતા લે છે અને બેઉની સામટી કીંમત રૂપિઆ ૬૦૦૦ આપે છે એ તમામ કારય ના કબુલ કરવાને અ મુખતીયાર છે.

ટીકા;—કોઇ કરાર ના મંજુર કરતી વખતે તે ના મંજુર કરવાને જે તકરાર મૂખ્ય એ બતાવી હોય તે પાયા વગરની હોય તો પણુ પાછળથી બીજુ કાયદેસર તકરારોનો લાભ લેવા તે અટકાએલ નથી જે રીવાજથી કોઇ દલાલ તેને હુકમ તેથી બીજી રીતે ચાલી શકતો હોય તે રીવાજ અયોગ્ય છે અને કાયદાની કોરટો તેવો રીવાજ અમલમાં આણુવશે નહીં (અરલાપા નાયક વા. નરસી કેશવજી અને કંપની મુંબાઇ હાઇકોરટ રિપોરટસ વા. ૮ પા. ૧૯)

આડતીઆનેખબર આપ્યાનું પરિણામ.

૨૨૯ જ્યારે આડતીઆને કાંઇ ખબર આપવામાં આવી હોય અથવા તેને કાંઇ માહીતી મળી હોય ત્યારે જો મૂખ્યને સારૂ તે આડતીઓ જે કામ ચલાવતો હોય તે કામના દરમીઆનમાં ખબર મજકુર આપવામાં આવી હોય અથવા માહીતી મજકુર કાયદા પ્રમાણે તેનું પરિણામ ખબર મજકુર મુખ્યને આપવામાં આવી હોય અથવા માહિતી મજકુર મૂખ્યને મળી હોય તો તેજ પ્રમાણે મુખ્ય તથા ત્રીજા સખશોને સંબંધે થાય છે એમ સમજવું,

દ્રષ્ટાંતો.

(અ) કોઇ માલ દેખાઇતો ક નો છે તે ક પાસેથી વેચાણુ લેવાને સારૂ બ એ અને નીમ્યો છે અને અ તે પ્રમાણે માલ મજકુર વેચાણુ લેછે વેચાણુની ભાંજગડ ચાલેછે તેના દરમીયાનમાં અ ના જાણ્યામાં આવે છે કે માલનો ખરો માલીક ડ છે પરંતુ બ ને તે

વાત માલમ નથી ક પાસેથી બ નું કાંઈ કરજ લેહેણુંછે તે માલની કીંમતમાં મુજરે લેવા નો બ નો હક નથી.

(ગ) કોઈ માલ દેખાઇતો કનો છે તે ક પાસેથી વેચાણ લેવાને સારૂ બ એ અ ને નીમ્યો છે અ ની સદરહુ પ્રમાણે નીમણુક થઈ તેના પેહેલાં અ ક નો નોકર હતો અ ને તે વખતે તેને એવું માલમ પડયું હતું કે માલનો ખરો માલીક ડ છે પણ તે વાત બ ને માલમ નથી બ ના આડતીયાને એ વાતની માહિતી હતી તો પણ ક ઉપર બ નું કાંઇ લેહેણું છે, તે આ માલની કીંમતમાં મુજરે લેવાને બ મુખતીયાર છે.

ટીકા;—હુંડિ લખનારનું કામ જે આડતીઓ સામાન્ય રીતે બધું ચલાવતો હોય તે-ને હુંડિ ન શકરાયાની ખબર હુંડી લખનાર મજકુર વિરૂધ કાયદેસર છે. (હુંડિઓ વિશે બાઈલ્સસાહેબનું પુસ્તક પા. ૨૮૮)

આડતીઆએ મૂખ્યને માટે ક રેલા કરારો આડતીઓ ખુદ જાતે અમલમાં લાવી શકતો નથી અને તેથી તેપોતે જાતે બંધાતો પણ નથી.

૨૩૦ બીજી રીતે કાંઇ કરાર ન હોય તો આડતીઆએ પોતાના મુખ્યની તરફથી કરેલા કરારો આડતીઓ જાતે અમલમાં લાવી શકતો નથી અને તે કરારોની જવાબદારી પણ તેની પોતાની જાતના ઉપર નથી.

જુદી રીતનો કરારછે એમ કયારેઅનુમાનકરવું.

નીચે લખ્યા પ્રમાણે પ્રસંગ હોય ત્યારે સદરહુ બીજી રીતનો કરાર થયેલો છે એવું અનુમાન કરવું.

(૧) જ્યારે કોઇ દેશાંતરે રહેનારા વેપારીને માટે કાંઈ માલ વેચવાનો અથવા વેચાણ લેવાનો આડતીઆએ કરાર કરયો હોય ત્યારે.

(૨) જ્યારે આડતીઓ પોતાના મુખ્યનું નામ પ્રગટ કરતો ન હોય ત્યારે.

(૩) જ્યારે મુખ્યનું નામ પ્રગટ થયું હોય પણ તેના ઉપર દાવો લાવી શકાતો નહી હોય ત્યારે.

ટીકા;—આડતીઓ કે મુખ્ય કરારનો ખરેખરો પક્ષકાર છે એ વિશેનો સ્વાલ લેખી કબુલાયતની બાબતમાં અર્થની તકરાર છે; લેખી કરારો નહોય તો હકીકત ઉપરથી અનુમાન કરવાની તે બાબત છે. "તફાવત એછે કે જો કરાર મોઢાની બોલીથી થએલો હોય તો "હુ" અને "મને" એવા બોલ આડતીએ વાપરવાથી તે ખુદ પોતાને સમજ્યો એમ કહી શકાય નહી; પણ જો કરાર લખીતવાર હોય અને તે ઉપર પોતાની સહી હોય અને પોતે કરાર કરનાર છે એમ બતાવતો હોયતો એ શબ્દોનો સ્વભાવિક અરથ એવો છે કે તે ખુદ પોતે બધનમાં પડેછે, અને સદરહું મૂજબ તે પોતેજ કરાર કરનાર ગણાયછે એ સારી રીતે ઠરેલુંછે કે કોઇ આડતીયાને જોકે સામો પક્ષકાર આડતીઓ જાણતો હોય તોપણ જો કરારની શરતોથી તે પોતે કરાર કરનાર પક્ષકાર થતો હોયતો, તે આડતીઓ મજકુર જવાબદાર છે." (વુલીયમસન વિ. બારટન લા જનરલ એકસચેકર વા. ૩૧ પા. ૧૭૦), પણ જો એવો રીવાજ હોય કે એવી રીતે સહી કરનાર શખસો સહી કરયા છતાં પણ અમુક

હકીકતને સંબંધે ફક્ત જવાબદાર છે, જેમકે જો અમુક બાંધેલી મૂદતની અંદર મૂખ્યનું નામ જણાવવામાં ન આવેતો આડતીઓ જવાબદાર છે એવો રીવાજ હોય તો તેવા રીવાજનો પુરાવો આપી શકાયછે. (હમફ્રે વિ. ડેલ, લા જનરલ કવીન્સબેંચ વા. ર૭ પા. ૩૯૦; ફુલીટ વિ. મરટન, લા રીપોર્ટસ કવીન્સબેંચ વા. ૭ પા. ૧૨૬; હચીનસન વિ. ટાથમ, લા રીપોર્ટસ કોમનપ્લીઝ વા. ૮ પા. ૪૮૨)

જો કોઇ સખસ આડતીયા દાખલ અથવા "તરફથી" સહી કરેતો તે કબુલાયત ઉપરથી તે દાવો બાંધી શકતો નથી અથવા તેના ઊપર દાવો બંધાઇ શકતો નથી. લેનર્ડ વી. રોબીનસન, લા જનરલ કવીન્સબેંચ વા. ૨૪ પા. ૨૭૫; પેઈસ વિ. વાકર લા રીપોર્ટસ એકસચેકર વા. ૫ પા. ૧૭૩ ફેરલી વિ. રેનટન લા રીપોર્ટ એકસચેકર વા. ૫ પા. ૧૬૯) વળી એવું પણ ઠરાવવામાં આવ્યું છે કે અ તથા ક ના આડતીયા દાખલ બ ની વચે કરાર થયાની માત્ર હકીકત ઉપરથી બ જવાબદારીમાંથી નીકળતો નથી. (ટાનર વિ. ક્રીસ્ચીઅન, લા જનરલ કવીન્સબેંચ વા. ૨૪ પા. ૯૧)

કરાર આકટની કલમ ૨૩૦ ની રકમ ૨ જી ઉપરથી જે અનુમાન ઉત્પન્ન થાય છે તે ફક્ત પ્રથમ દર્શનિકછે અને તે રદ થઈ શકેછે એમ કરાર એજંટની જાતને બંધનકાર્ક નથી કારણ કે જાતે કરવાના ઇરાદાનુ. જે પ્રથમ દર્શનિક અનુમાન થાયછે તે કરારની ભાશાથી રદ થએલુંછે કરાર આકટની કલમ ૨૩૦ ના બીજા ભાગને પુરાવ આકટની કલમ ૯૨ સાથે વાંચતા માલુમ પડેછે. કે જો લખેલા કરાર ઉપરથી મુનમ જાતે જવાબદાર માલુમ પડતો હોય તો તે કરારથી જુદી રીતે મુખ્યના નામનો પુરાવ આપી પોતાની જવાબદારીમાંથી નીકળી શકતો નથી સુપ્રીમેનીયન સેટી વિ. હેઈ લજર્સ. ઈ. લા. રી. ક. પાનુ ૭૧

આડતીઆએ કરાર કર્યો પણ કરાર કરનાર આડતીઓછે એવું તે કરારનો બીજો પક્ષકાર ન જાણુતો હોય તો તે પક્ષકારનોહકબાબત.

૨૩૧. જ્યારે કોઈ આડતીઓ કોઇ સખસ સાથે કાંઇ કરાર કરે અને તે સખસને કરાર કરનાર આડતીઓછે એ વાત માલમ નહી હોય અથવા તેવો સંસય લાવવાને કારણ પણ ન હોય ત્યારે કરાર આડતીઆ મજકુરનું મૂખ્યનું પૂરો કરાવી શકેછે પરંતુ સદરહુ આડતીઓ મૂખ્ય હોવાથી તે કરારના બીજા પક્ષકારને આડતીઆ મજકુર વિરૂદ્ધ જે હક હોત તેજ હક સદરહુ બીજા પક્ષકારને મૂખ્ય વિરૂધ છે એમ સમજવું.

ટીકા;—"એ એક સામાન્ય નિયમ છેકે જ્યારે કોઈ સ્પષ્ટ કરાર કરવામાં આવ્યો હોય જ્યારે તે કરાર ઉપરથી કાંતો જે સખસની સાથે તે કરાર ખરેખર કરવામાં આવ્યો હોય તેના નામથી અથવા કરાર મજકુર કાયદાની બાબતમાં જે સખસની સાથે કરવામાં આવ્યો હોય તે સખસના નામથી ફરીઆદ ચાલી શકેછે." (કોયેરી. ફેનલ બારનવેલ વી. કરેશવેલ વા. ૧૦ પા. ૬૭૨) એવી રીતે કે જ્યાં એક સખસે ખુદ પોતાના નામથી માલ વેચાતો લીધો પણ એ ખરીદીમાં બીજા બે જણનો તેની સાથે સમસત રીતે હક સબંધ હતો તેમાં ઠરાવવામાં આવ્યું હતું કે વેચનાર ઉપર બધા સમસત રીતે ફરીઆદ કરી શકેછે જેનાં નામ બહાર નહી પાડવામાં આવેલા એવા સખસોનો દરમીઆન આવી કદાચ ફાયદો માગવાનો હક એવી સરતને તાબે છે કે તેથી સામા પક્ષકારને નુંકશાન થવું ન જોઇએ, અથવા બીજા બોલમાં કહીએ તો જો તે આડતીઓ ખુદ પોતેજ ખરેખરો મૂખ્ય હોત તો મુખ્યનું નામ બાહાર પાડતી વખતે તેના વિરૂધ જે બચાવ કામમાં આવે તેવો હોય તે પઇકી એક બચાવ તેની પાસેથી જવો ન જોઇએ એટલા માટે જો કોઇ સખસનું જે સખસો મૂખ્ય દાખલ કાર્યમાં પોતાનું એકલાનું હીત રાખી તે તે કામ કરતા હોય તે સખસો પાસે પોતાનું લેણું હોય તો એજ કાર્યમાં હક સબંધવાળા બીજા સખસોએ તેના ઊપર માંડેલી ફરિયાદમાં સદરહુ લેહેણું કાપી મજરે ગણવાનો તેનો હકછે પ

ણ બીજી તરફ જ્યાં એક ખરીદદારે એક આડતીયા મારફત ખરીદી કરી અને આડતીઓ જાણતો હતો કે ખરીદીનો માલ દેખાઈતા વેચનારની માલકત નોહોતી, તેમાં ઠરાવવામાં આવ્યું કે ઉપર પ્રમાણે રકમ મજરે ગણવાને તેનો હક નથી. કારણ કે આડતીયાનું જાણપણું એ તેના મૂખ્ય ખરીદદારના જાણપણા સરખુંજ છે. (ડેસર વિ. નોરવુડ, લા જનરલ કોમનપ્લીઝ વા. ૩૪ પા. ૪૮.)

કરાર પુરો કરવામાં આવે તેની પહેલાં જો મુખ્ય પોતે પ્રગટ થાય તો કરારનો બીજો પક્ષકાર કરાર પુર્ણ કરવાની ના કહી શકેછે. પરંતુ તેણે એવું બતાવવું જોઇએ કે તે કરારમાં મુખ્ય કોણ છે એ જો પોતાને માલમ હોત અથવા આડતીઓ એ મુખ્ય નથી એવું જો પોતાને માલમ હોત તો પોતે તે કરાર કરત નહીં.

ટીકા;—કરાર પુરો થતાં અવલ કોઈપણ વખતે જે પક્ષકાર એમ ધારતો હોય કે હું કોઈ મુખ્યની સાથે વેહેપાર કરૂછું અને ખરૂં જોતાં તે કોઈ આડતીયાની સાથે વેહેપાર કરતો હોય ત્યારે અમૂક હકીકત હોય તો તે કરાર ના મંજુર કરવા પક્ષકાર મજકુર મૂખતીઆર છે (બોરીઝ વિ. ઈમપીરીઅલ આ હોમનબેંક લા રીપોરટસ કોમનપ્લીઝ વા. વા. ૯ પા. ૩૮).

બહાર જાણવામાં નહી એવા મુખ્યની જવાબદારી વાદીએ એજંટને શુદ્ધ અંતકરણથી નાણા આપેલા નથી એવી સરતના સાથે રહેલીછે એવો ઈગ્રેજી લા. નો નિયમ છે અગર હિસાબની સ્થિતિમાં ફેરફાર કરેલો નથી એ નિયમ હિંદુસ્થાનના કરાર આકટમાં પસંદ કરવામાં આવેલો હોય તેનો અમલ કરવાનો સાધારણ રીતે હક કરાર આકટની કલમના પેહેલા ભાગથી આપેલો છે કલમ ૨૩૨ થી એજંટ અને બીજા કરાર કરનાર પક્ષકારોની વચમાં જે હક અને બંધનો છે તેને સદરહુ સામાન્ય હક પાત્ર છે એમ ઠરાવ્યું છે કલમ ૨૩૧ ની પહેલી રકમની ૨ જી પેટા રકમથી કરારના બાજા પક્ષકારનો જે એજંટ વિરૂધ હકછે તેજ હકક મૂખ્ય વિરૂધ પણ આપેલો છે અને કલમ ૨૩૪ થી તેના મુખ્ય વિરૂધ જે હકકો તેને વધારાની સરતો લાગુ કરીછે ઇંગરેજી લા થા મૂખ્યના કરારનો અમલ કરવાનો જે હક છે. તે સાથે શરત રાખી છે એટલે તેણે જેમ એજંટ કરાર કબુલ કરેછે તેમ તમામ વ્યાજબી પણાની સાથે મુખ્યે કરાર કબુલ કરવો જોઇએ તે સરત હિંદુસ્થાનના કરાર આકટની કલમ ૨૩૨ મીમાં પ્રસંદ કરવામાં આવીછે વિગરે પ્રેમજી ત્રીકમદાસ વિ. માધવજી મુલજી ઈ. લા. રી. મુ. વા. ૪ પાનું ૪૪૭.

આડતીઆને મુખ્ય સમજી તેની જોડે કરેલો કરાર પુરો કરવા બાબત.

૨૩૨. જ્યારે એક સખસ બીજા સખસ જોડે કરાર કરે અને તે બીજો સખસ આડતીઓ છે એવું તેને માલમ ન હોય અથવા તેવો સંસય લેવાને તેને યોગ્ય કારણ ન હોય જો મુખ્ય કરાર પુરો કરાવવા માગતો હોય તો સદરહુ આડતીઆ તથા કરારમાંના બીજા પક્ષકાર દરમીયાન જે હક તથા ફરજ હોય તે હક તથા ફરજ પોતાને સંબંધે કાયમ સમજીનેજ માત્ર કરાર મજકુર મુખ્ય પુરો કરાવી શકેછે.

દૃષ્ટાંત.

અ ને બ ના ૫૦૦ રૂપીઆ દેવા છે. અ બ ને ૧૦૦૦ રૂપીઆની કીંમતના ચોખા વેચે છે. એ કારયમાં અ ક ના આડતીઆ તરીકે કામ ચલાવે છે પરંતુ તેમ હોવાની બને માહીતી નથી તથા તેવો સંસય લેવાને પણ યોગ્ય કારણ નથી અ ને જે કરજ દેવું છે તે બ ને મુજરે ન લેવા દઈને ચોખા લેવાની ફરજ તેને ક પાડી શકતો નથી.

ટીકા:—બહાર જાણવામાં નહી એવા મૂખ્યની જવાબદારી વાદીએ એજંટને શુદ્ધ અંતકરણથી નાણા આપેલા નથી એવી સરતની સાથે રહેલીછે એવો ઇંગરેજી લા. નો નિયમ છે

અગર હિસાબની સ્થીતિમાં ફેરફાર કરેલો નથી એ નિયમ હિંદુસ્થાનના કરાર આકટમાં પસંદ કરવામાં આવેલો હોય તેનો અમલ કરવાનો સાધારણ રીતે હક કરાર આકટની કલમના પેહેલા ભાગથી આપેલો છે તે કલમ ૨૩૨ થી એજંટ અને બીજા કરાર કરનાર પક્ષકારોની વચમાં જે હક અને બંધનો છે તેને સદરહુ સામાન્ય હક પાત્ર છે એમ ઠરાવ્યું છે કલમ ૨૩૧ ની પહેલી રકમની ૨ જી પેટા રકમથી કરારના બીજા પક્ષકારનો જે એજંટ વિરૂધ હક છે તેજ હક મુખ્ય વિરૂધ પણ આપેલો છે અને કલમ ૨૩૪ થી તેના મુખ્ય વિરૂધ જે હકો તેને વધારાની સરતો લાગુ કરી છે ઈંગરેજી લા. થી મુખ્યના કરારનો અમલ કરવાનો જે હકછે તે સાથે શરત રાખી છે એટલે તેણે જેમ એજંટ કરાર કબુલ કરે છે તેમ તમામ બ્યાજબીપણાની સાથે મુખ્યે કરાર કબુલ કરવો જો તે શરત હિંદુસ્થાનના કરાર આકટની કલમ ૨૩૨ મી માં પસંદ કરવામાં આવી છે વિગરે પ્રેમજી ત્રીકમદાસ વિ. માધવજી મુળજી ઇ. લા. રી. મૂ. વા. પાનુ ૪૪૭

**જ્યારે આડતીઓ પોતે જાતેજ જવાબદાર હોય ત્યારે તેની સાથે ધંધો કરનાર સખસનો હક.**

૨૩૩. જ્યારે આડતીઓ પોતે જાતે જવાબદાર હોય ત્યારે તેની જોડે ધંધો કરનાર સખસ ખુદ તે આડતીઆને તેના મુખ્યને અથવા તે બંનેને જવાબદાર કરી શકે છે.

દૃષ્ટાંત.

. બ ને ૧૦૦ ગાંસડી રૂ વેચવાનો કરાર અ બ ની જોડે કરે છે, અને અ ને પછાડીથી માલુમ પડે છે કે બ તે કામમાં ક નો આડતીઓ હતો અ બ ઉપર કીંવા ક ઉપર અગર તેઓ બંનેના ઉપર તે રૂ ની કિમત સારૂ દાવો કરી શકે છે.

ટીકાઃ—જ્યારે કોઇ આડતીઓ કાંતો ખરેખર ખુદ પોતેજ કરારનો પક્ષકાર બન્યો હોય અથવા તે પક્ષકાર છે એવું કાયદાથી અનુમાન થતુ હોય ત્યારે આડતીઓ મજકુર પોતે જાતે જવાબદાર છે. જેમ ખરેખર હક સંબંધવાળો સખસ દરમિઆન આવી વાદી દાખલ એ કરાર ઉપરથી દાવો કરી શકે છે, તેવીજ રિતે વળી તેના ઉપર દાવો થઇ શકે છે. મુખ્યને તથા આડતીઆને બંનેને એકજ વખતે પોતાને જવાબદાર કરવા આગ્રહ કરવા વેચનારને અટકાવવા કાંઇજ આધાર નથી). કાલ્ડર વિ. ડોબેલ, લા રીપોરટસ કોમન પલિઝ વા. ૬ પા. ૪૯૪) પરંતુ તેમની જવાબદારી સમસ્ત નથી. અને આગલી કલમમાં ઠરાવ્યા મુજબ તેમાંના ગમે તે એક જણ વિરૂધ ઇલાજ લેતા પ્રતિવાદીને પ્રતિબંધ થઈ શકેછે.

મુખ્યના આડતીઆની સાથેના સંબંધથી મુખ્ય પાશેથી વસુલ લેવાના હકને જેવી રિતે અસર થાય છે તેવીજ રીતે આડતીઆના મુખ્ય સાથેના સંબંધથી આડતીઆ પાસેથી વસુલ લેવાના હકને અસર થાયછે. જેમકે જ્યાં કોઇ સખસ કલમ ૭૨ થી મળેલો હક એટલે કે ચુકથી આપેલા પઇશા વસુલ લેવાનો હક અમલમાં આણવાની કોશીશ કરે તો તેને એવો જવાબ આપી શકાય છે કે પૈસા મુખ્યને આપી દેવામાં આવ્યા છે.

લોર્ડ માન્સફીલ્ડ બોલ્યા કે "કાયદો સ્પષ્ટ છે કે જો કોઇ આડતીઓ જે પઈશા તેને ચુકથી આપવામાં આવ્યા હોય તે પઇશા આપી દે તો તેમાં તે કાંઇ અપકારનું કૃત્ય કરતો નથી; અને વાદીએ તે પઇશા મૂખ્યની પાસે માગવા જોઇએ......પણ બીજી તરફથી કોઈ માણસ જો કે તે નિરઅપરાધી હશે તો પણ ચુકથી લાભ કહાડી જશે અથવા એ ચુક ન થઈ હોત તે વખતની સ્થિતિ કરતાં વધારે સારી સ્થિતિમાં આવશે? બેશક નહીં જ" (બુલર વિ. હારીસન, કાઉપર્સ રીપોરટસ વા. ૨ પા. ૫૬૮) એવીજ રીતે, જ્યાં પર રાજ્યના મુખ્ય તરફથી પ્રતિવાદી આડતીઆ દાખલ કામ કરતો હતો, અને વાદીએ એ વાત જાણ્યા છતાં, અને આડતીઆ દાખલ તેને પઇશા આપ્યા છતાં, ચુકથી આપેલી ર

કમ પાછી મળવા દાવો કરયો તેમાં ઠરાવ કરવામાં આવ્યો કે એ બાબતમાં પ્રતિવાદી તદન આડતિઆ દાખલ હતો તેથી જો આડતિઓ તેના મુખ્યને પઇશા ન આપવાની તેને ખબર મળતાં પહેલાં મૂખ્યને પઇશા આપી દે છે તે આડતિઆને જે રક્ષણ મળવા હક્છે તેવું સાધારણ રક્ષણ આડતિઆને ન મળવા કાંઈ કારણ નથી. (હોલંડ વિ. રસલ, લા જનરલ કવીન્સબેંચ વા. ૩૨ પા. ૨૯૭) જો પ્રતિવાદી તદન આડતીઓ ન હોય અથવા ચુકથી લાભ મેળવતો હોયતો એ બચાવ ચાલી શકે નહીં જેમકે જ્યાં અ એ બ-ની પાસેથી રૂ ખરીદ કરયું અને બંને જણ દલાલ હતા, અને પડદામાં રહેલા મૂખ્યો તરફથી કામ કરતા હતા, અને કાંઇક ચુક થવાથી 'અ' 'બ' ને વધારે આપી બેઠો, પણ એ ચુક માલમ પડતાં પહેલાં એ આવેલા પઇશા 'અ' એ પોતાની તથા પોતાના મુખ્યોની વચેના ખાતામાં દાખલ કરવા આપ્યા હતા. મુખ્યને તેણે પઇશા ધારેલા હતા, આ કામમા ઠરાવવામાં આવ્યું કે આ પ્રમાણે જાસ્તી આપેલી રકમ પાછી લેવા 'અ' હકદાર છે કારણ કે 'બ' માત્ર આડતીઓ નહોતો પણ તે પઇશા તેણે પોતાના કામ સારૂ તથા પોતાના લાભ સારૂ લીધા (ન્યુવોલ વિ. હોમબાંનસન, લા રીપોરટસ કોમન પલીઝ વા. ૬ પા. ૪૦૫)

માતર મુખ્યને જ અથવા આડતીયાને જવાબદાર ગણવામાં આવશે. એવી ધારણા ઉપર મુખ્ય પાશે અથવા આડતીયા પાશે કોઈ સખસ કાંઇ કૃત્ય કરાવે તો તેનુ પરીણામ.

૨૩૪. જે સખસે કોઇ આડતીઆ સાથે કરાર કરયો હોય તે સખસ જ્યારે માતર મૂખ્યનેજ જવાબદાર ગણવામાં આવશે એવી ધારણા ઉપર સદરહુ આડતીઆ પાશે કાંઇ કૃત કરાવે અથવા જ્યારે માત્ર આડતીઆનેજ જવાબદાર ગણવામાં આવશે એવી ધારણા ઉપર મુખ્ય પાસે કાંઈ કૃત્ય કરાવે ત્યારે તે પાછળથી અનુક્રમે સદરહુ આડતીઆને અથવા મુખ્યને જવાબદાર કરી શકતો નથી.

ટીકા;—કાલ્ડર વિ. ડોબેલના કામમાં (લા રીપોર્ટસ કોમનપલીઝ વા. ૬ પા. ૪૮૫) એમ ઠરાવવામાં આવ્યું હતું કે કરારમાં આડતીઆનું નામ દાખલ કરવાથી તથા પઇશા ને માટે તેની માગણી કરવાથી મૂખ્ય જવાબદારીમાંથી મૂકત થતો નથી.

મીથા આડતીઓ થનાર સખસની જવાબદારી.

૨૩૫. જ્યારે કોઇ એક સખસ પોતે બીજા સખસનો અખતિઆરવાળો આડતીઓ છે એવું કોઇ ત્રીજા સખસને ખોટું સમજાવીને તેની પાસે એવા આડતિઆ તરીકે પોતાની જોડે કાંઇ ધંધો કરાવે ત્યારે તો જે સખસનો આડતીઓ હોવાનું કહેવામાં આવ્યું હોય તે સખસ સદરહુ તેનાં કૃત્યો બાહાલ ન રાખે તો સદરહુ ત્રીજા સખસને તેની જોડે ધંધો કરયાથી કાંઇ ટોટો અથવા નુકશાન થયું હોય તેનો બદલો તે ત્રીજા સખસને ભરી આપવાને સદરહુ પહેલો સખશ પાત્રછે.

ટીકા;—જો કે કોઇ સખસ બીજાના નામથી પણ તેના અખતિયાર વગર કરાર કરેછે તેના પોતાના ઉપર કરાર તોડયા બદલ દાવો ન થઇ શકે તોપણ ટોટો થયા બદલ "નુકશાનીના માટે જવાબદાર કરવા સારૂ" તેના ઉપર દાવો થઇ શકેછે. તેને અખતિયારમળ્યોછે એવી પ્રમાણિક ધારણથી તેણે કામ કરેલું છે એ હકીકત આ દાવાની જવાબદારીને બાધ કરતી નથી. કોલન વિ. રાઈટના કામમાં (લા જનરલ કવીન્સબેંચ વા. ૨૭ પા. ૨૧૫) જસ્ટીશ વુઇલીસ લખેછે કે "આડતીઓ હોવાનું કહેતો હોય તે સખસ પોતાને અ

ખતિઆર છે એમ પ્રમાણિકપણે માનતો હોય તે હકીકતથી તેના કૃત્યના નિતીના રૂપને અ સર થાયછે; પણ તેના નિતીસંબંધી નિરઅપરાધી પણાથી જે સખસને તેણે કરાર કરવા લ લચાવ્યો છે તે સખસને જેટલે સુધી સંબંધ છે તેટલે સૂધી, તે સખસને કોઈ રીતે સહા ય થતી નથી અથવા જે અડચણ તથા નુકશાન તેને થાયછે તે કમી થતા નથી.

પોતે આડતીઓ છે એવું ખોટુ કહીને જેસખશ કરારમાં પક્ષકાર થાય તે સખસને કરાર પુરો કરાવાનો હક નથી.

૨૩૬. જે સખસની જોડે આડતિઆ તરીકે કાંઇ કરાર કરવામાં આવ્યો હોય તે સખસ વાસ્તવીક જોતાં આડતીઆ તરીકે કૃત્ય ન કરતાં ખુદ પોતાની તરફથી કામ ચલાવતો હતો એમ જો હોય તો તે સખસને કરાર મજકુર પુરો કરાવવાનો હક નથી.

ટીકા;—આ કલમનો અરથ એવા વિશેશ ઠરાવની સાથે કરવો જોઈએ કે જો કોઇ સખસ જે આડતીઓ કહેવાતો હોય તે વાસ્તવીક જોતાં મુખ્યછે એવી પુરી માહીતી થયા પછી પણ તેનો કરાર તેને પુરો કરવા દેતો પછી આડતીઆ મજકુરને તેના પોતાના નામ થી પોતાના ઉપર કામ ચલાવવાને સખશ મજકુર વાંધો લઇ શકે નહી. જેમકે જ્યાં પ્રતિ વાદીએ વાદી પોતેજ મૂખ્ય છે એમ જાણ્યા પછી કરારની રૂએના માલમાંથી થોડો માલ સ્વાધિન કરવામાં આવ્યો તે સ્વીકારયો, અને તેની કીમત આપી તેમાં ઠરાવામાં આવ્યું કે બાકીની કીમતને સારૂ દાવો બાંધવાનો વાદીનો હકછે. (રેનર વિ. ગ્રોટ, મોશન એંડ વેલ્શ બી, વા. ૧૫—પા. ૩૫૯)

આડતીએ વગરઅધિકારે કરેલાં કૃત્યો અધિકારથી કરયાંછે એવીધારણા મુખ્ય ઉત્પન્ન કરી હોય તો તે મુખ્યની જવાબદારી.

૨૩૭. જ્યારે કોઈ આડતીઆએ અખતિઆર શીવાય પોતાના મુખ્ય તરફથી કાંઇ કૃત્ય કરયાં હોય અથવા તીજા સખસોને સંબંધે કાંઇ ફરજો માથે લીધી હોય ત્યારે જો તેવાં કૃત્ય કરવાં તથા તેવી ફરજો લેવી એ આડતિઆ મજકુરને આપેલા અખતિઆરમાંછે એવી ધારણા મુખ્ય એ શબ્દો વડે અથવા વરતણુક વડે સદરહુ તીજા સખસો પાશે કરાવી હોય તો તે તેવાં કૃત્યથી અથવા ફરજોથી તે મુખ્ય બંધાએલોછે.

દ્રષ્ટાંતો.

(અ) બ વેચવાને સારૂ કાંઇ માલ કોઇને સોંપીને બ પાસે મોકલાવેછે અને તેને હુકમ આપેછે કે અમુક કીંમતથી એછે તે વેચવો નહી બ ને શો હુકમ થયોછે તે કને મા લમ ન હોવાને લીધે ઠરાવેલી કીંમત કરતાં કમી કીંમતે તે માલ વેચાણ લેવાનો ક બ જોડે કરાર કરેછે, અ તે કરારથી બંધાયોછે એમ સમજવું.

(બ) કોઇ વેચાએ તેવા દસ્તાવેજો ઉપર કોરી જગા રેહેવા દેઇને શેરો લખીને તેઅએ બ ને સોંપીયા છે. અ ને ખાનગી હુકમછે તે અ માન કરીને બ તે દસ્તાવેજ કને વેચેછે. એ વેચાણ કાયદેસર સમજવું.

ટીકા,—આ કલમ મુજબ મુખ્યની જવાબદારી કુલ આડતિઓ (જેનરલ એજંટ)ની મવાથી ઉતપન થાયછે કે જેના અખતિઆરનો પ્રકાર તથા હદ સારી પેઠે કબુલ થએલાં હોયછે. માલ વેચવા શારૂ રાખેલો કોઇ ફાકટર અથવા આડતીઓ કીમતથી કાંઇપણ અમુક હદ બાંધ્યા વગર વેચાણ કરવાને અખતિઆરવાળોછે એવી ધારણા ઘણું કરીને તેનો મુ

ખ્ય કરાવે છે. (એઇન્સ વિ. યુઈંગ, લા રીપોર્ટસ એકશચેકર વા. ૧—પા. ૩૨૦)

બીજા સખસો પોતાના આડતીઆની બીન અખતિઆરવાળી સમજુતીઓ ઉપરથી કામ કરે છે એટલુંજ મુખ્યના જાણવામાં હોય તો આડતીઆ મજકુરનો અખતિયાર ઇનકાર કરવાથી તેને પ્રતિબંધ કરતા બશછે જેમકે રામ્સડન વિ. ડાઅશનના કામમાં (લા રીપોટ હાઉશ ઓફ્ લોર્ડસ કેશોશ વા. ૧—પા. ૧૫૮) લોર્ડ ચાનશેલર બોલ્યા કે "જો ખરેખર મુખિને માલમ હોય કે આડતીઆ સાથે ધંધો કરનાર શખશો આડતીઆ મજકુરે કહેલો બધો મજકુર મુખીનિ ખાતરિવાળોછે એવી ધારણાને લિધે તેઓએ ધંધો કરયોછે અને આ પરમાણે જાણ્યા છતાં આ પરમાણે ધંધો કરનાર શખસોને આડતિઆ મજકુરને અખતિઆરછે એવી ધારણા પણ ખરૂ જોતાં અખતિઆર ન હોય ને પઇશા ખરચવા દેતો આવા કામમાં ઈકવીટિની કોરટ આડતિઆને અખતિઆર નહોતો એવી દલિલ બતાવવા મુખિને રજા આપશે નહિ.

| | |
|---|---|
| આડતીઆએ ગેર સમજુતી કરી અથવા કપટ કરયું તો તેનું કબુલાયત ઉપર કેવું પરિણામ થાય છે. | ૨૩૮ પોતાના મુખીયનું કામ ચલાવવાને પરશંગે કોઇ આડતીઆએ ગેર સમજુતી કરી હોય અથવા કપટ કરયું હોય તો આડતીઆ મજકુરે કરેલી કબુલાયતોને સબંધે તે ગેર સમજુતી તથા કપટનું પરિણામ ગેર સમજુતી તથા કપટ મજકુર જાણે મુખીએ કીધાં હોય તેજ પરમાણેનું થાય છે, પરંતુ જે બાબતોનો સમાવેશ આડતીઆના અખતીઆરમાં થતો નથી તે બાબતોમાં આડતીઆએ ગેર સમજુતી અથવા કપટ કરયું હોય તો તેથી મુખીના નફા નુકશાનમાં કાંઇ કમી જાસતી થતું નથી. |

દ્રષ્ટાંતો.

(અ) કાંઇ માલ વેચવા સારૂ બ નો આડતીઓછે જે ગેર સમજુતી કરવાનો બએ અધીકાર આપીઓ નહોતો એવી ગેર સમજુતી કરીને તે માલ ક પાશે તે ખરીદ કરાવેછે એ કરાર કની ઈછા ઉપરથી બ અને કએ બેઉને સબંધે નીરથક થવા યોગીછે.

(બ) અ બ ના વહાણનો કપતાન છે તે બિલસ ઓફ્ લેડિંગમાં લખેલો માલ વાહાણ ઉપર તેને પોહોંચ્યાં વગર બિલસ ઓફ્ લેડીંગ મજકુર ઉપર સહી કરેછે. બ તથા જે સખસને માલ મોકલવાનું જુઠું બતાવ્યું તે સખસ એ બેઉને સબંધે તે બિલસ ઓફ્ લેડીંગ નીરથક સમજવા.

એક ટ્રેઝરી એજંટ ઓફીસરે એક સખસ કે જેણે પ્રથમ કપટ રચેલું તેનો નિરપરાધી એજંટ જે પ્રતીવાદી હતો તેને તે કપટના અસરથી નાણા આપેલા હતા અને તે નાણા આપવામાં ટ્રેઝરી આફીસરે જોઇતી સાવધગીરી રાખેલી હતી અને તેણે કોઇ પ્રકારની બેફીકરાઇ રાખેલી નહી હતી તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીને જે નાંણા મળેલાછે તે પાછા આપવાને તે બંધાએલોછે અને તે એવી તકરાર કરી શકતો નથી કે તે નાંણાતો મે મારા મુખ્યને આપેલાંછે તેમ તે મુખ્ય વાદીનો નોકરછે તે હકીકત કોર્ટ ચલાવા શકતા નથી અને તેને પોતાની નોકરીની દરમિયાનમાં કપટ કરવું સેહેલું થઇ પડેલું હોય તેથી પ્રતીવાદી તે જવાબદારીમાંથી બચી શકતો નથી. ઇ. લા. રી. અ. વા. ૧ પાનું. ૭૯૨

---

# બાબ ૧૧ મો.

## પંત્યાળાં વિશે.

પંતીયાળુ એ- ૨૩૯ જે સખસોએ પોતાની મીલકત અથવા મહેનત અથવા કુ

ટલે શું પેહેડી એટલે શું. શળતા કાંઈ ઊદ્યોગમાં એકત્ર કરવાની તથા તેથી જે નફો ઊતપન થાય તે પોત પોતામાં વેંહેચી લેવાથી કબુલાત કરી હોય તે સખસો મધે જે સબંધછે તે સબંધને પંતીયાળુ સમજવું.

દ્રષ્ટાંતો.

બ) અ તથા બ એઓ રૂની ૧૦૦ ગાંસડી વેચાણ લેછે. અને તે બેઉને સમસત ખાતે વેચવાની તેઓ કબુલાત કરેછે. અ અને બ તે રૂ સબંધે પંતિઆળાછે એમ સમજવું

(બ) અ અને રૂની ૧૦૦ ગાંસડી વેચાણ લેછે. અને તે પોત પોતામાં વેંચી લેવાનું કબુલ કરેછે અ અને બ એઓ પંતિઆળા નથી.

(ક) બ સોનીછે તેની જોડે અ એવી કબુલાત કરેછે કે અ એ શોનું વેચાતું લઈને બ ને આપવું, અને બ એ તેના દાગિના કરવા તથા તે વેચિને નફો કીંવા ટોટો થાય તે તેઓએ વેંચિ લેવો, અ અને બ એઓ પંતીયાળાછે એમ સમજવું.

(ડ) અ અને બ એઓ સુથારનું કામ એકઠું કરવાનું કબુલ કરેછે, પરંતુ એવી કબુલાત કરેછે કે અએ શધળો નફો લેવો તથા બ ને પગાર આપવો. અ અને બ એઓ પંતિઆળા નથી.

(ઈ) અ અને બ એઓ એક વાહણના શમસ્ત માલિકછે એટલા ઉપરથી તેઓ પંતિઆળા થતા નથી.

ટીકા;—જયાં કેટલાક સખસો માલનિ ખરીદિમાં તે પાછો વેચી નાખવાના હેતુથી એકત્ર થાય તયારે પંતિઆળુ ઉતપન થાય છે. (રિડ વિ. હોલિનનોડ. બારનવાલ એન્ડ ક્રેશવેલ વા. ૪—પા. ૮૬૬]

ગાત્ર એકત્ર થવાથી અથવા સહુગાલિકિથી પંતિઆળુ થતું નથી. કોઇ એક કલબનિ કમીટિના મેંબરો એક બીજા તરફથી અથવા કલબના મેમબરો તરફથી એ ઉધાર લીધેલા માલને શારૂ તે શરવે જવાબદાર થાય એવી રિતે આડતિઆ નથી. પરંતુ જો એમ બતાવવામાં આવે કે કલબના સાધારણ હેતુની પુરવણીમાં એ ઊધાર ધંધો કરવામાં આવિઓ હતો, અથવા જે શખસોને જવાબદાર ગણવાની કોશીશ થતિ હોય તે શખશો તે કરારમાં અંદરખાનેથી શામીલ હતાતો સરવે મેમબરો જવાબદાર થઇ શકેછે. (ફુલેમીંગ વિ. હેકટર, મિશન એન્ડ વેલસબી વા. ૨—પા. ૧૭૨ ટોડ વી. એમલા એંડ વિલ્સબી વા. ૯ પા. ૬૦૬) બિજા દ્રષ્ટાંતમાં બતાવ્યો છે એના જેવા એકકેશમાં કબુલાત એવી હતિ કે એક સખસે તેલ ખરીદ કરવું અને પછી તે તેની અને બીજાઓની વચે વેંચિ લેવું, અને તેઓએ તેમના હીસ્સેશરથી કીંમત આપવી, ખરિદદારે દેવાળુ કહાડવાથી વેચનારે કિમતને સારૂ બિજાઓને જવાબદાર કરવાની કોશીશ કરિ, તેમાં ઠરાવ કરવામાં આવ્યો કે ખરીદદાર મુખિય દાખલ ખરિદિ કરી હતી, અને બીજાઓ તરફથી આડતિઆ દાખલ ખરિદી કરી ન હતી. અવે તેની અને તેમની વચે કાંઇ પણ પંતિયાળુ થયું ન હતું કે તેથી તેઓ જવાબદાર થઇ શકે (કુપ વિ. આયર, હેનરી બ્લાકસ્ટન વ., ૧–પા. ૪૯) આ કામમાં નફો વેંચી લેવાની કબુલાત વગર મિલકત એકત્ર કરવામાં આવી હતી, અને તેથી પંતાઆળું થયું નહોતું.

વળી નફો વેંચી લેવાની એકળી કબુલાયતથી પંતાઆળું ઉતપન થતું નથી તગજ પંતીઆળાનો તે નીરણયકારક પુરાવો પણ નથી આ બાબતનો મુખ્ય મુકદમો કોકશ વી હીકમનનો છે (હાઉસ આફ લોર્ડઝ કેસીસ વા. ૮—પા. ૨૬૮) આ કામમાં કેટલાક વેપારીઓએ પોતે મુસ્કેલાઇઓમાં હોવાથી બીજી ચોજો મધે વળી તેમનો રોજગાર ચલાવવા તથા તેમાંથી જે નફો થાય તે તેમના લેણદારોને વેંચી આપવા ટરસ્ટ ઉપર ટરસ્ટીઓને

તેમની મીલકત લખી આપી. તો પણ તે નફો બધા વેપારીઓની એકંદર મીલકત ગણુવાની હતી એ દસ્તાવેજ ઉપર લેણુદાર તથા ટરશટી તરીકે કોકસે સહી કરી હતી પણ વાસ્તવીક રીતે જોતાં તેમનો રોજગાર ચલાવવામાં ટરશટી તરીકે તે ચાલતો નહોતો. એ રોજગાર બીજા ટરસ્ટીઓ ચલાવતા હતા. રોજગાર ચાલતો હતો તે દરમીઆન હીકમન પાસેથી માલ મંગાવ્યો અને તે માલને પેટે તેણે જે હુંડીઓ લખી તે ઉપર કામ ચલાઉ ટરશટીઓ પૈકી એક ટરશટીએ સહી કરી સવાલ એ હતો કે કોકસ જવાબદાર થઇ શકે કે નહીં હાઊસ લોડજે અવલ કોરટનો ઠરાવ ફેરવીને ઠરાવ કરયો કે કોકસ જવાબદાર નથી એ પ્રમાણે ઠરાવ કરવાનું કારણ એછે કે તેની તરફથી કામ કરનાર સખસો એ વેપાર ચલાવતા નહોતા.

એક જગાએ ૫૭ સખશો લાકડાં કોરવાનો ધંધો કરતા હતા. પણ તે ધંધો ચડસા ચડસીને લીધે એટલો બધો સસ્તો કરી નાખવામાં આવેલો કે, કરનારાઓને તે છોડી દેવો પડે તેથી તે શખશોએ અરસ પરસ એવો કરાર કરયો કે અમુક સખસોને આગેવાન ઠરાવવા અને મજુરી અમુક દરથી લેવી, અને એક દુકાન રાખી તે કામ કરવું, અને કામ કરવાના પ્રમાણુમાં ઉપજ વેંચી આપવી, તેમ છતાં સદરહુ સખશોમાંના કેટલાકે તે કરાર તોડયો તેથી તેઓના ઉપર દાવો કરવામાં આવ્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે સને ૧૮૫૫ ના આકટ ૧૦માની કલમ ૪ પ્રમાણે આ ભાગીદારી કાયદેશર નથી, કારણકે તેમાં ૨૦ કરતાં વધારે વધારે સખસોછે, તેમ છતાં તે રજીષ્ટર કરવામાં આવી નથી, માટે કાયદા વિરૂદ્ધ થયેલી ભાગીદારી અગર આસોસીએશનનો કોઇ સખસ સદરહું કરારનો અમલ કાયદેશર ચાલતી કોરટમાં કરાવી શકતો નથી. ભીખાજી સાબાજી વિગેરે વિ. બાપુ સાજુ વિગેરે ઇ. લા. રી. મુ વા. ૧ પાનુ ૬૫૦

એક મમતાજ અલ્લીએ માજીશતરેટ પાશેથી ત્રણ વરષને માટે સરકારી હોડી પટે રાખેલી, અને તેમની સાથે એવો કરાર કરયો હતો કે, માજીશતરેટની પરવાનગી શિવાય મારે કોઈને તે પટો ભાડે આપવો અગર અસાઇન કરવો નહી તેમ છતાં તેણે એક બાદલને ભાગીદાર કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે સદરહુ કરારને લીધે તે ભાગીદારી રદ બાતલ થતી નથી ગૌરીશંકર વિ. મમતાજ અલ્લીખાન ઈ. લા. રિ. અ. વા. ૨ પાનુ ૪૧૧

જે શખસોએ પરશપર પંતીયાળુ કરયું હોય તે સખસોને એકંદરે પેઢી એવું નામ આપીયું છે.

કરજ આપનારે એ નફાનો ભાગ મળવાના કરારથી કરજઆપવું હોય તો તે ઉપરથી તે પંતીઆળો થતો નથી.

૨૪૦ જે સખસે કાંઇ વેપાર કીંવા ધંધો કરવા માંડયો હોય અથવા કરવા માંડવાનો હોય તે સખસને કોઇએ કરજ ધીરીને તેની સાથે જો એવો કરાર કરયો હોય કે નફા મુજબ બદલાતા દર પ્રમાણે સદરહુ કરજ ધીરનારને સખસ મજકુરે વ્યાજ આપવું કીંવા તેને કાંઇ નફાનો ભાગ આપવો તો માત્ર એટલાજ ઉપરથી સદરહુ ધીરનાર સખસ પંતીઆળો બનતો નથી કીંવા તે પંતીઆળા તરીકે જવાબદાર નથી.

પંતીઆળામાંથી છુટા પાડનાર પંતીઆળાએ અથવા મરનાર પંતીઆળાના પ્રતિનિધિઓએવા

૨૪૧ બીજી રીતનો કાંઇ કરાર ન હોય તો કોઈ પંતીઆળામાંથી છુટો પાડનાર પંતીઆળાએ અથવા એકાદ મરણ પામેલા પંતીઆળાના પ્રતિનિધિએ કાંઇ મીલકત પંતાળાના કામમાં વાપરવા સારૂ રહેવા દીધી હોયતો ઉપલા છેવટની કલમ મુજબ તેણે કરજ ધીરયું એવું સમજવું.

પરવા સારૂ રેહેવા દિધેલી મિલકત.

નોકરને અથવા આડતીઆને નફામાંથી હિસા તરીકે મેહેનતાણું આપુ તો તેથી તે પંતીઆળો થતો નથી.

૨૪૨ કોઇ વેપાર કીંવા ધંધામાં પડેલા કોઇ સખસે પોતાના નોકર કીંવા આડતિયાને વેપાર કીંવા ધંધા મજકુરના નફામાંથી હિસ્સા તરીકે મેનતાણું આપવાનો કરાર કરયો હોય તો માત્ર તેટલા ઉપરથીજ તે નોકર કીંવા આડતીઓ પંતીઆળા તરીકે જવાબદાર થતો નથી અથવા તેને પંતિઆળાના હક પ્રાપ્ત થતા નથી.

મરનાર પંતીઆળાની વિધવાને અગર બચ્ચાંને નફામાંથી વરસાન મળતું હોય તો તેથી તેઓ પંતિઆળા થતા નથી.

૨૪૩ જે સખસ કોઇ વેપારીના મરણ પામેલા પંતીઆળાની વિધવા કીંવા છોકરૂ હોય અને જેને વરસાન તરીકે તે વેહેપારીના ધંધાના નફામાંથી કાંઇ હિસ્સો મળતો હોય તે સખસને સદરહુ હિસ્સો મેળવ્વાના સબબ ઉપરથીજ માત્ર વેપારી મજકુરનો પંતિઆળો સમજવો નહીં અથવા જે જવાબદારિઓ તે વેપારીએ પોતાના અંગ ઉપર લિધિ હોય તેનો પણ તે જવાબદાર નથી.

ગુડવીલ વેચનાર સખસને નફામાંથી કાંઇ ભાગ મળતો હોય તો તેથી તે પંત્યાળો થતો નથી.

૨૪૪ કોઇ સખસે કોઇ ધંધાની ગુડવીલ વેચ્યાનો અવેજમાં તે ધંધાના નફામાંથી કાંઇ ભાગ વરસાન તરીકે અથવા બીજી રીતે તેને મળતો હોયતો તે ભાગ મળવાના કારણથીજ માત્ર સદરહુ ધંધો કરનારનો સખસ મજકુર પંતીયાળો થતો નથી, અથવા તેની જવાબદારીને તે પાત્ર નથી.

પોતે પંતીઆળો છે એવી ધારણા કોઇ સખસ કોઇની પાસે કરાવે તો તેની જવાબદારી.

૨૪૫ જો કોઇ સખસે કાંઇ સબ્દો બોલીને અથવા લખીને અથવા પોતાની વરતણુક ઉપરથી કોઇ બીજા સખસના મનમાં એવી ધારણા ઉત્પન કરી હોય કે કોઈ એક પેઢીનો તે પંતીઆળો છે તોતે સખસ સદરહુ બીજા સખસને તે પેઢીના પંતિઆળા તરીકે જવાબદાર છે એમ સમજવું.

કોઇ સખસ પોતે પંતિઆળો છે એવી સમજુતિ બીજાને કરવા દે તો તેની જવાબદારી.

૨૪૬ જો કોઇ સખસ પોતે પંતિયાળો છે એવી સમજુતિ કરવાની સમતી આપે તો તે સમજુતિના ભરોંસા ઉપર જે તીજા સખસોએ તે પંતિઆળાને ધીર કરી હોય તે ત્રીજા સખસોને સખસ મજકુર પંતિઆળા તરિકે જવાબદાર છે.

ટીકા;—આ કલમ ખસુસ કરીને એવા કેસોને લાગુ છે કે જ્યાં કોઈ સખસ જે પં

ત્યાળામાંથી નીકળ્યો હોય તોપણ તેના નામથી પેઢી ચાલવા દેતો હોય. આ સખસ અસલ પેઢિના ઘરાકને પંત્યાળા દાખલ સામાન્ય રીતે જવાબદાર છે. પણ જો સખસ મજકુર પંત્યાળામાંથી નીકળ્યા ઘરાક મજકુરને માલમ હોયતો તે સખસ જવાબદાર નથી ( કલમ ૨૬૪) જો નિકળેલા પંતિયાળાએ તેનું નામ વાપરવા ખરેખર પરવાનગી ન આપી હોય તો તેનું નામ વપરાય છે એટલીજ વાત જો તેને માલમ હશે તો આ અથવા પાછલી કલમ મુજબ પૂરતો પુરાવ થશે પણ જ્યાં પંતિઆળુ તુટયાની જાહેર ખબર ગેજીટમાં છપાવવામાં આવી હતી અને એ પેઢિના ઘરાકોમાં ફેરવવામાં આવી હતી ત્યાં ઠરાવવામાં આવ્યું હતુ કે પંત્યાળા મજકુરે તે પ્રમાણે કરવા વિરૂધ તાકીદ હુકમને માટે દરખાસ્ત કરવાને બીજા પંત્યાળાઓની ફરજ નથી, અને આ પંતિઆળુ તુટયાની વાત ન જાણતો હોય એવા કોઇ ત્રાહિત સખસના હાથની હુંડી તેણે સ્વિકારી હોય તે હુંડિઓને માટે તેઓ જવાબદાર નથી. ન્યુસમ વિ. કોલ્સ કાંપબેલ્સ રિપોરટ વા. ૨—પા. ૬૧૭

બીજા કોઈ સખસને તેના અખતિયાર વગર જે સખસ તે પંત્યાળો છે એમ બતાવે તો તે સખસને અટકાવવાને તાકીદ હુકમ આપવામાં આવસે (બુલોક વિ. ચાપમન ડિજેકસ એંડ સ્મેલ વા. ૨—પા. ૨૧૧)

પંતિયાળોસગીર હોય તો તે જાતે જવાબદાર નથી પરંતુ તેનો હીસો જવાબદાર છે.

૨૪૭. જે સખશ પોતાને લાગુ હોય તે કાયદા મૂજબ પાકી ઉમરે પોંચેલો ન હોય તે સખસને પંતિયાળાના નફામાં દાખલ કરી શકાયછે. પણ તે પેઢીની કોઇ પણ જવાબદારીને તે જાતે પાત્ર નથી પરંતુ પેઢીની મીલકતમાં તે શગીરનો જે હીસ્સો હોય તે પેઢીની ફરજોનો જવાબદાર છે.

સગીર પંતિયાળો ઉમરે પોહોચાથી તેની જવાબદારી.

૨૪૮. જે શખસને પાકી ઉમરે પોંચતા પહેલાં પંતિયાળાના નફામાં દાખલ કરયો હોય તે સખસ પાકી ઉમરનો થયા પછી સદરહુ મુજબ તે દાખલ થયો ત્યારથી ઉત્પન્ન થયલી તે પંતિયાળાની જવાબદારીને પાત્રછે પણ તે પંતિયાળામાંથી પોતે છુટો થયોછે એવી પ્રશિધ ખબર જો તે યોગ્ય વખતની અંદર આપેતો તે મુજબ સદરહુ પાત્ર નથી.

પંતયાળાના કરજ બાબત પંતયાળાની જવાબદારી.

૨૪૯. કોઇ સખસ પંતિઆળો હોય તે દરમીયાન પંતિઆળાનું કામ ચલાવવાને હમેશ મૂજબને પ્રસંગે તે પંતિઆળાએ અથવા પંતિળાની તરફથી કોઈએ કાંઇ કરજ કરયું હોય તથા કાંઇ જવાબદારી ઉતપન કરી હોય તે ફરજ તથા જવાબદારીનો એવો દરેક સખસ જવાબદાર છે. પરંતુ કોઈ શખસને કોઇ ચાલતી પેઢીમાં પંતિયાળો કરવામાં આવે તો સખશ મજકુર પંતિયાળો થયો તે પહેલાં જે કાંઇ કરવામાં આવ્યું હોય તે બાબત તે શખસ પંતિઆળો થયાના કારણથી તે પેઢીના માગનારોને જવાબદાર થતો નથી.

કોઈ એક સખસ કોઇ એક ચાલતી પેઢીમાં દાખલ થવાથી તે વખતે તેના ચાલતા આવેલા કરજોને માટે જવાબદાર થતો નથી કારણ કે જો કે પંતિયાળાઓને પંત્યાળાનો હીસાબ કોઈ પાછલી તારીખથી આવી જવાબદારીના પાયા ઉપર રાખવામાં આવે તોપણ આવી તરેહની ગોઠવણથી ત્રાહિત સખસોના હકમાં વધારો થશે નહીં. (વેરી વિ. આશધી બારનવેલ એંડ કેસવેલ વા, ૧૦—પા. ૨૮૮; ડીકિનશન વિ. વાલ્પી, બારનવેલ એન્ડ કેસવેલ વા. ૧૦ પા. ૧૪૨) પારખ એછે કે જે કરાર ઉપરથી પેઢી કોઈ સખસને પંત્યાળા

દાખલ જવાબદાર કરવા માગની હોય તે કરારની તારીખ કેહછે. એટલા માટે જ્યાં એ શખસ પેઢીનો ભાગદાર થતા પેહેલાં કરાર કરવામાં આવ્યો હતો, પણ તે કરારની રૂએ માલ સખસ મજકુર પંત્યાળો થયા પછી સ્વાધિન કરવામાં આવ્યો હતો તેમાં ઠરાવવામાં આવ્યું. કે એ સખસ જવાબદાર નથી (વાઇટહેડ વિ. બાકોન, મુડી એન્ડ રોબીનસન વા. ૨—પા, ૨૪૮) એમ કહી સકાય કે પેઢીમાં સખસ મજકુર દાખલ થવાથી તેણે બાહાલ રાખવા શરખુંજછે, પણ એ વાત યાદ રાખવી જોઈએ કે કોઈ સખસે બીજાએ કરેલું કૃત્ય બાહાલ રાખ્યુંછે એવા સબબ ઉપરથી તે શખસ જવાબદાર થતો નથી પરંતુ જો જે વખતે કૃત્ય મજકુર કરવામાં આવ્યું હોય તે વખતે તે તેની તરફથી કરવામાં આવ્યું હોયતો તે જવાબદાર થાયછે. (યંગ વિ. હંટર ટાનટન વા. ૪ પા. ૫૮૨)

એક પંતયાળાની ગફલતને લીધે અથવા કપટને લીધે પ્રત્યેક પંત્યાળા ત્રીજાસખશને જવાબદાર થાયછે.

૨૫૦. પેઢીનું કામ ચલાવવામાં કોઇ પંતિઆળાએ ગફલત અથવા કપટ કરયાથી ત્રીજા સખશોનો ટોટો અથવા નુકશાન થાય તે બાબતનો બદલો ભરી આપવાનો પ્રતિએક પંતિઆળો સદરહુ ત્રીજા સખશોનો જવાબદાર છે.

ટીકા;—જે ગફલત અથવા કપટની ફરિયાદ હોય તે ગફલત અથવા કપટ પંત્યાળાનું કામ ચલાવવાના હમેશ મુજબના પ્રસંગે થએલું જોઇએ જેમકે કોચના માલીકોની પેઢી તેના ભાગીદારો પઈકીના કોઇએક ભાગદારના ગફલત ભરેલી રીતે કોચ હાંકવાને માટે જવાપદાર ઠરાવવામાં આવીછે મોરેટન વિ. હારડન, બારનવેલ એન્ડ કેસવેલ વા. ૪ પા.૨૨૩) જો કોઇ એક પંત્યાળો પંતાળાની મીલકત ચોરવાને સારૂ કોઇ સખશ ઉપર દ્વેષ બુધિથી ફરિયાદ ચલાવે તો તેને માટે પેઢી જવાબદાર થશે નહીં, કારણ કે આ પ્રમાણે થએલો ટોટો કામ ચલાવવામાં ગફલત અથવા કપટ કરયાથી થયોછે. એવું કહી શકાય નહીં. (આરબકલ વિ. ટેલર, ડાઉલીંગ વા. ૩ પા, ૧૬૦)

કોઇ એકાદા પંત્યાળાએ કરેલા કપટને માટે જો કપટ મજકુર પંતાળો મજકુર તેના અખતિયારની હદમાં રહીને કરતો હોય તે દરમીયાન થયું હોય તો તેના સહ પંત્યાળા જવાબદારછે, અને તેઓનો તે વાતમાં કાંઈ પણ હાથ ન હોય તથા તે કપટના ફલમાં તેમનો કાંઇ પણ ભાગ ન હોય તે હકિકત લાગુ નથી જેમકે કોઇ એક સોલિસીટરની પેઢીમાંનો એક ભાગીઓ કોઈ અશીલ પાશેથી ગીરોમાં નાંખવાને સારૂ અથવા અશીલ મજકુરના માગનારાઓની સાથે બંદોબસ્ત કરવાને સારૂ તેણે લાધેલા પઇશાનો ખોટો ઉપયોગ કરે તો આખી પેઢી જવાબદારછે (આટકીનસન વિ. માકરેથ, લા રીપોરટસ ઈક્વીટી વા. ૨ પા. ૫૭૦ સેંટ ઓબીન વિ. સ્માલ લા રીપોર્ટસ ચાનસરી કેસીશ વા. ૩ પા. ૬૪૬

સહ પત્યાળાને જવાબદાર કરવાનો પંત્યાળાનો અધિકાર.

૧૫૧. કોઈ પંતિઆળો જે પંતિયાળાનો ભાગીઓ હોય તે, પંતિયાળાના જેવા પંતિયાળાનો ધંધો ચલાવવામાં કાંઇ જરૂરનું અથવા હમેશ કરાવવામાં આવતું હોય એવું કોઇ પણ કૃત્ય કરે તો તે કૃત્ય કરવાને સારૂ પંતીયાળો મજકુરને તેના સહ પંતીયાળાઓએ યોગ્ય રીતે જાણે આડતીઓ નિમીઓ હોય તેટલેજ દરજે કૃત્ય મજકુરથી સદરહુ સહ પંતિયાળાઓ બંધાયલા છે.

અપવાદ—જો પંતીઆળાઓ મધે એવી કબુલાયત થઇ હોય કે તેઓમાંથી કોઇએક પંતીઆળાના અખતિઆરમાં કાંઇ મર્યાદા રાખવી તો તેવી કબુલાયત વિરૂધ કોઈ પણ ક

ત્ય થયું હોય ત્યારે જે સખસોને તે કબુલાયતની ખબર હોય તે સખશોને સબંધે તે ક-રારથી પેઢી જવાબદાર થતી નથી.

દ્રસ્ઠાંતો.

(અ) અ અને બ પંત્યાળે વેપાર કરેછે. અ લંડન ગધ્યે રહેછે અને બ હીંદુસ્તાન માં રહે છે અ પેઢીને નામે એક હુંડી આપેછે. એ હુંડી વિશેની ખબર બ ને નથી, અને તે કાર્યમાં બ ને ફાયદા ગેરફાયદાનો સબંધ નથી તે હુડી કેવી હકીકતને સબંધે આપી છે તેની ખબર જેના હાથમાં હુંડી હોય તેને ન હોય તો હુંડી મજકુરને સારૂ પેઢી જવાબદાર છે.

(બ) અ એક શોલીશીટર અને એટરનીઓની એક પેઢીમાંનો છે. તે પોતાની પેઢીને નામે હુડી વગર અધિકારે આપે છે એ હુંડી વિશે બીજા પંત્યાળાનો જવાબદાર નથી.

(ક) પંતિયાળુ કરીને અ અને બ શાહુકારી પેઢીનું કામ ચલાવે છે. પેઢીની તરફથી અ પાસે કાંઇ પઇશા આવે છે. એ પઇશા આવ્યાની વાત અ બ ને જણાવતો નથી, અને પછાડીથી અ તે પઇશા પોતાના ઉપયોગમાં લે છે. એ પઈશા ભરી આપવાને પતિયાળુ જવાબદાર છે.

(ડ) અ ને બ પંતિયાળા છે. બ ને ઠગવાના હેતુથી અ એક દુકાન ઉપર જઇ પોતાની પેઢીની તરફથી પંતિયાળાનો ધંધો હમેશ મુજબ ચલાવતાં કામમાં આવે એવી એક વસ્તુ ખરીદ કરે છે તે વસ્તુ અ ખુદ પોતાના ખાનગી કામમાં લે છે. અને તે વસ્તુ વેચનાર સખસ જોડે તેણે ગશતરત કરી નથી તે પદારથની કીંમત સારૂ પેઢી જવાબદ.રછે.

ટીકાઃ—પંતિયાળાનો ધંધો ચલાવવામાં શું જરૂરનું અથવા હમેશ કરવામાં આવતુ હોય એવું છે તે (અ) તથા (ખ) દ્રષ્ટાંતોમાં બતાવામાં આવ્યું છે, એટલે કે સાધારણ વહેપારની પંતિયાળાઓમાં હુંડાઓ આપવાનો તથા સ્વીકારવાનો અખતિયાર કાયદા ઉપરથી નિકળેછે; પણ બીજા પંતિયાળાઓમાં જેવાકે સોલીશીટરોના પંતિયાળાઓમાં જે પક્ષકાર પેઢીને જવાબદાર કરવા માગતો હોય તેણે સ્પસ્ટ અખતિઆર સાબીત કરવો જોઇએ (ડીકિનસન વિ. વાલપી બારનવોલ એન્ડ કેસવેલ વા. ૧૦ પા. ૧૪૧ ફ્રીસર વિ. ટેલર હેરે વા, ૨ પા. ૨૧૮) સાધારણ લખીતવાર કરારની બાબતમાં જે સખસો પક્ષકાર ન હોય અને એ લેખી દસ્તાવેજ ઉપર સહી ન કરી હોય તે સખસો ઉપર પડદામાં રાખેલા મુખ્યઓ અથવા છાના પંતિયાળાઓની માફક દાવો થઇ શકે ( બેકહામ વિ. ડેક ગિશન એન્ડ વેલસ બી. વા. ૮ પા. ૮૪૬).

કોઇ વેહેપારના પતિયાળાને તેની પેઢી તરફથી તેના નામથી ખાતુ પાડવાનો અખતિયાર નથી (આલાયનસ બેંક વિ. કરસલી લા રીપોરટસ કોમન પ્લીઝ વા. ૬ પા. ૪૩૩) એવા કરારો પેઢીના નામથી કરવા જોઇએ નહિ તો તે કરાર પેઢીને બંધન કારક થશે નહિ. એટલા માટે એક ભાગીઆના નામથી આપેલા ચેક ઉપરથી પેઢી જવાબદાર થઈ શકશે નહિ, પછી પેઢીમાં ઉપજ આવી હોય તેની ચિંતા નહી. (એમલી વિ. લાય, ઇસ્ટ વા. ૧૫ પા. ૭)

હરેક પંતિયાળાને પેઢીના લેણા પઈશા લેવાનો તથા કાયદેસર પાવતિઓ આપવાનો અખતિયાર છે. હાકસો વિ. પારકિનસ, સ્વાનસ્ટન વા. ૨ પા. ૫૪૬) એક પંતિયાળાને પેઢીના લેણાનો તોડ જોડ કરવાનો કે પોતાનું દેવું તેમાં મજરે ગણવાનો અખતિયાર નથી, (યંગ વિ. વાઇટ, બીવનસ રીપોરટસ વા. ૭ પા. ૫૦૬) એક પંતિયાળો બધાના નામથી દાવો બાંધવાને, અથવા બધા ઉપર થએલી ફરીયાદનો જવાબ આપવાને મુખતિયાર છે, (વા

ઇટ હેડ વિ. બ્રુઝસ, ક્રોધટન એન્ડ ગીશન વા. ૨ પા. ૩૧૮) એક કેશમાં એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે બે પંતિયાળાઓએ કામ ન ચલાવવા કરેલી કબુલાયત ત્રીજા પંતિયાળાઓએ બીજાઓની જાણ બહાર મુળ ફરિયાદ માંડેલી તે પંતિયાળા ઉપર બંધનકારક છે (હારવુડ વિ. એડવરડઝ, પંતિયાળા બાબત ગાઉ સાહેબનું પુસ્તક પા. ૬૫ માં નોટ જોવી) વળી બીજો ઠરાવ એવો છે કે કોઇ બાબત બ વાદીમાં સોંપવાની કબુલાયતથી અથવા ફેંસલામાં સંમતી આપવાથી એક પંતિયાળો પેઢીને બંધનમાં નાખી શકતો નથી (હાટન વિ. રોયલ હરલસ્ટ (એન્ડ નોરમન વા. ૩ પા. ૫૦૦; હાગ બરોજ વિ. ડોલા કરાઉઇ કામન બેન્ચ વા. ૩ પા. ૭૪૨.)

કોઈ ઘર ભાડે આપવાનો કરાર કરવો અથવા પંતિયાળાની મિલકત ગીરોમાં આપવી, એ પેઢીનો ધંધો ચલાવવામાં હમેશ કરવામાં આવતુ હોય એવું કૃત્ય નથી, અને એટલા માટે આવા કારયોની બાબતમાં એક પંતીયાળો બાકીનાઓને બંધનમાં નાંખી શકતો નથી. (શારપ વિ. ગિલીગન, બીવનસ રિપોરટસ વા. ૨૨ પા. ૬૦૬; જગજીવનદાસ કિકાશા વિ. રામદાસ બ્રીજભુખણદાસ, મુરસ ઈંડીયન અપીલ્સ વા. ૨ પા. ૪૮૭) પરંતુ પંતિયાળામાં જ્યાં પઇશા કરજે કાઢવાનો અખતિયાર હોય ત્યાં પેઢીની જંગમ મિલકત ગીરો મુકવાનો પણ અખત્યાર હોય છે. (રીડ વિ. હોલોનશેડ, બારનવાલ એન્ડ કરેસવેલ વા. ૪ પા. ૮૬૭.)

ભાગીદારોના અંગભૂતો તરફથી એક ભાગીદાર હોય તો તે બસ છે સબબ તેને નોટીસ આપવામાં આવે એટલે તેણે ચોપડા રજુ કરવા જોઈએ. હાજીજાકરીઆ વિ. હાજીકાસિમ. ઇ. લા. રિ. મુ. વા. ૧ પા. ૫૯૬,

જે કરાર ઉપરથી પંતિયાળાઓના હકો તથા જવાબદારી ઠરેલી હોય તે કરાર રદ કરવા વિશે.

૨૫૨. જ્યારે પંતિયાળાઓએ કરાર કરીને પોતાને પરસ્પરને સબંધે પોતાના હકો તથા ફરજો વિશે નિયમ કરયા હોય તથા તેનાં લક્ષણો ઠરાવ્યાં હોય ત્યારે એવો કરાર સરવેની સમતીથીજ માત્ર રદ કરિ શકાય છે; અથવા ફેરવી શકાય છે. એ સમંતિ સ્પષ્ટ રીતે આપવી જોઇએ અથવા ધંધો ચલાવવાના કોઇએક સરખા વહીવટ ઉપરથી ગરભીત સમજાઇ જોઇએ.

દ્રષ્ટાંતો.

અ બ અને ક એવો પંતિયાળુ કરવાના હેતુથી લખેલી કબુલાયત કરેછે કે પંતિયાળાથી જે એન નફો થાય તે પોત પોતામાં સરખે હિસે વેંહેચી લેવો. એ પછી તેઓ પંતિયાળાનું કામ ઘણા વરસ સુધિ ચલાવે છે અને અ ને એન નફામાંથી નિમે નફો મળતો જવછે અને બાકીનો નિમે બ અને ક સરખે હિસે વેંહેચી લેછે. એ વ્યવસ્થા સર્વે પક્ષકારોને માલમ છે અને સરવે તે કબુલ રાખી છે નફો વેંહેચી લેવા વિસે સદરહુ કબુલાયતમાં જે ઠરાવ છે તે ઉપલા વહિવટને લિધે રદ થાયછે.

જુદી રીતનો કરાર ન હોય તો પંતીયાળાઓના પોત પોતાના હકો ઠરાવવા વિશેના નિયમો

બીજી રીતનો કાંઇ કરાર ન હોયતો પંતીયાળાઓના પરસ્પરના સબંધો નિચે લખેલા નિયમોથી ઠરાવવામાં આવસે.—

ટીકા—પંતિયાળાની મિલકત રોકવા બાબત લીંટલી સાહેબ નિચે પ્રમાણે નિયમો આપે છે.

(૧.) જે મિલકત પંતિયાળાની પુંજીમાં પ્રથમથી લિખી હોય અથવા જે પંતિયાળાના પઇશાથી વેચાણુ લિધેલી હોય અથવા જે પંતીયાળાના ધંધાને માટે મેળવેલી હોય તે સરવે મિલકતના માલિક સરવે પંતિયાળાઓ સમસ્ત છે. એવી સરવે મિલકતને પંતિયાળાની મિલકંત એવું નામ આપ્યું છે. પંતિયાળાએ પંતિઆળામાં પ્રથમ જે ભાગ આપ્યો હોય તેની કિમતમાં નફા તોટાના પોતાના હિસ્સાથી જે વધગટ થવાની તે થતાં જે રકમ થાય તેટલો પંતિયાળાનો પંતિયાળાની મિલકતમાં હિસો છે એમ સમજવું

મિલકત નિચે મૂજબ રોકવી;—

ટીકા—એ પેઢીનું કરજ તથા જવાબદારિઓ બીન પંતિઆળાઓને આપવામાં.

(૨.) પંતિઆળાના ધંધામાં જે નફો થાય તે સરવે પંત્યાળાઓને સરખે હિસ્સે વેંચી લેવાનો હક છે. તેમજ પંતિયાળામાં થએલો ટોટો સરવે પંતિળાઓએ સરખે હિસ્સે ભરવો જોઈએ.

ટીકા;—કોઇ પંતિયાળાએ પંતિયાળાની પૂંજી શિવાય જે બીજી રકમો પેઢીને ધીરેલી હોય તેવું લેહેણું ફાળા પ્રમાણે દરેક પંતિયાળાને આપવામાં,

(૩.) પ્રતેક પંતિઆળાને પંતિઆળાના ધંધાનો વહિવટ કરવામાં સામિલ થવાનો હક છે.

ટીકા;—પુંજીની બાબતમાં દરેક પંતિઆળાનું પેઢી પાસે જે લેહેણું હોય તે ફાળા પ્રમાણે આપવામાં.

(૪.) પંત્યાળાના ધંધાનું કામ પ્રતેક પંત્યાળાએ ઉદ્યમ રાખીને કરવું એ પ્રતેક પંતિઆળાની ફરજ છે. અને તે કામ કરવા બદલ કાંઈ પણ મેહેનતાણું મળવાનો પંતિઆળાનો હક નથી.

ટીકા;—જો છેવટ કાંઇ બાકી રહે તો તે બાકી રહેવું પંતિયાળાઓ વચે સરખે હિસ્સે નફા દાખલ વેંચવું, પણ જો કાંઇ વિરૂધ બતાવી શકાતુ હોય તો સરખે હિસ્સે ન વેહેંચતાં તે પ્રમાણે કરવું ( પંતિયાળા વિશે લીંડલી સાહેબનું પુસ્તક પા. ૭૯૦)

જેમ કે 'અ' તથા 'બ' એ લેખી કલમો વગર પંતિયાળું કરયું. કબુલાયત એવી હતી કે નફો તથા ટોટો સરખે હિસ્સે વેંચી લેવો. 'અ' ગુજરી ગયો અને એમ માલમ પડયું કે 'બ' કરતાં 'અ' એ ૧૯૦૦ પાંન્ડની રકમ પુંજીમાં વધારે નાખી હતી. એટલી પુંજી ફકત ૧૪૦૦ પાંન્ડ હતી તેમાં ઠરાવવામાં આવ્યું કે ૫૦૦ પાંઉન્ડની બાદમાં બંને પંતિયાળાની મિલકતમાંથી સરખે હિસે ભાગ મળવો જોઇએ. ( નોવેગ વિ. નોવેલ લા રિપોર્ટ ઇકવિટિ વા. ૭—પા. ૫૩૮)

એ કરજ આપ્યા પછી પુંજી બંને પંતિઆળાઓનાં કયાપિટલ જેટલી ન હોય તો જે સખસ જાસતી કયાપિટલ લાવ્યો હોય તેટલી જાસતી રકમ આપી દેવા તે બંનેને પ્રથમ કહેવું જોઈએ. પછી બાકી રહેલા પુંજીમાં તેમના ભાગના પ્રમાણમાં વેંચી લેવી જોઇએ. (વુડ વિ. સકોલ્સ, લા રિપોર્ટ ચાનસરી કેસિસ વા. ૧—પા. ૩૬૯)

(૫.) જો પંતિયાળાના ધંધાને લગતો સાધારણ બાબતમાં પંતિઆળાઓના અભિપ્રાય એક એકથી જુદા પડે તો પંતીઆળાઓમાંથી ઘણા જનોનો જે મત હોય તે પ્રમાણે ઠરાવ કરવો; પરંતુ સરવે પંતિઆળાઓની સમતિ થયા શિવાય પંત્યાળાના ધંધાના સ્વરૂપમાં કાંઇ ફેરફાર કરી શકાતો નથી.

(૬.) સરવે પંતિયાળાઓની સમતી સિવાય કોઇપણ સખસને પેઢીમાં નવો પંતિ-

થાળો કોઇ સખસથી કરી શકાતો નથી.

(૭.) જો કોઇપણ કારણને લિધે પંતિઆળાનો કોઇપણ ભાગિયો ભાગિયાપણા-માંથી બંધ પડે તો બાકીના સરવે ભાગિઆઓને સંબંધે પંતિઆળું ભાગી પડ્યું એમ સમજવું.

(૮.) પંતિયાળું કાંઈ એક નિમેલી મુદત સુધિને વાસ્તે કરયું ન હોય તો કોઇપણ પંત્યાળો ગમે તે વખતે પંત્યાળાગાંથી છુટો પડિ શકેછે.

(૯) જો પંતિયાળુ અમુક મુદત સુધીને સારૂ કરયું હોય તો સરવે પંતિયાળાઓની સમતિ શિવાય તે મુદત ચાલુ હોય તે દરમીઆનમાં કોઇ પણ પંતિયાળો પંતિયાળાગાંથી છુટો પડી શકતો નથી અને કોરટના હુકમ શિવાય કોઈ પણ પંતિયાળાને બાકીના પંતિઆળાઓ કાંઇ પણ કારણે કાહાડી મૂકી શકતા નથી.

(૧૦) પંતીઆળું કાંઇ અમુક મુદત સુધીને સારૂ કરયું હોય કીંવા નહી કરયું હોય તો પણ કોઇ પંતીયાળો મરણ પામે તો પંતીયાળુ ભાગી પડેછે.

કોરટ પંતયાળું ક્યારે ભાગી શકે છે. — કોઇ પંતીયાળાએ દાવો કરયા ઉપરથી નીચે લખેલે પ્રસંગે કોરટ પંતીયાળું ભાગી શકેછે.—

ટીકા—જયારે પંતિયાળું અમૂક મુદત સુધીને સારૂ કરયું હોય ત્યારે ફકત કોરટે દર-મીયાન આવવાની જરૂર છે, બાંધેલા મુદત વગરના પંતીયાળા વચેની ફરિઆદોમાં કોરટ સામાન્ય રીતે કાંઇ પણ દાદ આપશે નહી. પણ જો પંતિયાળું ભાગવાને સારૂ કરારમાં વિનંતી દાખલ કરી હોય તો જુદી વાતછે. (જ. નાગ ભુશાનમ વિ. ક. ગંગાયા મદ્રાસ હા-ઇકોરટ રીપોર્ટસ વા. ૨—પા. ૨૮)

અંગરેજી ઠરાવો મુજબ કોરટને હુકમનામુ કરી આપવાને માટે પંતીયાળાની દીવાન-ગી કાંયમ અને અસાધ્ય હોવી જોઇએ. (કરબી વિ. કાર, યંગ એન્ડ કાલીઆર એકસચેકર) વા. ૩—પા. ૧૮૪)

(૧.) જ્યારે કોઇ પંતીઆળો અસાવધ બુધીનો થાય ત્યારે;

(૨) જ્યારે દાવો કરનાર પંતિઆળા શિવાય બીજો કોઇ પંતિઆળો નાદાર દેણદાર વિશેના કોઈ કાયદા મુજબ નાદાર ઠેરવવામાં આવ્યો હોય ત્યારે;

(૩.) જ્યારે દાવો કરનાર પંતિયાળા શીવાય બીજા કોઇ પણ પંતીયાળાએ એવું કાંઇ પણ કૃત્ય કરયું હોય કે તેથી કરીને સદરહુ બીજા પંતીયાળાનો નફા તોટાનો સરવે સંબંધ કાયદા મુજબ ત્રીજા સખસ પાસે જતો હોય ત્યારે.

ટીકા—કોઈ પંતીઆળો તેનો હીસો એકાદા હુકમનામાની બજાવણીમાં લેવા દેતો તે-નું પરીણામ પણ પંતિયાળા મજકુરે નફા ટોટાનો સરવે સબંધ ખુશીથી લખી આપ્યા સરખો થશે [જાનસન વિ. ઇવાંસ માયાનીંગ એન્ડ ગરેજર વા. ૭—પા. ૨૦૪)

(૪.) જ્યારે કોઈ પણ પંતીઆળો પંતીયાળાના કરાર મૂજબ પોતાને ભાગે જે કરવાનું હોય તે કરવાને અશક્ત થાય ત્યારે.

(૫.) જ્યારે દાવો કરનાર પંતીયાળા શીવાય કોઈ બીજો પંતીઆળો પંતીઆળાનાંકામકાજમાં અથવા પોતાના પંતીઆળાઓ જોડે ભારે ગેરવરતણુક કરયાનો તકસીવાર હોય ત્યારે

ટીકા—આ ગેરવરતણુક કાંતો એવી હોવી જોઈએ કે તેથી દાવો બાંધનાર પંતીયા-ળાના કામ કાજમાં ભાગ લેતાં અટકાવ યતો હોય, અથવા તે એવા પ્રકારની હોવી જોઈ-

એ કે જે સખસો પંતીયાળાને ધંધો ચલાવવાના હોય તેમની વચે જે પરસ્પર ભરૂસો હોવો જોઇએ તે ભરૂસાનો તેથી નાશ થતો હોય જેમ કે જ્યાં એક પંતીઆળો કપટ ભરેલા વીસ્વાસ ઘાતનો તકશીરવાર થવાથી તેના ઉપર ફોજદારી બનાવવાને લાયક થયો હતો, ત્યાં તેના સહપંતીયાળાને એ પંતીઆળું ભગાવવાનો હકછે એવું ઠરાવવામાં આવ્યું હતું, (ઈસેલ વિ. હેવરડ, બીવનશ રીપોરટ વા. ૩૦—પા. ૨૫૮)

જ્યાં એમ દેખાય કે કોઇ પંતીયાળાની ગેરવરતણુકનો હેતુ તેના સહ પંતીઆળાઓ પાસે પંતીઆળું ભગવવાનો છે ત્યારે એ ગેરવરતણુકવાળા પંતિયાળાને તાકીદ હુકમથી કોરટ અટકાવશે. જેમકે જ્યાં પ્રતિવાદીએ અમુક મુદત સુધિને સારૂ વાદી સાથે કરેલું પંતિઆળું ભગાવવાનો આગ્રહ કરયો, અને જુની પેઢીના નામમાં બીજા પંતીયાળામાં તે દાખલ થયો તે કામમાં બાંધેલા મુદત વિતી જાય ત્યાં સૂધી વાદીની સાથે શિવાય વેહેપાર ચલાવવા અટકાયતનો તાકીદ હુકમ કોરટે આપ્યો (ઇંગ્લાંડ વિ. કરલીંગ, બીવનસ રીપોરટસ વા. ૮—પા. ૧૨૯)

(૬) જયારે પંતીઆનો ધંધો ચલાવ્યાથી માત્ર તોટોજ થતો હોય ત્યારે.

કેટલાએક સખસોએ અમુક વ્યાપાર ચલાવવાની ભાગીદારી કરી હતી ત્યાર પછી તે ભાગીદારીની સ્થિતિ એવી થઇ કે તે ભાગીદારનું કામ ભાગિદારિમાં ખોટ ગયાવિના આગળ ચાલી શકે નહી તે ભાગિદારી બંધ કરવાના હેતુથી એક દાવો કરવામાં આવ્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે ભાગીયા ઉપર બીજો "કાળ" કર્યા વિના તે ભાગીદારીનું કામ ચાલે તેવું નથી. દેવું એકઠું થાયછે. અને જે પુજી આપવાને કબુલ કરેલું તેટલી પુજીથી પણ કામ ચાલે તેવું નથી એમ જણાયછે. તેથી તે બંધ કરવાનું હુકમનામુ કરવું જોઇએ. કાવસજી ન્હાનાભાઈ વિ. લાલભાઇ લલુભાઇ ઈ. લા. રી. મુ. વા. ૧ પા. ૪૬૮

ધંધો કરવાની મના હોય તો પંત્યાળું ભાગીપડેછે

૨૫૫. જે ધંધો વિશે પંતીઆળું કરયું હોય તે ધંધો કરવાની મનાઇ કાયદાથી થાય તો તે પંતીયાળું સરવે કોઈ પ્રસંગે ભાગેછે એમ સમજવું.

જે મુદતને માટે પંત્યાળું કરયું હોય તે મુદત થઇ ગયા પછી પંત્યાળું ચાલુ રાખ્યું તોપંતીયાળાઓના હક તથા જવાબદારી.

૨૫૬. જે પંતિયાળું અમુક મૂદત સુધિને સારૂ કરવામાં આવ્યુ હોય તે પંતીઆળું તે મુદત પુરી થયા પછી ચાલુ રાખવામાં આવે ત્યારે જુદી રીતની કબુલાયત ન હોય તો પંતિયાળાઓના હકો અને તેની ફરજો પુરી મુદત થતી વખતે જેવી હતી તેવીજ કાયમ રહેશે પરંતુ કોઇપણ પંતિયાળાની ઈછા ઉપરથી ભાગી શકાય એવા પંતીયાળાને સદરહુ હકો તથા ફરજો જેટલે દરજજે લાગુ પડી શકતી હોય તેટલેજ દરજ્જે હકો તથા ફરજો મજકુર સદરહુ ચાલુ રાખેલા પંતિયાળાને લાગુછે એમ સમજવું.

પંત્યાળાઓના સામાન્ય ધરમ.

૨૫૭. સરવે પંતિયાળાઓને સરવોતકૃષ્ટ ફાયદો થાય એવી રીતે પંતિઆળાનો ધંધો ચલાવવો તથા પરસ્પર નિયાયથી તથા ઇમાનદારીથી વરતવું તથા પંતિયાળાં સબંધિની તમામ વાતોની સમપુરણ હકિકત તથા ખરા હિસાબ હરકોઈ પંતિયાળાને તથા તેના કાયદેસર પ્રતિવાનીધીને આપવા, એ સરવે પંતિયાળાઓની ફરજછે.

ટીકા;—જો પંતિયાળુ મરજી સુધી ચાલે તેવું હોય અને તે ભાગવા વિશેની કાંઈપણ કલમ નહોય તો આ કલમમાં ઠરાવેલી ફરજો પઈકી એક ફરજ તોડેતો કોઇ પંતિયાળાને અટકાવવા તાકિદ હુકમ સામાન્ય રીતે આપવામાં આવશે નહીં. હોલ વિ. હોલના કામમાં (બીવન્સ રીપોર્ટસ વા. ૧૨ પા. ૪૧૪) પંત્યાળુ એકવીસ વરસની મુદત સુધિનું હતું, ત્યાર

ગહીના અગાઉની જાહેર ખબર આપેથી તે ભાગવાનો કરાર હતો. આ કામમાં વાદીને પંતિઆળાના ધંધામાંથી પ્રતિવાદીએ કાહાડી મુકયો હતો તેવી ફરિયાદ ઉપરથી પંતિયાળાના પઇશા પંતિયાળાના ધંધાના હમેશના નહિવટથી જુદી રીતે રોકવા તથા કરારની રૂઇએના તેના હક બજાવતાં વાદિએ અટકાયત કરતો પ્રતિવાદિને અટકાવવાનો તાકિદ હુકમ આપવામાં આવ્યો હતો. દાદ માગવા કોરટને દરખાસ્ત કરવાનો હક દરખાસ્ત કરનાર પક્ષકારની વરતણુકથી બંધ થઇ શકેછે; કારણ કે "પંત્યાળાના ધંધાના સબંધમાં કોરટનું એ ધોરણ છે કે જે પંતિયાળો એવી ફરિયાદ કરતો હોય કે બીજા પંતિયાળાઓ પોતાની તરફ તેમની ફરજ નથી બજાવતા તે પંતિયાળો હમેશ તેમની તરફ પોતાની ફરજ બજાવવાને તઇયાર હોવો જોઇએ તથા પોતે તઇયારછે એમ કહેવું જોઇએ" (કોનસ્ટ વિ. હેરીસ, ટરનર અને રસલ પાનું ૫૧૪)

પંતિયાળાં સબંધીના કારયગાં થયલા લાભમાં હીસાબ પેહેડીનેઆપવો જોઇએ.

૧૫૮. પંતિઆળા સાથે સબંધ રાખનાર કોઇ પણ કારય ઉપરથી જો કાંઇ નફો થાય તો તે નફાનો હિસાબ પંતિઆળાએ પોતાની પેઢીને આપવો જોઇએ.

દ્રષ્ટાંતો.

(અ) અ બ અને ક એઓ પંતિઆળે વેપાર કરેછે. અ અને બ ને ન જણાવતાં જે ઘરમાં પંતિઆળાનું કામ ચાલેછે તે ઘરનો પટો ખુદ પોતાનાજ લાભને માટે ક મેળવેછે. અ તથા બ ની ઇછા હોય તો તે પટાથી લાભ થાય તેમાં ભાગ મળવાનો હક તેઓનેછે.

(બ) અ બ અને ક એઓ પંતિઆળે વેપાર કરેછે. અને તેઓનો વેપાર મુંબાઈ અને લંડન મધેછે. ડ લંડનનો એક વેપારી છે તેની પાશે તેઓ માલ મોકલેછે. ડ ને માલ મોકલ્યા કરે તેને સારૂ ક પોતાની સતા વાપરે તેના અવેજમાં માલ મોકલવા બાબત જે દસ્તુરી ડ ને મળેછે તેમાંથી કાંઇ ભાગ ડ છુપી રીતે ક આપેછે, એવી રીતે ક તે જે પઇસો મળવો તેનો હિશાબ તેણે પેઢીને આપવો જોઇએ.

ટીકા;—જે પ્રસંગે કોઇ એકાદ પંતિઆળાએ પંતિઆળાની સાથે સબંધ રાખનાર કારયોમાંથી પોતે કંઇ નફો અયોગ્ય રીતે મેળવ્યો હોય તે પ્રસંગે જોકે પંત્યાળુ ભાગના વિષેની દરખાસ્ત ન હોય તો પણ તેના ઉપર દાવો ચાલી શકેછે. જેમકે, જ્યાં એક પંતિઆળાને પેઢીની તરફથી માલ ખરીદ કરવા નિમેલો તેણે પેસ્તર જે માલ ઓછી કીંમતે ખરીદ કરેલો તે માલ બજાર ભાવે પેઢીને આપ્યો અને એ રીતે પોતે ઘણો નફો મેળવ્યો એમાં ઠરાવવામાં આવ્યું કે આ રીતે મેળવેલા નફાનું પંતિયાળા મજકુરે પેઢીને હિશાબ આપવો જોઇએ. (મદ્રાસ હાઈકોરટ રીપોરટસ વા. ૩ પા. ૩૧; બેન્ડલી વિ. કરેવન, બીવન્સ રીપોર્ટસ વા. ૧૮ પા. ૭૫) જ્યારે કોઈ પંત્યાળાનો ખુદનો ફાયદો અને તેના સહપંતિયાળાઓની તરફ તેની ફરજ એ બે એક એકથી વિરૂધ હોય ત્યારે એ કારય કોરટ કાયમ રહેવા દેશે નહી એજ ધોરણ ઉપર કોઈ કંપનીનો ડીરેકટર જે વળી એ કંપનીની સાથે ધંધો કરનારી કોઈ પેઢીનો ભાગીઓ હોય તે ડીરેકટર એ કંપની વિરૂધ અમલમાં આણીશકાય એવો કરાર કરી શકશે નહી. (ફોસ્ટર વિ. આકસફરડ રેલવે કંપનિ કોમન બેંચ વા. ૧૩—પા. ૨૦૦) પોતાના સહપંતિયાળાઓને ખરચે લાભ મેળવવો એ કોઇ પંતિયાળાની ફરજ વિરૂધછે એટલુંજ નહી પણ વળી જે કાંઇ નફો મેળવવાની તેની ફરજછે તે નફો પેઢીને કરાવવો તે તેની ફરજછે. આ પ્રમાણે જે નફો પેઢીના સાથેના તેના સબંધથી અથવા પંતિયાળાની મિલકતનો ઉપયોગ કરવાથી તે મેળવશે તે નફો કોરટ તેને પોતાની પાસે રાખવા દેશે નહી, જો એક પંતિઆળો પંતિઆળાની મિલકતનો ઉપયોગ કરીને નફો મે-

ળવેતો એ નફાનો તેણે હિસાબ આપવો જોઇએ. જેમકે એક વહાણ જે માલિકોના સામાન્ય નફાને માટે નીમાએલું હતું તે વાહાણના નાખુદાનો પણ તેમાં થોડોક માલકિ હક હતો, આ કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે નાખુદા મજકુરને ખુદ પોતાના ફાયદાને સારૂ કોઇ ખાનગી કામમાં તે વાહાણનો ઉપયોગ કરવાને કાંઈ હક નથી અને આ પ્રમાણે મેળવેલો નફો બીજા પંતિઆળાઓને ભોગવવામાંથી અટકાયત કરવા વિશેનો કોઇ પણ ઈલાજ કબુલ રાખવા કોરટે ના પાડી. (ગારડનર વિ. મેકશિયન; બિવનશ રીપોટ વા. ૪—પા. ૫૩૪; કલેગવી. ફ્રોશઉવિક. મેકનાગટન અને ગાર્ડન વા. ૧ પા. ૨૯૪; કલેગ વિ.એન્ડ મેડશન, ડિજેકસ મેગનાગટન અને ગોર્ડન વા. ૮ પા. ૭૮૭)

જે પંત્યાળો સપરધાવાળો બીજો ધંધો કરે તે પંત્યાળો પેડીને કેવોજ વાબદાર છે.

૨૫૯. જો કોઈ પંતિયાળો બાકીના પંતિઆળાઓને ન જણાવતાં અને તેઓની સમતિ શિવાર પેડીના ધંધા જોડે સપરધાવાળો તથા તે ધંધામાં હરકત કરતા બીજો કોઈ પણ ધંધો ચલાવે તો તે ધંધામાં મેળવેલા સરવે નફાનો હિસાબ તેણે પેડીને આપવો જોઇએ. અને ધંધાને લાધે પેડીને કાંઇ તોટો આવ્યો હોય તો તેનો બદલો તેણે પેડીને ભરી આપવો જોઈએ.

ટીકા—આ કલમ મુજબ હિસાબ માગવાનો હક ફરિઆદવાળી બાબતનું કારય બીજા પક્ષકારની જાણ બહાર તથા તેની સમતિ શિવાય કરવા ઉપર આધાર રાખેછે. સદરહુ બીજા પક્ષકારનો અનુમત હોય તો દાદ માગવાનો તેનો હક રહેતો નથી.

પેહેડીમાં ફેરફાર થયાથી સ્થિરજામિનગીરી રદ થાયછે.

૨૬૦. એકાદી પેઢીના કારય બાબત કોઇ પણ પેઢીને અથવા ત્રીજા સખસને સ્થિર જામિનગીરી આપવામાં આવી હોય તો જે પેઢીને અથવા જે પેઢાનાં કારય બાબત તે જામિનગીરી આપી હોય તે પેડીના બંધારણમાં કાંઇ ફેરફાર થાય તો બીજી રીતનો કરાર ન હોય ત્યારે તે જામિનગીરી ભવિશકાળનાં કાર્યને સબંધે રદ થઈ એમ સમજવું.

કોઈ પંત્યાળો મરણ પામ્યા પછી જવાબદારી ઉત્પન થઇ તો તેને વાસ્તે મરનારની મિલકત જવાબદાર નથી.

૨૬૧. કોઇ પંતિઆળો મરણ પામ્યો હોય અને તેના મરણપછી પેઢીએ કાંઈ ફરજ માથે લિધી હોય સ્પષ્ટ કબુલાયત ન હોય ત્યારે તે ફરજને સબંધે મરનારની મિલકત જવાબદાર નથી.

ટીકા—જે મરનારના પ્રતિનિધીઓ ધંધો ચલાવેતો સદરહુ મરનાર મોત પછી કરેલા કુરારની જવાબદારી તે પ્રતિનિધીઓના શીરપર છે; પણ જો મરનારના હુકમથી ધંધો ચલાવતા હોયતો મરનાર મજકુરની મિલકતમાંથી તેઓને હામી મળવાનો હક થશે, અને તેનાં જેટલી મિલકત તેણે એ ધંધામાં રોકી હશે તેટલી મિલકત તેના મરણ પછી જ માગનારાઓ થાય તેમને જવાબદાર થશે. (એક તરફથી મારલંડ, વેસી વા. ૧૦ પા. ૧૧૦) પરંતુ આ માગનારાઓને તેના બીજા માગનારાઓની સાથે સ્પર્ધા કરવા દેવામાં નહીં આવે (કટબુશ વિ. કટબુશ, બીવન્સ રીપોર્ટસ વા. ૧—પા. ૧૮૪) મરનારની મિલકત એ ધંધામાં રહેલાછે તથા તે બાબતમાં મરનારના પ્રતિનીધીઓ પઇશા આપવામાં આવ્યાછે એટલીજ વાત ઉપરથી પ્રતિનીધીઓ જરૂરા જરૂર પંત્યાળા બનતા નથી (હોલ્મ વિ. હામન્ડ લો રીપોર્ટસ એકસચેકર વા. ૭—પા. ૨૧૮) જો મરનારનો વારસ મરનારની પુંજીથી એ ધંધો ચલાવતો હસે તો નફાનો ફાળો નફાના મૂળ વિશેના તથા તે ધંધાના સ્વરૂપમાં ત

થા એ કામની બીજી બીનાની વીચારોને અનુસરી નકી કરવામાં આવશે (વિલેટ વિ. પ્લક નફ્ર્ડ હેર વા. ૧ પા. ૨૫૩) છુટા થનાર પંત્યાળાની માફકજ મરનાર પંત્યાળાની મીલકત જવાબદારીમાંથી છુટેછે. જેમકે, કોઇ લેણદાર જો પડયો રહે અને મરનારની મીલકતનો તે ઉપર કાંઈ પણ દાવો કરયા વગર વહિવટ ચલાવા દેતો કોરટ તેને મરનારની પુંજી ઉપર ના દાવામાં મદદ આપશે નહી. (ઓકલી વિ. પાશેબર, કલાર્ક અને ફીનલી વા. ૪ પા. ૨૦૭ રૌબીન્સન વી. એલેકસાંન્ડર કલાર્ક વી. ફીનલી વા. ૩ પા. ૭૧૭)

**પંતીયાળાનાકરજો તથા પંતીયાળાઓનાં પોતાનાં જુદાં જુદાં કરજો આપવાની શે,**

૨૬૨. કોઇ પેહેડીને એકંગતે આપવાના કરજ હોય અને તે પેહેડીના પંતિયાળાને પોતાને આપવાના જુદાં કરજ હોય, ત્યારે પંતીયાળાની મીલકત પ્રથમ પેહેડીનાં કરજ અદા કરવાનાં કામમાં લેવી જોઇએ અને ત્યાર પછી કાંઈ ફાજલ રહેતો પ્રત્યેક પંતીઆળાનો જેટલો હિસ્સો હોય તે હીસો તે પંતીઆળાને પોતાને જે જુદાં કરજ આપવાનાં હોય તે અદા કરવાના કામમાં લેવો જોઇએ, અથવા હિસ્સો મજકુર તે પંત્યાળાને આપવો જોઇએ, કોઇ પણ પંતીઆળાની પોતાની જુદી મીલકત હોય તે પંતીયાળા મજકુરના જુદાં કરજ અદા કરવાનાં કામમાં પ્રથમ લેવી જોઇએ, અને પછી જો કાંઇ ફાજલ રહે તો તે પેહેડીનાં કરજ અદા કરવાનાં કામમાં લેવી.

ટીકાઃ—પંતીયાળાની પુંજી ઉપર પંતીયાળાનો લીયન તેના સહપંતીયાળાઓની વીરૂધ તથા તેમની તરફથી દાવો રાખનાર સખસો વીરૂધ કાયમ રહે છે. (લાંગમી) ના ટરસ્ટની બાબતમાં, વીવન્સ રીપોરટસ વા. ૨૦) પા. ૨૦ અને એવીજ રીતે માગનારનો હક મરનારના પ્રતીનીધીઓ ઉપર બજાવી શકાય છે. આ કલમમાં આ નીયમ આ યાનું કારણ હારવીક નીચે પ્રમાણે બતાવે છે "સમસ્ત મીલકત ઉપર પેહેલો તેમનો હક છે. અને જુદા જુદા માગનારાઓએ જુદી જુદી મીલકતને ધીરયું તેથી જુદી જુદી મીલકત ઉપર પેહેલો તેમનો હક છે." (ટવીસ વી. માસી, આટકીન્સ રીપોરટસ વા. ૧ પા. ૬૭.)

ફકત એક ભાગીયાના ઉપર થયેલા હુકમનામાની બજાવણીમાં મજીયારી મીલકત જપ્ત થઈ શકતી નથી. તે પ્રમાણે ભાગીયા ઉપરજ ફકત દાવો કરવામાં આવ્યો હતો અને તેમાં તે ભાગીયાનેજ હુકમનામાથી જવાબદાર ઠરાવવામાં આવ્યો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે હુકમનામાની બજાવણીમાં તે ભાગીયાનીજ મીલકત ફકત જપ્ત થઇ શકેછે.

ભાગીદારીની મીલકત જ્યારે એક ભાગીદારીના ઉપરના હુકમનામાથી જપ્ત કરવામાં આવી હોય તો તે જપ્તી ઉઠાવવાનો દાવો કરવાને યોગ્ય રીતી એ છે કે ભાગીદારી બંધ પાડી અને જે ભાગીદારી ઉપરના હુકમનામાથી ભાગીદારીની મીલકત જપ્ત કરવામાં આવી હોય તે ભાગીદારીની લહેણી રકમ કેટલી છે, તે નકકી કરવા સારૂ હીસાબ કરાવવાનો દાવો કરવો જોઈએ. એક ભાગીયા ઉપર થએલા હુકમનામાથી ભાગીદારીની મીલકત જપ્ત કરવામાં આવેલી, તેથી તે બજાવણી બંધ પાડવાને બીજા ભાગીયા વિરૂદ્ધ તે મિલકત ઉપર પોતાનો સ્વતંત્ર હક ઠરાવવાને દાવો કરવામાં આવ્યો હતો. તે દાવાની અપીલમાં હાઇકોરટે વાદીની ભાગીદારી બંધ પાડીને હીસાબ લેવા બાબતનો દાવો કરયો હોય એ પ્રમાણે દાવાની અરજી દુરસ્ત કરવાની પરવાનગી આપી, અને તે કામ એવા હુકમ સાથે પાછુ મોકલ્યું કે તે દાવામાં બીજા ભાગીયાઓને પક્ષકારમાં સામેલ કરી હિસાબ લેવો. કરીમભાઇ વિ. ઉત્તર પ્રાંતના કનસરવેટર ઓફ ફોરેસ્ટ ઈ. લા. રી. મુ. વા. ૪ પાનુ ૨૨૨

**પંત્યાળું ભાગ્યા પછી પંતીઆળાઓના હક અને ફરજો કાયમ રહે છે.**

૨૬૩. પંતીયાળું ભાગ્યા પછી પંતીયાળાઓના હકો તથા ફરજો પંતીઆળાનુ કામ આટોપીને બંધ કરવા માટે જે બાબતો જરૂરની હોય તે સરવે બાબતોમાં કાયમ રહેછે એમ સમજવું.

ટીકાઃ—જે કરારો કરવા પંતીયાળા તરફથી વિચાર હોય તેવા કરારોથી પેઢીને બાંધવા દરેક પંતીયાળાનો હક પંતિયાળું ભાગવાથી બંધ પડે છે. પણ પાછળથી કલમમાં જે હકો કાયમ રાખવામાં આવ્યાછે તે હકોનો અમલ કરવાને સારૂ પંતિઆળું ભાગ્યા છતાં પણ કેટલોક અખતિઆર તેમને રહેછે, એમ ઠરાવવામાં આવ્યું છેકે "સામાન્ય કાયદો સ્પષ્ટછે કે પંતીઆળુ ભાગે તો પણ તેનું કામ આટોપીને બંધ કરવા સારૂ પંતીઆળુ કાયમ રહેછે, પંતીઆળુ ભાગ્યા પછી અને તે ભાગ્યા છતાં દરેક પંતીઆળાને પંતીઆળા ખાતે પઇશા લેવા આપવાનો પૂરો અખતિઆરછે. અને પંતીઆળુ ચાલતી વખતે જેટલો હોય તેટલોજ અખતિઆર પંતીયાળાના કામ સારૂ પંતીઆળાની મીલકત વ્યવસ્થા કરવાને માટે છે, અવશ આ પ્રમાણે તેવુંજ જોઇએ. જો એ પ્રમાણે ન હોય તો પંતીયાળુ ભાગ્યું કે તરતજ પંતીઆળાના હીસાબની કોઇ પણ રકમ ઉપર પંતીયાળાઓને વાંધો ન હોય તોપણ હરેક પ્રસંગે કોરટની પાસે રીશીવરને (પંતીઆળાની મીલકતનો વહિવટ કરનારને) વાસ્તે માગણી કરવાની જરૂર પડે' (બુચરટ વિ. ડરેશર, ડીજેકસ. માકનાગટન એન્ડ ગોરડન, વા ૪—પા. ૫૪૨) પંતીઆળાનું કામ આટોપી લેવાના પ્રસંગ બાબતોમાં તેમજ જુના કારનોની બાબતોમાં જે સખશોએ પઇશા આપવાના હોય તેમના જમે કરવાને સારૂ તથા જે સખસોએ પઈશા આપવાના હોય તેમના જમે કરવાને સારૂ તથા જે સખસોને આપવાના હોય તેમને ખાતે ઉધારવાને સારૂ હીસાબ ખુલો રાખવો જોઇએ. (વીલેટ વિ. બલાનફરડ, હેર વા. ૧ પા. ૨૫૩) મરનાર પંતીઆળાના પ્રતિનીધીઓને પંતીઆળાની મીલકત વેચવાનો હકછે (કરોશે વિ. માલ, શલાનસટન વા. ૧—પા. ૪૯૫) પંતીયાળાનું આટોપાને બંધ કરવામાં કોઇ પણ પંતીઆળો તેના અખતિઆર બહાર જશે અથવા ગેરવરતણુક ચલાવશે તો કોરટ તેને અટકાવશે અથવા જો જરૂર હશે તો એ કામનો વહીવટ કરવામાંથી તેમને બાતલ કરશે, (કરોસે વી. કોલીનસ, વેશી વા. ૧૫—પા, ૨૧૮; હોય વી. હોલ માકનાગટન એન્ડ ગોરડન વા. ૩—પા. ૮૫)

પંતીયાળું ભાગ્યા બાબતની જાહેર ખબર. — ૨૬૪. જે પેઢી ભાગ્યા બાબતની પ્રસીદ્ધ ખબર આપવામાં આવી ન હોય તે પેઢી ભાગાથી મજકુર સાથે વેપાર ધંધો કરનાર સખસોના નફા નુકશાનમાં કંઇ જાસ્તી થશે નહીં; પરંતુ તેવા સખસને પોતાને પેઢી મજકુર ભાગ્યાની ખબર મળી હોય તો સદરહુ મુજબ કંઇ જાસતી થશે.

ટીકાઃ—ન્યુસપેપરમાં જાહેર ખબર આપવી એજ જાહેર ખબર આપવાનો રીવાજ છે; પણ પેઢીના નામમાં ફેરફાર તે પેઢીના બારણા ઉપર ચોડવામાં આવ્યો હોય અથવા કોઇ પેઢીના ચેક ઉપર ગાલમ પડતો હોયતો તે બસ છે. (મેક આઇવર વિ. હમબલ, ઈસ્ટ વા. ૧૬ પા. ૧૬૯; બારફુટ વિ. ગુડોળ, કેમ્પબેલ્સ રીપોટ વા. ૩ પા. ૧૪૭), યોગ્ય જાહેર ખબર આપ્યા પછી છુટો પડેલો પંતિયાળો તેના સહપંતિયાળા જુના નામથી એજ ધંધો ચલાવે જાય તેટલા ઉપરથી જવાબદાર ચાલુ રહેતો નથી. (ન્યુશામ વિ. કોલ્સકેમ્પબલ્સ શી. વા. ૨ પા. ૬૧૭).

પંતિયાળુ સમાપ્ત થયા પછી કામ આટોપીને બંધ કરવા વિશે કોરટને અરજ કરવાનો હક પંતિઆળાઓને છે. — ૨૬૫. બીજી રીતનો કાંઈ કરાર ન હોય તો, પંતિયાળુ સમાપ્ત થયા પછી પેઢીનો ધંધો આટોપીને બંધ કરવા સારૂ. તથા પેઢીનું કરજ અદા કરવાની તજવીજ કરવા સારૂ, તથા જે ફાજલ રહે તે પંતિયાળાઓના હિસ્સા મૂજબ તેઓને વેહેંચી આપવા સારૂ, પ્રતેક પંતિયાળો કિંવા તેના પ્રતિનીધી કોરટને અરજ કરી શકે છે.

ખુલાસો.—જે ડિસ્ટ્રીકટ જડજના અધિકારની સ્થાનિક મરયાદાની અંદર પેઢીનો ધંધો ચલાવવાની જગીઆ કીંવા મૂખ્ય જગીયા હોય તે ડીસ્ટીકટ જડજની કોરટ કરતાં કનીષ્ટ પંકતીની ન હોય તેવી કોરટને આ કલમના અરથ મુજબની કોરટ સમજવી.

ટીકાઃ—પંતિઆળુ ભાગવા વિશેનો દાવો કરીને પંતિયાળાનું કામ અટાપી બંધ કરવામાં કોરટની મદદ લેવાનો રસ્તો છે; આવા પંતીયાળાને અથવા તેમના પ્રતિનિધીઓને આ દાવામાં પક્ષકાર કરવા જોઈએ. (કાકસ વિ. સ્ટીફનસ, જ્યુરીસટ નવી આવરતી વા. ૯ પા. ૧૧૪૪.)

નિયમીત જવાબદારીનું પંતીયાળુ, ઇનકોરપોરેટેડ પંતીયાળુ, અને જાઈંટ સ્ટાક કંપનીનાં કાયદા રદ કરયા તેનું પરીશીસ્ટ,

૨૬૬. નીયમીત જવાબદારીના પંતિયાળા ઇનકોરપોરેટેડ પંતિયાળા અને જોઇંટ સ્ટાક કંપની એવા પ્રકારના જે વિશેષ પંતિયાળા હોય તે વિશે વખતે વખત હિંદુસ્તાન મધે જે કાયદા ચાલુ હોય તે મુજબ વ્યવસ્થા થશે.

## પરીસીષ્ટ.

### કાયદા રદ કરયા તે.

### સ્ટાટયુટો.

| સ્ટાટયુ આકટનો નંબર તથા સાલ. | વિષય. | કેટલો રદ કરયો. |
|---|---|---|
| બીજા ચારલ્સના ૨૯માવરષનાસ્ટાટયુટના બાબ ૩ | કપટ અને ખોટા સોગનો બંધ કરવા વિશેનો કાયદો. | કલમ ૧, ૨, ૩, ૪, અને ૧૭. |
| વિકટોરીઆના ૧૧મા તથા ૧૨મા વરષના સ્ટાટયુટનો બાબ ૨૧ | હીંદુસ્તાન મધેના નાદાર દેણદારો વિશે જે કાયદો છે તે એકત્ર કરી દુરસ્ત કરવા વિશે. | કલમ ૪૨ |

